# ગુજરાતના કાદરી અવલિયાએ કિરામ

સાથે કાદરી સિલસિલાના
બીજા મહાન અવલિયાએ કિરામના હાલાત,
શીજરએ તરીકત સાથે

: સંકલન કર્તા :
શાહિદ અહમદ જી. કલીમી

: પ્રકાશક :
એન.બી.એસ. બુક ડીપો
ટોરેન્ટ પાવરની પાસે, મોરકસવાડ, મીરઝાપુર,
અહમદઆબાદ-૩૮૦ ૦૦૧. (ગુજરાત)

# ગુજરાત ના કાદરી અવલિયાએ કિરામ

(સાથે કાદરી સિલસિલાના બીજા મહાન અવલિયાએ કિરામના હાલાત, શીજરએ તરીકત સાથે)

: સંકલન કર્તા :

શાહિદ અહમદ જી. કલીમી



: પ્રકાશક :

એન. બી. એસ. બુક ડીપો

ટોરેન્ટ પાવર ની પાસે, મોરકસવાડ, મીરઝાપુર,

અહમદઆબાદ-૩૮૦૦૦૧. (ગુજરાત)

: એજન્ટ :

કલીમ બુક ડીપો
એન્ડ ઓફસેટ પ્રિન્ટર્સ
ખાસ બજાર, ત્રણ દરવાજા,
અહમદઆબાદ-૩૮૦૦૦૧.
ફોન : ૦૭૯-૨૫૩૫૦૦૫૬

સરખેજ રોજા કમિટી
ડી. પબ્લી. એન્ડ લાયબ્રેરી
મુ. મકરબા, સરખેજ મોટા
રોજામાં, પોસ્ટ, જીવરાજ પાર્ક,
અહમદઆબાદ-૩૮૦૦૫૧.
ફોન : ૦૭૯-૨૬૮૨૮૬૭૫

કાદરી સિલસિલા

અને

અવલિયાઓના સરદાર

હુઝુર સૈયદ

અબ્દુલ કાદીર જીલાની

ગોસુલઆઝમ દસ્તગીર

(રહમતુલ્લાહ અલેહ) ને

ઘણી ઈઝઝત, અહેતરામ

અને અદબ થી

પેશ કરૂ છું.

કિતાબનું નામ : ગુજરાતના કાદરી અવલિયાએ કિરામ
વિષય : સૂફીવાદ
સંકલન કર્તા : શાહિદ અહમદ જી. કલીમી
આવૃત્તિ : ૨૦૧૩
પ્રકાશન નંબર : ૨૩
નકલ : ૫૦૦
પાના : ૧૯૨
કિંમત : રૂપિયા ૧૭૦/- (પોસ્ટેજ ખર્ચ સાથે)
ટાઈટલ કવર : મુનિર એસ. કલીમી
કોમ્પ્યુટર કંમ્પોઝ :
પ્રિન્ટર્સ : કલીમ બુક ડીપો એન્ડ ઓફસેટ પ્રિન્ટર્સ
ખાસ બજાર, ત્રણ દરવાજા,
અહમદઆબાદ-૩૮૦૦૦૧. (ગુજરાત)
પ્રકાશક : એન. બી. એસ. બુક ડીપો
ટોરેન્ટ પાવર ની પાસે, મોરકસવાડ, મીરઝાપુર,
અહમદઆબાદ-૩૮૦ ૦૦૧.

---

Name : Gujarat na Kadri Awaliya-e-Kiram
Compell by : Shahed G. Kalimi
Edition : 1st
Publication No. : 23
Copies : 500
Page : 192
Price : Rs. 170/-
Publisher : N.B.S. Book Depot
Beside Torrent Power, Morkaswad,
Mirzapur, Ahmedabad-380001. (Guj.)
(M) 93 77 455 369

# આ કિતાબની ખૂબીઓ

(૧) આ કિતાબમાં કાદરી સિલસિલાનું આખું નસબનામું આપેલું છે, જે હુઝુર અકરમ હઝરત મુહમ્મદ મુસ્તુફા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) થી હઝરત ગૌસુલઆઝમ દસ્તગીર અબ્દુલ કાદીર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) સુધીના બધા બુઝુર્ગોના હાલાત છે.

(૨) સાથે સાથે જેઓના નસબનામા અમને મળ્યા છે તે અમે આપ્યા છે.

(૩) શીજરએ તરીઅત પણ જેમનું મળ્યું તેઓનું આપવામાં આવ્યું છે.

(૪) બુઝુર્ગાને દીન ની પૈદાઈશ અને વફાત તારીખો પણ સમાવી લેવામાં આવી છે.

(૫) જે અવલિયાએ કિરામ લેખક હતાં, તેઓના નામ ની નીચે 'સાહિબે કિતાબ' અથવા શાયર એવું પણ લખવામાં આવ્યુ છે.

## અનુક્રમણિકા

ભાગ-૨

## ગુજરાતના કાદરી ઔલિયાએ કિરામ

### (૧) અહમદઆબાદ

### અંકલેશ્વર



### હાંસોટ, જિ. અંકલેશ્વર



### સુરત (દ. ગુજરાત)



### રાંદેર, જિ. સુરત



### બહિયલ (તા. દહેગામ, જિ. ગાંધીનગર)



### પાટણ (ઉ. ગુજરાત)

# પ્રસ્તાવના

## તરીકએ (સિલસિલા) કાદરીયા

### -: કાદરી તરીકો :-

તસવ્વુફ (સુફીવાદ) ના અનેક તરીકાઓ (સિલસિલાઓ) છે, જેમાં ચાર તરીકાઓ ઘણાં જ મશહુર છે. આ તરીકાઓના મુબારક નામ તેમજ તેને દુનિયા સામે રજૂ કરનાર તેના મુખ્ય સ્થાપક (બાની, ઈમામ) ના નામ આ મુજબ છે :-

(૧) તરીકએ કાદરીયાહ :- આ તરીકાના ઈમામ હુઝુર સરકાર ગૌષેઆઝમ સૈયદ અબ્દુલકાદીર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) છે.

(૨) તરીકએ સોહરવર્દીયાહ :- આ તરીકાના ઈમામ તથા બાની હઝરત શૈખુશ્શોયુખ શૈખ શહાબુદ્દીન સોહરવર્દી (રહ્મતુલ્લાહ અલૈહ) છે.

(૩) તરીકએ ચિશ્તીયાહ :- આ તરીકાના ઈમામ તથા બાની હઝરત અબુ ઈસ્હાક શામી ચિશ્તી (રહ્મતુલ્લાહ અલૈહ) છે.

(૪) તરીકએ નકશબંદીયાહ :- આ તરીકાના ઈમામ હઝરત ખ્વાજા મુહમ્મદ બહાઉદ્દીન ઝકરીયા મુલ્તાની નકશબંદ બુખારી (રહ્મતુલ્લાહ અલૈહ) છે.



## હિંદુસ્તાનમાં કાદરી તરીકાનું આગમન

હિંદુસ્તાનમાં કાદરી તરીકાના આગમન વિશે કિતાબ "રૌદેકૌષર"માં તેના લેખક લખે છે કે, "મધ્યકાલીન હિંદુસ્તાનમાં કેન્દ્રીય હુકુમતની કમજોરીના યુગમાં મઝહબી અફડાતફડી (કમજોરી, અવ્યવસ્થા) નો પણ સમય હતો, પરંતુ રાજકીય મજબુતાઈ તથા ઈસ્લામી ઉલુમોના ...રના કારણે હાલાતો ફરીવાર સુધરી ગયા. આ ઈસ્લાહી હાલાતમાં એક નવા સુફીવાદી તરીકાની પણ ભારે મદદ મળી, જેણે ઉત્તરીય હિંદુસ્તાન ખાસ કરીને પંજાબ તથા સીંધમાં ઘણી જ નામના હાસિલ કરી, જેની અસર આજે પણ બીજા ખાનવાદાઓથી ઓછી નથી."

આ સિલસિલો હઝરત પીરાને પીર ગૌષેઆઝમ સૈયદ અબ્દુલકાદીર

જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) થી શરૂ થયો. જેઓએ ઈ.સ. ૧૧૬૫ માં બગદાદશરીફમાં વિસાલ ફરમાવ્યો. જેઓના નામ પર આ સિલસિલો કાદરીયાહ કહેવાય છે.

**હિંદુસ્તાનમાં કાદરીયાહ સિલસિલાના સૌથી પહેલાં બુઝુર્ગનું નામ મળે છે, તે દખ્ખણના હઝરત શાહ નેઅમતુલ્લાહ કાદરી (રહમતુલ્લાહ અલૈહ)** છે, જેઓએ ઈ.સ. ૧૪૩૦ માં વિસાલ ફરમાવ્યો, પરંતુ આપના દ્વારા આ સિલસિલો અહીં ફેલાયો નહીં અને સહી તૌર પર જે બુઝુર્ગે હિંદુસ્તાનમાં આ **સિલસિલાની શરૂઆત કરી તે હઝરત મખ્દુમ મુહમ્મદ ગીલાની** (રહમતુલ્લાહ અલૈહ) છે. આપ હુઝુર ગૌષેપાકની ઔલાદમાંથી છે અને વાલિદ સાહેબના વિસાલ પછી હિંદુસ્તાન તશરીફ લાવ્યા હતા, તથા ઉચ્છ શરીફ, જિ. મુલ્તાન, પાકીસ્તાન ને વતન બનાવ્યુ હતું. સુલતાન સિકંદર લોદી આપનો અકીદતમંદ હતો. આપનાથી કાદરી સિલસિલો ઘણો ફેલાયો. ત્યારબાદ આપના ફરઝંદોએ આ સિલસિલાને ઘણો જ મજબુત કર્યો, ખાસ કરીને આપના ફરઝંદ **મખ્દુમ અબ્દુલકાદીર** ષાની (રહ્મતુલ્લાહ અલૈહ) થકી આ સિલસિલો ઘણો જ ફેલાયો, માટે જ આપ અબ્દુલકાદીર ષાની તરીકે ઓળખાય છે.



## ગુજરાતમાં કાદરી સિલસિલો

ગુજરાતમાં કાદરી તરીકાનો ફૈઝ કઈ રીતે રોશનીમાં આવ્યો તેના માટે શાયદ કિતાબ "યાદે અય્યામ" માં લખ્યું છે કે, "સંભવતઃ સૌથી પહેલાં આ સિલસિલાના ફૈઝો બરકાત ગુજરાતવાસીઓ સુધી **હઝરત શૈખ શમ્સુદ્દીન નાગોરી કાદરી** (રહ્મતુલ્લાહ અલૈહ) એ પહોંચાડ્યા. તેઓને આ સિલસિલો હઝરત શૈખ ઈસ્માઈલ બિન ઈબ્રાહીમ જબરુતી (રહ્મતુલ્લાહ અલૈહ) થી પહોંચ્યો હતો. ત્યાર પછી હઝરત શૈખ જમાલ બિન હસન અલ્બગદાદી (રહ્મતુલ્લાહ અલૈહ) ને બહાદુરશાહ ગુજરાતી ગુજરાત લઈ આવ્યો. તેઓએ હી.સ. ૯૭૧ માં વિસાલ ફરમાવ્યો. તેઓના જાનશીન તથા ફરઝંદ **હઝરત શૈખ યતીમુલ્લાહ** (રહ્મતુલ્લાહ અલૈહ) ઘણાં જ જલીલુલકદ્ર શૈખ હતાં, તેઓનો વિસાલ હી.સ. ૧૦૦૯ માં થયો."

'મસ્નવી મઅનવી' ની શર્હ લખનાર હઝરત શૈખ અબ્દુલ ફતાહ

અસ્કરી (રહ્મતુલ્લાહ અલૈહ) પણ આ સિલસિલાના એક મશહુર તથા જાણીતા બુઝુર્ગ છે, જેઓ અહમદઆબાદમાં રહેતા હતાં. તેઓની જ નસ્લમાં મદ્રાસ ઈલાકાનાં વેલોરમાં તેઓનું બરકતવંતુ ખાનદાન છે, જે આજ સુધી પોતાના ઈલ્મ તથા મશખીય્યત વડે ચઢિયાતું છે. હઝરત સૈયદ અબ્દુસ્સમદ ખુદાનુમા (રહ્મતુલ્લાહ અલૈહ) પણ ગુજરાતમાં રહેતા હતા જેના થકી સૈયદ અબ્દુર્રઝઝાક બાંસવીએ નિસ્બત હાસિલ કરી અને આજ સુધી લખનૌ ના ફીરંગી મહેલના આલિમો તેના વડે જ ફૈઝયાબ છે. (યાદે ઐયામ ઉર્દુ પાનું. ૮૯)

## કાદરીયા સિલસિલાનો રૂહાની ફૈઝ ગુજરાતમાં

આપણે ગુજરાતનાં મુસલમાનો કેટલા ખુશનસીબ છીએ અને આપણે ફખ્ર કરવો જોઈએ અને ખૂશ થવા જોઈએ કે આપણી ગુજરાતની સરઝમીન, હઝરત સૈયદ ગૌસુલ આઝમ અબ્દુલ કાદીર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) ના સાહબઝાદાઓની ઔલાદોના પાકીઝા કદમો આજે પણ ગુજરાતમાં મૌજુદ છે અને કાદરીયા સિલસિલાના ફૈઝ થી મખ્લુકને ફૈઝ પહોંચાડી રહ્યા છે.

અમે અહિયાં આપને હઝરત સૈયદ ગૌસુલ આઝમ અબ્દુલ કાદીર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) ના કેટલાક સાહબઝાદાઓની ઔલાદોના બારામાં, જેની અમને માહિતી મળી છે, તે આપને રજુ કરીએ છીએ :-

### હઝરત સૈયદ ગૌસુલ આઝમ અબ્દુલ કાદીર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) ની ઘણી ઔલાદો હતી. જેમાંથી :-

(૧) **હઝરત સૈયદ અબ્દુર્રઝઝાક તાજુદ્દીન કાદરી** (રહ્મતુલ્લાહ અલૈહ) (પૈદાઈશ ૧૪ રજ્જબ હિ.સ. ૫૨૮ - વફાત ૭ શવ્વાલ હિ.સ. ૬૨૩) ના વંશપરંપરા :-

(૧) **હઝરત સૈયદ મુહમ્મદ અલી ઈબ્ને સૈયદ ઈબ્રાહીમ કાદરી** (રહ્મતુલ્લાહ અલૈહ)

**મઝારે શરીફ** :- મુહમ્મદ અલીની મસ્જિદ, જમાલપુર પગથિયા પાસે છે. હાલમાં, પણ આપના વંશના લોકો કાલાવડ, શિતલા,

જિ. જામનગર માં મૌજુદ છે.

(૨) હઝરત સૈયદ અઝીમુદ્દીન કાદરી હમવી ઈબ્ને સૈયદ મહમૂદ કાદરી હમવી (રહમતુલ્લાહ અલૈહ) બગદાદથી અહમદઆબાદ તશરીફ લાવ્યા અને હાલમાં પણ આપનો વંશીય સિલસિલો મીરઝાપુરમાં ચાલી રહ્યો છે.

**(૨) હઝરત સૈયદ અબ્દુલ વહ્હાબ સૈફુદ્દીન કાદરી** (રહમતુલ્લાહ અલૈહ) (પૈદાઈશ શઅબાન હિ.સ. ૫૨૩-વફાત ૨૫ શઅબાન હિ.સ. ૫૯૩) ના વંશપરંપરા :-

(૧) હઝરત સૈયદ જમાલુદ્દીન ઈબ્ને સૈયદ નુરૂદ્દીન હુસૈન કાદરી પંથરી (રહમતુલ્લાહ અલૈહ) છે. આપ બીજાપુર (દક્કન) જિલ્લામાં આવેલ પાથરી (પંથરી) ગામ થી અહમદઆબાદ તશરીફ લાવ્યા. મઝારશરીફ :- રાયખડ, પોસ્ટ ઓફીસ પાસે આવેલ છે. આપના પાંચ સાહબઝાદા હતા. જેમનો વંશીય સિલસિલો હાલમાં પણ ચાલી રહ્યો છે.

(૨) હઝરત સૈયદ અબ્દુલ ખાલિક ઉર્ફે પીરાને પીર (રહમતુલ્લાહ અલૈહ) આપ બગદાદ થી ઈન્દોર માં આવ્યા અને ત્યાંથી અહમદઆબાદમાં આવીને કાયમી મુકામ કર્યો અને અહિંયા જ ખાનકાહે કાદરીયાની બુનિયાદ નાંખી.

મઝારે શરીફ :- ગાયકવાડ ની હવેલીની આગળ, પીરેને પીરના છીલ્લા ના નામે મશહૂર છે, ત્યાં આવેલો છે. આ મઝારે શરીફ ના ચોગાનમાં એમની ઔલાદોના પણ મઝારે શરીફ છે. હાલમાં આપની ઔલાદનો વંશીય સિલસિલો ચાલી રહ્યો છે.

**(૩) હઝરત સૈયદ સીરાજુદ્દીન અબ્દુલ જબ્બાર કાદરી** (રહમતુલ્લાહ અલૈહ) ના વંશ પરંપરા :-

(૧) હઝરત સૈયદ ગ્યાસુદ્દીન મહબૂબુલ્લાહ શહીદ કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

મઝારે શરીફ :- સરસાવણી ગામ, તાલુકા મહમૂદઆબાદ

(મહેમદાબાદ) જિલ્લો ખેડા માં આવેલો છે. આપના સાહબઝાદા હઝરત સૈયદ અબ્દુલ વહ્હાબ માશુકુલ્લાહ કાદરી. (રહ્મતુલ્લાહ અલૈહ)

મઝારે શરીફ :- અહમદઆબાદ, ખાનપુર, ગુજરાત સમાચાર પ્રેસની સામે આવેલ છે. આપની વંશપરંપરાના બીજા બુઝુર્ગાને દીન ના મઝારે શરીફ પણ આવેલ છે અને સાથે એક મસ્જિદ પણ છે, જે અબ્દુલ વહ્હાબ સાહબ ની મસ્જિદના નામથી મશહૂર છે. હાલમાં પણ આપનો વંશીય સિલસિલો પણ ચાલે છે.

(૪) **હઝરત સૈયદ અબુબકર અબ્દુલ અઝીઝ કાદરી** (રહ્મતુલ્લાહ અલૈહ) ના વંશપરંપરા :-

(૧) હઝરત સૈયદ અબ્દુર કાદીર ઉર્ફે સૈયદ સુલ્તાન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

આપ બગદાદ થી અહમદઆબાદમાં તશરીફ લાવ્યા.

મઝારે શરીફ :- પાંચકુવા દરવાજા પાસે આવેલો છે. આપના મઝારે શરીફ ની પાસે આપના નામની મસ્જિદ પણ છે, જેને સૈયદ સુલ્તાન ની મસ્જિદ કહેવાય છે. આપે શાદી કરી ન હતી.

(૨) હઝરત સૈયદ મુહર્રમઅલી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) આપ બગદાદ શરીફ થી મુરાદાબાદ (યુ.પી.) માં તશરીફ લાવ્યા અને ત્યાંથી શીશાંગ (ગામ નું નામ) તા. કાલાવડ શિતલા, જિ. જામનગરમાં તશરીફ લાવ્યા.

મઝારે શરીફ :- પણ શીશાંગ માંજ છે. આપના વંશપરંપરાના કાદરી સૈયદો રાજકોટ અને કાલાવડ શિતલા માં હાલમાં વસે છે.

(૫) **હઝરત સૈયદ અબ્દુલ ખાલિક કુત્બુદ્દીન કાદરી** (રહ્મતુલ્લાહ અલૈહ) ના વંશપરંપરા :-

(૧) હઝરત સૈયદ મુહમ્મદ ફકીરૂલ્લાહ કાદરી છે. (રહ્મતુલ્લાહ અલૈહ) આપ બગદાદ શરીફ થી <u>સીમલક</u> (ગામ) તાલુકા ડાભેલ, જિ. સુરત માં તશરીફ લાવ્યા.

મઝારે શરીફ :- પણ સીમલક, તાલુકા ડાભોલ, જિ. સુરતમાં

આવેલ છે.

આપના વંશજોમાં ઘણાં મહાન અને મશહૂર આલિમો, મુફતીઓ, ફાઝિલો અને બાકમાલ અવલિયાઓ થયા છે. જેમાં હઝરત મૌલાના સૈયદ અબ્દુર્રહીમ લાજપુરી (રહમતુલ્લાહ અલૈહ) જેવા મહાન બુઝુર્ગો થયા. હાલમાં પણ આપનો વંશીય સિલસિલો સુરતમાં ચાલી રહ્યો છે.

## ભાગ-૧

## શજરએ તરીકત કાદરીયાહ

### (૧) હુઝુર નબીએ કરીમ હઝરત મુહમ્મદ મુસ્તુફા

**(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)**

**(પૈદાઈશ - ઈ.સ. ૨૦ જુન ૫૭૧ - પરદા ફરમાવ્યા ૧૨ રબીઉલ અવ્વલ હિ.સ.૧૧)**

આ કિતાબ શરૂ કરતાં પહેલાં અફઝલુલ્અવ્વલીન વલ્આખેરીન હઝરત સૈયદુલ્મુરસલીન (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની મુખ્તસર સીરત મુબારકમાંથી કેટલાક હાલાત આપની આઅલા શાનના ઈઝહાર માટે બરકતરૂપે લખી રહ્યો છું. તરીકતના તમામ સિલસિલાઓ પણ આપની તરફ જ રજુ થાય છે, એટલે મુનાસીબ પણ એ જ છે કે અસલ કિતાબની શરૂઆત આં હઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની મુબારક સીરત ની ઝલક પેશ કરીને જ કરવામાં આવે.

**નૂરેમુહમ્મદી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની પૈદાઈશ :-** જ્યારે અલ્લાહ તઆલાએ મખ્લુકાતને પૈદા કરવાનો ઈરાદો ફરમાવ્યો તો હકીકતે મુહમ્મદી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ને પોતાના અન્વારે મુહમ્મદીયત થી હઝરતે અહમદીય્યત માં જાહેર ફરમાવી, પછી તેના વડે તમામ ઉલવી તથા સીફલી (ભૌતિક અને આધિભૌતિક) આલમોને પોતાની હિકમતના તકાઝા અને પોતાના અગાઉના ઈલ્મ તથા ઈરાદા મુજબ પૈદા કરી અને આપને આપના કમાલે-નબુવ્વતની જાણકારી આપી, તેમજ આપની દાઅવત તથા રિસાલત ઉમુમી (સાર્વજનિક) હોવાની બશારત આપી, તેમ્જ એ કે આપ નબીયુલ્અંબીયા તથા સરતાજુલ્અસ્ફીયા છે, જ્યારે કે આપના વાલીદ હઝરત આદમ (અલયહીસ્સલામ) રૂહ અને જીસ્મ ની વચ્ચે હતાં. પછી આપની અંદરથી અરવાહોના ચશ્મા ફૂટ્યા અને આપની રૂહે મુબારકા આલમે અરવાહમાં કે જે આલમે અજસામ પર રાજ કરે છે, તમામ અરવાહો માટે મદદગાર બની. જો કે જીસ્મના એતબારથી આપનું વજુદ પાછળથી આવેલું છે, પરંતુ તમામ આલમો પર પોતાની રફઅતના લેહાઝથી ચઢિયાતું છે. આપ સીર્રેસમદાની નો ખઝાનો તથા તફરીદે ઈમદાદે રહમાની (રહમાની ઇમદાદોની પૈદાઈશ) ની જડ છે.

**વિલાદતે બાસઆદત :-** હઝરત નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે

વસલ્લમ) ની વિલાદતે બાસઆદત સોમવારના દિવસે ૧૨ રબીઉલ અવ્વલમાં અસ્હાબેફીલની ઘટનાના ૨ વરસ અને ૨ મહિના પછી થઈ. જ્યારે એક મશહુર કૌલ મુજબ અસ્હાબેફીલની ઘટનાના વરસમાં જ થઈ. એક કૌલ પણ છે કે ૧૭ રબીઉલ અવ્વલે નૌશેરવાંના યુગમાં થઈ. આપને કાળા અને ગોરા તથા જીન્નાતો અને ઈન્સાનો તરફ મબઉસ (જાહેર) કરવામાં આવ્યા. જાહેર થવાના સમયે આપની ઉમ્રશરીફ ચાલીસ વરસની હતી. જ્યારે એક કૌલ મુજબ ચાલીસ વરસ અને એક દિવસ અને એવું પણ કહેવાયું છે કે કસ્રા-પાની (અબરવૈઝ) ની સલતનતના વીસ વરસ પછી આપે એલાને નબુવ્વત જાહેર ફરમાવ્યું. સહી કૌલ પ્રમાણે નબુવ્વતની જાહેરાત પછી આપ મક્કામુકર્રમામાં ૧૩ સાલ રહ્યા, અમુકે ૧૫ વરસ અને ૧૦ વરસની મુદ્દત પણ દેખાડી છે. ત્યાર બાદ આપે મદીના તૈબાહ હિજરત ફરમાવી. મદીના તૈયબાહમાં આપની મુબારક આમદ ૧૨ રબીઉલ અવ્વલના ચાશ્ત (સવારે ૧૦ થી ૧૨ વચ્ચેની નમાઝ) ના સમયે થયું, અહીં આપે ૧૦ વરસ ગુજાર્યા.

**હીજરતનું પહેલું વરસ :-** માહે મોહર્રમમાં મસ્જિદ નબવી તથા હુજરાશરીફની તામીર થઈ. મુહાજીરો તથા અન્સારોમાં ભાઈચારો કરાવવામાં આવ્યો. અઝાનની શરૂઆત થઈ.

**હીજરતનું બીજું વરસ :** નીસ્ફ શાબાનની અસરની નમાઝમાં બયતુલ્મુકદસના બદલે કાઅબાને કીબ્લા નક્કી કરવામાં આવ્યું. આપે મસ્જિદે બની સલમામાં બીજી રકાતના રૂકુઅમાં ચહેરોમુબારક ફેરવ્યો. આપની ઈત્તેબા પછી પાછળની સફવાળાઓએ પણ પોતાના ચહેરા ફેરવી લીધા. પાછળથી આ મસ્જિદ ઝુકીબ્લતૈન કહેવાઈ. આજ વરસે માહે શાબાનમાં રમઝાનના રોઝા ફર્ઝ થયા અને સદકએ ફીત્ર વાજીબ થયો. રમઝાનમાં જંગે બદરની ઘટના બની. શવ્વાલમાં હઝરત આઈશા (રદીયલ્લાહો અન્હા) ની રૂખ્સતી થઈ અને હઝરત ફાતેમા (રદીયલ્લાહો અન્હા) ના નિકાહ થયા.

**હિજરતનું ત્રીજું વરસ :** ૭ શવ્વાલને શનિવારે ઓહદનો જંગ થયો તેમજ ઝીલ્કઅદની ચાંદરાતે ગઝવએ-બદર-સુગરા થયો. એ જ વરસે ગઝવએ બની નઝર પણ થયો. ગઝવએ ઓહદ પછી શરાબ હરામ હોવાનો હુકમ આવ્યો.

**હિજરતનું ચોથું વરસ :** ગઝવએ ખંદક થયો. જેને જંગે અહઝાબ પણ કહેવામાં આવે છે. આ જંગમાં મદીના શરીફને પંદર દિવસ સુધી ઘેરાવ કરવામાં

આવ્યો અને યહુદીઓને હરાવ્યા. નમાઝમાં કસ્રનો હુકમ અને તયમ્મુમની આયતો નાઝીલ થઈ.

**હિજરતનું પાંચમું વરસ :** ૧લી મોહર્રમે ગઝવએ ઝાર્તુરીકાઅ થયો. નમાઝે ખૌફ અદા કરવામાં આવી. આ સિવાય દોમતુલ્જંદલ તથા બનીકરીઝાના ગઝવાઓ પણ પેશ આવ્યા.

**હિજરતનું છઠ્ઠુ વરસ :-** ગઝવએ હુદૈબીયાહ, બયર્તુરીદવાન અને ગઝવએ બની મુત્લક થયા.

**હિજરતનું સાતમું વરસ :-** ગઝવએ ખૈબર (ખૈબરનો જંગ) થયો.

**હિજરતનું આઠમું વરસ :-** મુત્તા તથા ઝાતુસ્સલાસીલ ના ગઝવાઓ થયા. રમઝાનમાં મક્કા પર વિજય હાસિલ થયો. હુનૈન તથા તાઈફના ગઝવાઓ થયા.

**હિજરતનું નવમું વરસ :-** ગઝવએ તબુક થયો. ત્યાર બાદ પ્રતિનીધિ મંડળો (વફુદો) નું આગમન થયું અને લોકોની ફૌજની ફૌજ (સમુહ અને સમુહ) ઈસ્લામમાં દાખલ થયા.

**હિજરતનું દસમું વરસ :-** આ વરસે હજ્જતુલ્વિદાઅ થઈ અને સાહેબઝાદા હઝરત ઈબ્રાહીમ (રદીયલ્લાહો અન્હો) નો વિસાલ થયો.

**હિજરતનું અગિયારમું વરસ :-** ૧૨ રબીઉલ અવ્વલની સવારે વિસાલશરીફ ફરમાવ્યા ત્યારે આપની જાહેરી ઉમ્રશરીફ ૬૩ વરસની હતી.

## (૨) અમીરૂલ મોઅમેનીન હઝરત અલી ઈબ્ને અલીતાલીબ (રદીયલ્લાહો અન્હો)

**(પૈદાઈશ - ઈ.સ. ૫ ઓક્ટોબર ૫૯૯, વફાત - ઈ.સ. ૪ ફેબ્રુઆરી ૬૬૧)**

**નસબ તથા વિલાદત :-** અમીરુલમોઅમેનીન હઝરત અલી ઈબ્ને અબી તાલીબ (કર્રમલ્લાહો વજહહુ) બિન અબ્દુલમુત્તલીબ બિન હાશિમ બિન અબ્દે મુનાફ. નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના ખલીફાએ ચહારૂમ તેમજ હઝરત અમીરુલમોઅમેનીન હઝરત ઉસ્માન (રદીયલ્લાહો તઆલા અન્હો) પછી સૌથી અફઝલતરીન ખલાઈક છે.

આપની વાલેદા માજીદાનું મુબારક નામ ફાતેમા બિન્તે અસદ બિન

હાશીમ હતું. આપની વિલાદત ૧૩મી માહે રજજબની જુમ્આના દિવસે ફીલની ઘટનાના ત્રીસ વરસ પછી થઈ અને એક રિવાયત મુજબ ફીલ ના વાકેઆ ના સાત વરસ પછી ખાનએ કાઅબાની અંદર થઈ.

**આપની કુનીય્યત અને લકબશરીફ :-** આપની કુનીય્યત અબુલહસન અને અબુતુરાબ છે. આપના ઈલ્કાબો અમીરૂલમોઅમેનીન, મુર્તઝા, અસદુલ્લાહ અને વલીયુલ્લાહ છે.

**બાળપણની ઘટના :-** "મિર્આતુલ્અસરાર"માં રીવાયત છે કે તેઓએ ત્રણ દિવસ સુધી વાલીદાહનું દૂધ ન પીધું ત્યાં સુધી કે હઝરત રિસાલત પનાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) એ તેઓને ગોદમાં લઈને પોતાનો ચહેરા મુબારક તેઓના ચહેરા પર રાખ્યો અને પોતાની જબાન મુબારક તેઓના મુખમાં આપી દીધી અને આપ કાફી સમય સુધી ચુસતા રહ્યાં, તે ચુસતા રહીને જાહેરી તથા બાતીની અસરારો અને ભેદોથી ફૈઝયાબ થયા.

જ્યારે આપની ઉમ્ર પાંચ વરસની થઈ તો આં હઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) એ આપને પોતાની પાસે રાખ્યા અને આપે ખુદ તેમની તર્બિય્યત ફરમાવી, ત્યાં સુધી કે આંહઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) પર નબુવ્વત જાહેર થઈ. હઝરત અલી (રદીયલ્લાહો અન્હો) ઈસ્લામ વડે મુશર્રફ થયા. ત્યાર બાદ પણ આપ હઝરત રિસાલત પનાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના ઘરમાં રહેતા, ત્યાં સુધી કે હીજરતના બે વરસ પછી આપના નિકાહ હઝરત ફાતેમાહ ઝોહરા (રદીયલ્લાહો અન્હા) થી થયા જેઓની ઉમ્રશરીફ ત્યારે અઢાર વરસની હતી.

**ફૈઝાને વિલાયતનું મર્કઝ :-** હઝરત મીર સૈયદ કિરમાની (રહ્મતુલ્લાહ અલૈહ) પોતાની કિતાબ "સૈયરૂલ્ઔલીયા"માં લખે છે કે, આપે પોતાની કુવ્વત તથા શૌકતની બિનાપર હઝરત રબ્બુલઈઝઝતની તરફથી "અસદુલ્લાહુલ્ગાલીબ"નો ખિતાબ હાસિલ કર્યો. આપ પોતાના ઈલ્મની કસરત (અધિકતા) ના કારણે સહાબાએ કિરામમાં મખસુસ હતાં અને ખીર્કએફક્રનો ખિલ્અત જે હઝરત રીસાલત મઆબ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ને બારગાહે રબ્બુલ ઈઝઝતથી શબે મેઅરાજમાં હાસિલ થયો હતો, હઝરત અલી (રદીયલ્લાહો અન્હો) તેના વડે પણ મુશર્રફ થયા અને આ આધાર પર જ મશાઈખોના તમામ તરીકાઓમાં ખીર્કએ ખીલાફત અતા કરવાની સુન્નત જારી

થઈ, જે બ-ફઝલે ઈલાહી કયામત સુધી જારી રહેશે.'' આ રીતે હઝરત અલી મુર્તઝા (કર્રમલ્લાહો વજહહુ) ની ઝાતે ગીરામી ફૈઝાને વિલાયતનું મર્કઝ છે, માટે જ તરીકતના તમામ તરીકાઓ આપની તરફ મુંતહી છે.

**ફઝાઈલ તથા મર્તબા :-** હઝરત અલી મુર્તઝા (કર્રમલ્લાહુ વજહહુ) નો મકામ ફકો વીલાયતમાં ઘણો જ બુલંદ છે. હઝરત ખ્વાજા જુનૈદ બગદાદી (રદીયલ્લાહો અન્હો) ફરમાવે છે કે, ''હઝરત અલી આ તરીકામાં (તસવ્વુફના તરીકામાં) અમારા ઈમામ છે.''

મીર્આતુલ્અસરારમાં ''રીઝતુશ્શોહદા''થી એ પણ મન્કુલ છે કે, ''ઈમામ અહમદ બિન હંબલ (રદીયલ્લાહો અન્હો) એ ફરમાવ્યું કે, ''અમને આં હઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના કોઈ સહાબીથી એટલી હદે ઈલ્મ પહોંચ્યું નથી જેટલું કે હઝરત અલી (કર્રમલ્લાહુ વજહહુ) થી પહોંચ્યું છે.'' ''શરહે-તાઅરીફ''માં લખ્યું છે કે, ''હઝરત અલી (રદીયલ્લાહો અન્હો) એ જે હકાઈકો અને મઆરીફો (ઈલ્મની બારીકીઓ) બયાન ફરમાવી છે જે આપનાથી પહેલાં કોઈએ બયાન ફરમાવી નથી અને ન તો આપના પછી બયાન ફરમાવી.''

''શવાહેદુન્નબુવ્વત''માં હઝરત ફાતેમાહ (રદીયલ્લાહો અન્હા)થી રિવાયત છે કે, ''જે રાતે અલીની મારી સાથે શાદી થઈ, મને તેનાથી ડર લાગતો હતો કારણકે ઝમીન તેની સાથે વાતચીત કરી રહી હતી. સવારે મેં આ ઘટના આંહઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની ખિદમતમાં અર્ઝ કરી તો આપે એક તવીલ સજદો કર્યો અને પછી ફરમાવ્યું કે, ''હે ફાતેમાહ, તને ખુશખબરી હો પાકીઝા નસ્લની, કારણકે હકત્આલાએ તમારા શોહરને તમામ ખલ્કત પર ફઝીલત આપી છે અને ઝમીનને હુકમ ફરમાવ્યો છે કે તેની ઉપર પૂર્વથી પશ્ચિમ સુધી જે કંઈ ગુજર્યું છે, તે અલી (રદીયલ્લાહો અન્હો) થી બયાન કરે.'' (સુબ્હાનલ્લાહ)

**એક મહાન નસીહત :-** હઝરત ખ્વાજા હસન બસરી (રદીયલ્લાહો અન્હો) એ હઝરત અલી (રદીયલ્લાહો અન્હો) ની ખિદમતમાં અર્ઝ કરી કે, હે અમીરૂલ્મોઅમેનીન મને વસિયત ફરમાવો, આપે ફરમાવ્યું કે, ''પોતાના એહલો અયાલ (બાલ-બચ્ચા-ઘરવાળા) ની ચિંતા મોટાભાગે ન કર્યા કરો, કારણકે જો તેઓ અલ્લાહના દોસ્ત છે તો અલ્લાહ પોતાના દોસ્તોને બરબાદ કરતો નથી અને જો તેઓ અલ્લાહ ત્આલાના દુશ્મન છે, તો અલ્લાહ ત્આલાના દુશ્મનો માટે ગમ

તથા ફીક કરવાની જરૂરત નથી."

**આપની શહાદત :-** "મિર્રાતુલ્અસરાર"માં લખ્યું છે કે જયારે હિજરતના ચાલીસ વરસ થઈ ગયા, તો હઝરત અમીરૂલમોઅમેનીન મોટાભાગના વખતમાં ફિરાક આમેઝ કલામ ફરમાવતા રહેતા હતા. એક દિવસ હઝરત ઈમામ હસન અને ઈમામહુસૈન (રદીયલ્લાહો અન્હુમા) ને બોલાવીને વસિયત કરી અને જે અમાનતો આંહઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) થી આપને મળી હતી તે તેઓને હવાલે ફરમાવી. જે દિવસે હઝરત અમીરૂલમોઅમેનીનને શહાદત નસીબ થઈ, આપ તેની આગળની રાતે ઈબાદત તથા શૌકેહુઝુરમાં જાગતા રહ્યા અને સુબ્હસાદિકના સમયે તાજુ વુઝૂ કરીને મસ્જિદમાં નમાઝ પઢી રહ્યા હતા ત્યારે આફ શહીદ થયા, આપે ખુદા ત્આલાની કસમ ખાઈને ફરમાવ્યું કે આજે મારો મકસદ પુરો થયો, વજુદરૂપી કૈદથી નજાત મળી અને મહબુબે હકીકીનો વિસાલ નસીબ થયો.

ત્યારબાદ ઈમામહસનથી ફરમાવ્યું કે ઈમામતની શરાઈતો અદા કરીને લોકોને નમાઝ પઢાવો. ૧૯ માહે રમઝાન, હી.સ. ૪૦ માં આપની ઉપર હુમલો થયો અને ૨૧ તારીખે જુમ્આની રાતે આપે પોતાની જાન મુશાહેદાએ જાનામાં તસ્લીમ કરી દીધી. "સૈયરૂલ્અકતાબ"માં લખ્યું છે કે આપે જુમ્આની રાતે ૨૩ માહે રમઝાનમાં અને સૌથી વધુ સહી કૌલ મુજબ માહે રમઝાનની ૧૭ તારીખે જામે શહાદત નૌશ ફરમાવ્યો. (વલ્લાહો આઅલમ)

**મુદ્દતે ઉમ્ર અને ખિલાફત :-** "મિર્રાતુલ્અસરાર"ની રિવાયત મુજબ આપની ખિલાફતની મુદ્દત ચાર વરસ નવ મહિના હતી. પરંતુ "સયરૂલ્અકતાબ"ના લેખકના બયાન મુજબ છ વરસ હતી. આપની ઉમ્રશરીફ વિશે જુદી જુદી ચાર રિવાયતો છે. એક કૌલ મુજબ આપની ઉમ્ર શરીફ ૬૩ વરસ, બીજા કૌલ પ્રમાણે ૬૫ વરસ, ત્રીજા કૌલ મુજબ ૫૭ વરસ અને ચૌથા કૌલ મુજબ ૫૮ વરસની હતી.

**આપના ખુલ્ફાઓ :-** કિતાબ લતાઈફે અશરફી, તઝકેરતુલ્ઔલીયા, અવરાદે ગૌષીયાહ તેમજ દરેક સિલસિલાના મશાઈખો એ વાત પર સર્વસંમતિ છે કે હઝરત અલીથી (કર્રમલ્લાહુ વજહુલકરીમ) ખીર્કએ ખિલાફત આ ચાર હઝરાતોને હાસિલ થયા.

(૧) હઝરત ઈમામ હસન (રદીયલ્લાહુ તઆલા અન્હો)

(૨) હઝરત ઈમામ હુસૈન (રદીયલ્લાહુ તઆલા અન્હો)
(૩) હઝરત ખ્વાજા હસન બસરી (રદીયલ્લાહુ તઆલા અન્હો) અને
(૪) હઝરત ખ્વાજા કુમૈલ ઈબ્ને ઝીયાદ (રદીયલ્લાહુ તઆલા અન્હો)

**આપની અઝવાજો અને ઔલાદ :-** આપની નવ બીવીઓ હતી, પરંતુ જ્યાં સુધી હઝરત ફાતેમતુઝઝોહરા (રદીયલ્લાહો અન્હા) ઝીંદા રહ્યા આપે બીજી શાદી કરી નહોતી. આપના વિસાલ પછી આપે આઠ ઔરતોથી અકદેનિકાહ ફરમાવ્યા. તમામ અઝવાજો (પત્નીઓ) થી અઢાર સાહબઝાદા અને બીજી રિવાયત મુજબ ૧૨ સાહબઝાદા અને ૧૫ સાહબઝાદીઓ વજુદમાં આવી. આપના પાંચ ફરઝંદોની ઔલાદ જીવંત રહી બાકી લાવલદ વિસાલ પામ્યાં. આપના ફરઝંદોના મુબારક નામ આ મુજબ છે :- હઝરત ઈમામ હસન, હઝરત ઈમામહુસૈન, હઝરત મુહમ્મદ હનફીયાહ, હઝરત ઉમર, હઝરત અબ્બાસ, (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન)

## (૩) હઝરત ખ્વાજા ઈમામ હસન બસરી (રદીયલ્લાહો અન્હો)

**(પૈદાઈશ - હિ.સ. ૨૧, વફાત - ૧ રજ્જબ હિ.સ. ૧૧૦)**

**પૈદાઈશ :-** હઝરત ઈમામ હસન બસરી (રદીયલ્લાહો અન્હો)ની પૈદાઈશ મદીના મુનવ્વરાહમાં થઈ. જ્યારે આપ પૈદા થયા તો હઝરત ઉમર (રદીયલ્લાહો અન્હો)ની ખિદમતમાં લઈ જવામાં આવ્યાં. આપે ફરમાવ્યું તેનું નામ હસન રાખો કારણકે તે ખૂબરૂ (ખૂબસુરત) છે. આપની વાલેદાહ માજેદાહ ઉમ્મુલ્મોઅમેનીન હઝરત ઉમ્મે સલમા (રદીયલ્લાહો અન્હા)ની ખાદીમા હતાં. એકવાર આપની વાલેદાહ કોઈ કામમાં મશગુલ હતી અને હઝરત ખ્વાજા હસન દૂધ માટે રડી રહ્યા હતાં ત્યારે હઝરત ઉમ્મે સલમા (રદીયલ્લાહો અન્હા) એ મહેરબાની ફરમાવતાં પોતાના પાકીઝા દૂધના કેટલાક કતરાઓ આપના મુહમાં ટપકાવ્યા અને આપનાથી જે આ હજારો કરામત, બરકાત અને અન્વારો જાહેર થયા છે, તે આ હઝરત ઉમ્મે સલમાનું પાકીઝા દૂધ હતું, જે આપની જાનમાં બરકતનું કારણ બન્યું. હઝરત ઉમ્મે સલમા (રદીયલ્લાહો અન્હા) હંમેશા દુઆ ફરમાવતી હતી કે, "ખુદાવંદ આ બાળકને યુગનો મુક્તદાએ ખલ્ક બનાવ અને એવું જ બન્યું."

**મુબારક નામ અને કુનીય્યત :-** આપનું મુબારક નામ "અબુ અલીયુલ્હુસૈન બિનુલ્હસન બસરી" હતું અને કુનીય્યત અબુ મુહમ્મદ તથા અબુસઈદ હતી.

## મસદરે (મૂળ) જમીઅ સલાસીલ
## (તમામ સિલસિલાઓના ઈમામ)

આપ અકાબીર, તાબેઈન તથા ઈમામુલ્હરમૈન હતાં. આપ ઉલુમે જાહેરી અને બાતીનીમાં બેનઝીર હતા. સુલુકની મોટા ભાગની કિતાબોમાં લખ્યું છે કે આપ હઝરત અલી (રદીયલ્લાહો અન્હો)ના ખલીફા છે અને હઝરત ઈમામ હસન બિન અલી (રદીયલ્લાહો અન્હો) અને હઝરત કુમૈલ બિન ઝીયાદ (રદીયલ્લાહો અન્હો) થી તર્બિયત હાસિલ કરેલી છે. "મિર્આતુલ્અસરાર"માં લખ્યું છે કે હકત્આલાએ તમામ જાહેરી અને બાતીની ઉલુમો જે હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ને તાલીમ ફરમાવ્યાં, આં હઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) એ તમામ હઝરત અલી (રદીયલ્લાહો અન્હો)ને અતા ફરમાવ્યા. આપે એ તમામ અસરારો તથા હકાઈકો પોતાની બીયાઝ (નોંધપોથી) માં લખી લીધાં અને અમાનતરૂપે પોતાના એહલેબૈતને સોંપ્યા. તે બયાઝ એહલેબૈત સિવાય કોઈએ જોઈ નહીં. હઝરત અલી (કર્રમલ્લાહો વજહહુ) ક્યારેક ક્યારેક તે અસરારો અને રમુઝો પોતાના ખાસ અંગત રાજદાર સાથીઓ જેમકે હઝરત મુહમ્મદ બિન અબુબક્ર, અબ્દુલ્લાહ બિન ઉમર, અબ્દુલ્લાહ બિન અબ્બાસ, ખ્વાજા કુમૈલ ઈબ્ને ઝીયાદ અને હઝરત ખ્વાજા હસન બસરી (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન)ની સામે બયાન કરતા હતા. એટલે તરીકાના ચાર મૂળભુત ખાનવાદાઓ અને એકતાલીશ શાખારૂપી ખાનવાદાઓમાં **હઝરત ઈમામ હસન બસરી** (રદીયલ્લાહો અન્હો) પહેલા બુઝુર્ગ છે કે જેઓ ઉલુમે અસરાર વડે ફૈઝયાબ થયા, આ ફયુઝ આપને હઝરત અલી (રદીયલ્લાહો અન્હો)થી સીધો હાસિલ થયા છે અને આપના થી આપના ખુલ્ફાઓને પહોંચ્યો છે, માટે આપ મસદરે જમીઅ સલાસીલ છે.

**સહાબાએ કિરામથી મુલાકાત :-** આપને ૧૩૫ (એકસો પાંત્રીસ) અને બીજી રીવાયત મુજબ ૧૩૨ (એકસો બત્રીસ) સહાબાએ કિરામ અને સીત્તેર અસ્હાબે બદર (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન)ની સોહબત

નસીબ થઈ તેઓથી ફયુઝી બરકાત હાસિલ કર્યા અને મખ્લુકના પેશ્વા બન્યા.

**આપની નસીહતો :-** કોઈએ હઝરત ખ્વાજા હસન બસરી (રદીયલ્લાહો અન્હો)થી સવાલ કર્યો કે, "મુસલમાની શું છે ? અને મુસલમાન કોણ છે ?" આપે ફરમાવ્યું કે, "મુસલમાની કિતાબમાં છે અને મુસલમાન જમીનની અંદર સુતેલા છે." એક દિવસ આપને સવાલ કરવામાં આવ્યો કે, "દીનની અસલ (જડ) શું છે ?" આપે ફરમાવ્યું, "વરાઅ (પરહેઝગારી) છે" તો તેઓએ પૂછ્યું કે, "વરાઅ (પરહેઝગારી) ને કંઈ ચીઝ તબાહ કરી નાંખે છે." આપે ફરમાવ્યું, "તમાઅ (લાલચ)" હઝરત માલીક દિનાર (રદીયલ્લાહો અન્હો) એ આપને પૂછ્યું, "આલીમ માટે ખરાબી (અઝાબ) શું છે ?" ફરમાવ્યું, "દિલનું મુર્દા હોવું."

**આપના ખલીફાઓ :-** કિતાબ "મિર્રાતુલઅસરાર"ના લેખકના મતાનુસાર હઝરત ખ્વાજા હસન બસરી (રદીયલ્લાહો અન્હો) ના પાંચ (૫) ખલીફાઓ હતાં (૧) હઝરત ખ્વાજા અબ્દુલવાહીદ બિન ઝૈદ (૨) ઈબ્ને ઝરીન (૩) હઝરત ખ્વાજા હબીબ અજમી (૪) શૈખ ઉઝબા ઈબ્ને અલામ અને (૫) શૈખ મુહમ્મદ વાસેઅ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન) તે સિવાય હઝરત રાબીયા બસરી (રહમતુલ્લાહ અલયહા) ની ગણતરી પણ આપના ખલીફાઓમાં થાય છે, પરંતુ હકીકત એ છે ઓરત ચાહે કેટલાય કમાલાતો અને વિલાયત હાસિલ કરી લે તે ખિલાફત અને ઈર્શાદની કાબેલીયત ધરાવતી નથી.

**આપનો વિસાલ અને મઝારેપાક :-** લખ્યું છે કે જ્યારે આપનો વિસાલ થયો તો આલમેગૈબથી અવાઝ આવ્યો કે, **"ઈન્નલ્લાહસ્તફા આદમ વ નુહવ્વ આલ ઈબ્રાહીમ"** (અર્થાત્ અલ્લાહ ત્આલાએ બર્ગુઝીદા કર્યા આદમને નૂહને અને આલે ઈબ્રાહીમને) જેનાથી સાબીત થાય છે કે આપના કમાલાતો એટલી હદે છે કે જેનું બયાન કરવું મુશ્કેલ છે. આપ કેટલાય સિલસિલાઓના પેશ્વા છે અને આપની રૂશ્દો હિદાયતનો સિલસિલો કયામત સુધી બાકી રહેશે.

આપનો વિસાલ ૪થી મોર્હરમુલ્હરામ હી.સ. ૧૧૧ માં થયો. આપના **રોઝએ મુબારક બસરા (ઈરાક)** થી ત્રણ કોસના અંતરે છે. એક રિવાયત મુજબ આપે હીશ્શામ બિન અબ્દુલ્મલીક મરવાનના યુગમાં તારીખ ૧લી મોર્હરમ હી. ૧૧૦માં બસરામાં વિસાલ ફરમાવ્યો હતો. આપની ઉમ્રશરીફ ૮૯, વરસની હતી.

## (૪) હઝરત ખ્વાજા હબીબ અજમી (રદીયલ્લાહો ત્આલા અન્હો)

(વફાત - હિ.સ. ૧૫૬)

**આપનો પરિચય :-** તરીકતના ઈમામો પૈકી તરીકતના જવાંમર્દ અને શરીઅત પર મજબુતાઈ પૂર્વક ચાલનાર હઝરત ખ્વાજા હબીબ અજમી (રદીયલ્લાહો અન્હો) હતા. આપ બુલંદ હિમ્મત, મર્દેખુદા અને સાહેબે કમાલ બુઝુર્ગ છે.

**આપની તૌબાહ અને ઈરાદત :-** આપે હઝરત ઈમામ હસન બસરી (રદીયલ્લાહો અન્હો)ના હાથ પર તૌબાહ ફરમાવી, મુરીદ બન્યા તેમજ આપનાથી ખિર્કએ ખીલાફત હાસિલ કર્યો. સિલસિલએ કાદરીની આપ મહત્વની કડી છે. તૌબા કર્યા પહેલાં આપની અંદર ઘણો દંભ અને ફસાદ હતો. પરંતુ અલ્લાહ ત્આલાએ સાચી તૌબાહ અતા ફરમાવી. આપે ઘણા સમય સુધી હઝરત ઈમામ હસન બસરી (રદીયલ્લાહો અન્હો) પાસે રહ્યાં અને ઈલ્મ તથા તરીકતથી ફૈઝયાબ થયા.

**આપની બુલંદ શાન :-** આપ અજમી હતાં, અરબી ભાષા પર કાબુ હાસિલ થઈ શક્યો નહીં, પરંતુ અલ્લાહ ત્આલાએ આપને મુકર્રીબ બનાવીને અનેક કરામતો વડે સરફરાઝ ફરમાવ્યા. એક રાત હઝરત ઈમામ હસન બસરી (રદીયલ્લાહો અન્હો)નો આપની ખાનકાહ તરફ ગુજર થયો. આપે ઈકામત કરીને મગરીબની નમાઝ શરૂ કરી ચુક્યા હતાં. હઝરત ઈમામ હસનબસરીએ આપની ઈકતેદામાં (પાછળ) નમાઝ ન પઢી, કારણકે સહી ઉચ્ચાર અને દુરસ્ત મખારીજથી તિલાવતે કુર્આન કરવાની આપને કુદરત હાસિલ નહોતી. હઝરત હસન બસરી રાત્રે સુતા તો દીદારે ઈલાહી હાસિલ થયા. આપે બારગાહે ઈલાહીમાં અર્ઝ કરી કે, "હે રબ્બુલઆલમીન તારી રઝા કઈ ચીઝમાં છે ?" હકત્આલાએ ફરમાવ્યું, "તે મારી રઝા તો મેળવી, પરંતુ તેની કદર ન કરી." આપે અર્ઝ કરી પરવરદીગાર તે કઈ રઝા છે ? હકત્આલાએ ફરમાવ્યું, જો તું હબીબ અજમીની ઈકતેદામાં નમાઝ પઢી લે તો નિય્યતની સેહત અને મોઅતબર ઈબાદતના ખતરાથી મેહફુઝ રહેતો અને તને રઝાએ ઈલાહી "હાસિલ થતી".

**આપની કરામત :-** મશાઈખે તરીકતમાં એ વાત મશહુર છે કે, જ્યારે હઝરત હસન બસરી (રદીયલ્લાહો અન્હો) હજ્જાજના ઝુલ્મથી તંગ આવીને હઝરત હબીબ અજમીની ખાનકાહમાં તશરીફ લાવ્યા અને હજ્જાજના સિપાઈઓ

આપનો પીછો કરતા અંદર સુધી આવ્યા તો સિપાહીઓએ પૂછ્યું, "હે હબીબ, તમે હસન બસરીને ક્યાંય જોયા છે ?" ફરમાવ્યું, "હા," સિપાહીઓએ પૂછ્યું, "કઈ જગ્યા પર છે ?" ફરમાવ્યું, "મારા હુજરામાં છે." તેઓ આપના હુજરામાં ઘુસી ગયાં, પરંતુ ત્યાં કાંઈ જોવા મળ્યું નહીં. સિપાહીઓ સમજ્યા કે હબીબ અજમીએ મઝાક કરી છે, જેથી તેઓએ કડકાઈથી પૂછ્યું, "હું તદ્દન સાચું કહું છું તેઓ મારા હુજરામાં છે ?" સિપાહીઓ બે-ત્રણ વાર અંદર ગયા અને આવ્યાં, પરંતુ તેઓ હસન બસરીને જોઈ શક્યા નહીં. છેવટે તેઓ ચાલ્યા ગયાં. જ્યારે હસન બસરી હુજરામાંથી બહાર તશરીફ લાવ્યા તો ફરમાવ્યું, "હે હબીબ હું સમજી ગયો કે અલ્લાહ તઆલાએ તમારી બરકતથી મને એ ઝાલીમોના પંજાથી મેહફુઝ રાખ્યો. પરંતુ તેનું કારણ બતાઓ કે આપે એવું કેમ ફરમાવ્યું કે આ હુજરામાં છે." હઝરત હબીબ અજમીએ જવાબ આપ્યો કે, "હે મારા મુર્શીદે બરહક ! અલ્લાહ તઆલાએ આપને મારી બરકતથી જાહેર ન કર્યા, પરંતુ સાચુ બોલવાના કારણે ખુદાએ તેઓથી છુપા રાખ્યાં. જો ખોટુ (જુઠ) બોલતો તો અલ્લાહ તઆલા મને અને તમને બંનેને રૂસ્વા (ઝલીલ) કરતો." આ પ્રકારની આપની અનેક કરામતો છે.

**આપની નસીહત :-** હઝરત હબીબ અજમી (રદીયલ્લાહો અન્હો)થી લોકોએ પૂછ્યું કે, "કઈ વસ્તુમાં રઝાએ ઈલાહી છે." તો આપે ફરમાવ્યું, "એવા દિલમાં જ્યાં નિફાકનો ગુબાર પણ ન હોય."

## (૫) હઝરત શૈખ ખ્વાજા દાઉદ તાઈ (રહ્મતુલ્લાહ અલૈહ)

**(વફાત - હિ.સ. ૧૬૨ અથવા ૧૬૫)**

**પરિચય :-** તરીકતના ઈમામોમાંથી એક એવા બુઝુર્ગ છે કે જે લોકોથી કિનારાકશ (દૂર) તથા માન-મર્તબાની લાલચથી બેનિયાઝ હતાં. એટલે કે હઝરત અબુ સુલયમાન દાઉદ ઈબ્ને તાઈ (રહ્મતુલ્લાહ અલૈહ)

આપ અકાબીરે મશાઈખે તરીકત અને એહલે તસવ્વુફ સાદાતમાં પોતાના યુગના બેનઝીર હતા. આપ હઝરત ઈમામે આઝમ અબુ હનીફા (રદીયલ્લાહો અન્હો)ના શાગીર્દ અને હઝરત ફુઝૈલ તથા ઈબ્રાહીમ અદહમ (રીદવાનુલ્લાહે અજમઈન) ના હમઅસ્ર (સમકાલીન) તેમજ હબીબ અજમીના મુરીદ હતા.

**ઈલ્મો દાનીશ :-** તમામ ઉલુમોમાં આપે પૂરેપુરી પારંગતતા હાસિલ કરી હતી અને ઈલ્મે ફીકહમાં ફકીરુલ્હુકહ હતાં. આપે ગોશાનશીની (એકાંતવાસ) અપનાવીને દરેક પ્રકારના માન-મોભાથી બેનિયાઝ થઈ ગયા હતા. કમાલે ઝોહદી તકવાના માલિક હતા. આપના ફઝાઈલો તથા મનાકીબો તેમજ મામલાતે આલમમાં ઘણા જ મશહુર હતાં. હકાઈકો તથા મઆરેફતોમાં પુરી કામયાબી મેળવી હતી.

આપે પોતાના એક મુરીદને એકવાર ફરમાવ્યું, "હે ફરઝંદ, જો તું સલામતી ઈચ્છતો હો તો દુનિયાને છોડી દે અને જો બુઝુર્ગી ઈચ્છતો હોય તો આખેરતના ઈન્આમો ઈકરામની ખ્વાહીશના ગળા પર છરી ફેરવી દે." કારણકે આ બંને મકામો પડદારૂપે છે અને તમામ ખ્વાહીશાતો આ બે ચીઝોમાં જ છુપાયેલી છે. જે શખ્સ જિસ્મ (શરીર, જાહેર) થી ફારીગ થવા ચાહે તેને કહી દો કે દુનિયાથી કિનારાકશ થઈ જાય અને જે શખ્સ રૂહથી ફરાગત (છુટકારો) ચાહે તો તેને કહી દો કે આખેરતની ખ્વાહીશ દીલથી ફેંકી દે.

**આપનો તકવો :-** આપ હઝરત મુહમ્મદ બિન હસનની સોહબતમાં ખૂબજ રહેતા હતા અને હઝરત ઈમામ અબુયુસુફની પાસે પણ ફરકતા નહોતા. લોકોએ આપને પૂછ્યું, "આ બંને શખ્સ મોટા આલીમ છે, તો તેનું શું કારણ છે કે આપ એકને અઝીઝ (પ્રિય) રાખો છો અને બીજાને પાસે પણ આવવા દેતા નથી ?" આપે ફરમાવ્યું, "કારણ એ છે કે હઝરત ઈમામ મુહમ્મદ બિન હસને દુન્યવી માલ આપીને ઈલ્મ હાસિલ કર્યું છે અને તેઓનું ઈલ્મ દીનની ઈઝઝત તથા દુનિયાની ઝીલ્લતનું કારણ છે. જ્યારે ઈમામ યુસુફે દુર્વેશી તથા મિસ્કીની આપીને ઈલ્મ હાસિલ કર્યું છે અને પોતાના ઈલ્મને ઈઝઝત તથા મર્તબાનો જરીયો બનાવેલ છે, એટલા માટે હઝરત ઈમામ મુહમ્મદ ઈબ્ને હસન તેઓની બરાબર થઈ શકતા નથી."

હઝરત માઅરુફ કર્ખી (રહ્મતુલ્લાહ અલૈહ) ફરમાવે છે કે, "હઝરત દાઉદ તાઈની જેમ દુનિયાને હકીર તથા કમતર જાણનાર બીજા કોઈને જોયા નથી. એટલા માટે કે તેઓ દુનિયા તથા દુનિયાવાળાને ઝલીલ તથા હકીર (તુચ્છ) જાણે છે અને ફુકરાઓને ચશ્મે કમાલથી જોતા હતા, ભલેને તેઓ આફતોમાં ડૂબેલા હોય." આપના મનાકીબો ઘણાં જ છે. (વલ્લાહો આઅલમ)

## (૬) હઝરત શૈખ અબુ મહફૂઝ ખ્વાજા માઅરુફ કર્ખી
### (રહ્મતુલ્લાહ અલૈહ)
### (વફાત - ૨ મુહર્રમ હિ.સ. ૨૦૦)

**નામ તથા નસબ :-** હઝરત શૈખ માઅરુફ કર્ખી (રહ્મતુલ્લાહ અલૈહ) મુતકદેમીન (આગળના) મશાઈખોમાંથી છે અને હઝરત સારીસકતી ના ઉસ્તાદ તથા મુર્શીદ છે. આપ પહેલા તબકકા (દૌર)ના બુઝુર્ગોમાંથી છે. આપનું મુબારક નામ માઅરુફ છે અને કુનીય્યત અબુ મેહફુઝ છે. આપના વાલિદેમાજીદનું નામ ફિરોઝ હતું. હઝરત માઅરુફ કર્ખીના વાલિદ હઝરત ઈમામ અલીરઝા બિન મુસા અલ્કાઝીમના દરબાન હતા અને તેઓના હાથ પર ઈસ્લામ લાવ્યા હતા. તેઓના વિસાલની ઘટના અજીબો ગરીબ છે. એકવાર લોકોને હાજરીની આમ ઈજાઝત આપી હતી, મખ્લુકે ખુદાએ એટલી હદે ઘસારો કર્યો કે આપ આ ભીડભાડમાં પડી ગયા અને પોતાની જાન જાંઆફરીં (અલ્લાહત્આલા) ને સુપર્દ કરી દીધી.

**આપની ઈરાદત :-** હઝરત શૈખ માઅરુફ કર્ખી, હઝરત શૈખુશ્શોયુખ દાઉદ તાઈ (રહ્મતુલ્લાહ અલૈહ) ની સોહબતમાં રહ્યાં છે અને તેઓથી ફૈઝ હાસિલ કર્યો છે. હઝરત દાઉદ તાઈ (રહ્મતુલ્લાહ અલૈહ) નો હી.સ. ૧૬૫ માં વિસાલ થયો છે.

**આપની વિલાદત અને વિસાલ :-** હઝરત માઅરુફ કર્ખીની વિલાદત હી.સ. ૧૫૬માં થઈ અને આપે ૨, મોહર્રમ હી.સ. ૨૦૦માં અમીરૂલ મુસ્લેમીન મામુન રશીદના યુગમાં વિસાલ ફરમાવ્યો.

**આપનો મઝારેપાક :-** આપનો મઝારેપાક બગદાદશરીફમાં (ઈરાક) ઝીયારતગાહે ખાસોઆમ તથા દુઆની કબુલીયતની જગ્યા છે.

**આપના કેટલાક ઈર્શાદો :-** આપનો ઈર્શાદ છે કે, "સુફી આ દુનિયામાં મહેમાન છે હવે મહેમાનનું મેઝબાન પાસે જરૂરતો પેશ કરવુ એ તેની ઉપર ઝયાદતી છે. જે મહેમાન અદબવાળો હોય છે તે ઈતઝારમાં રહે છે, માંગણી કરતો નથી."

એક શખ્સે હઝરત માઅરુફ કર્ખીથી અર્ઝ કરી કે મને કંઈક નસીહત ફરમાવો. આપે ફરમાવ્યું, "એ વાતથી ડરો કે ખુદાવંદ તમને મિસ્કીનીના લિબાસ સિવાય અન્ય કોઈ લિબાસમાં જૂએ."

## (૭) હઝરત શૈખુશ્શોયુખ શૈખ સારી સક્તી (રહ્મતુલ્લાહ અલૈહ)

(પૈદાઈશ - હિ.સ. ૧૫૫, વફાત - ૧૩ રમઝાન હિ.સ. ૨૫૩)

**નામ અને નસબ :-** આપ અવ્વલ તબક્કાના મશાઈખો પૈકી છે. આપનું મુબારક નામ સારી સક્તી છે અને કુન્નીયત અબુલહુસૈન છે. આપની અઝમતનો અંદાઝો તેનાથી થઈ શકે છે, કે "આપ સૈયદુત્તાએફા હઝરત જુનૈદ બગદાદી તથા બીજા બગદાદના તમામ સુફિયાએ કિરામના ઉસ્તાદ છે. આપ હઝરત હારીસ મુહાસબી અને બીશર હાફી (રહ્મતુલ્લાહ અલૈહ)ના સમકાલીનમાંથી છે અને યુગના મશહુર શૈખ હઝરત માઅરુફ કર્ખી (રહ્મતુલ્લાહ અલૈહ) ના શાર્ગીદ અને ઈરાદતમંદ છે."

**આપની બુલંદ શાન :-** આપ હઝરત જુનૈદ બગદાદી (રહ્મતુલ્લાહ અલૈહ)ના પીરોમુર્શીદ છે. હઝરત જુનૈદ બગદાદી ફરમાવે છે કે, "મેં હઝરત સારી સક્તી (રહ્મતુલ્લાહ અલૈહ) થી વધુ કોઈને આબીદ કે ઝાહીદ જોયા નહીં. સીત્તેર વરસની સોહબત દરમિયાન મેં મૌતની બિમારી સિવાય આપને ક્યારેય સુતેલા ન જોયા."

હઝરત જુનૈદ બગદાદી (રહ્મતુલ્લાહ અલૈહ) ફરમાવે છે કે, "નઝાઅ (સકરાત)ના આલમમાં મને નસીહત ફરમાવી કે, "બુરા લોકોની સોહબતથી હંમેશા બચજે અને નેક લોકોની સોહબતમાં પણ ખુદાથી તાઅલ્લુક તોડતો નહીં."

હઝરત જુનૈદ બગદાદી (રહ્મતુલ્લાહ અલૈહ) ફરમાવતાં હતાં કે, એકવાર હું મારા મુર્શીદ (સારી સક્તી)ની ખિદમતમાં હાજર હતો, કેટલાક લોકો દરવાજા પર આવ્યા, મને ફરમાવ્યું કે જૂઓ દરવાજામર કોણ છે કોઈ પરાયો તો નથીને, મેં અર્ઝ કરી, નહીં, એક દુર્વેશ છે જે આજ રસ્તાનો તાલીબ છે. આપે ફરમાવ્યું તેને અંદર બોલાવી લો. હઝરત સારી સક્તી (રહ્મતુલ્લાહ અલૈહ) તેની સાથે ઘણીવાર સુધી વાતો કરતા રહ્યા, વાત એટલી હદે ખામોશી સાથે થઈ રહી હતી કે હું તે સમજી શકતો નહોતો, મને ઉલઝન પૈદા થવા લાગી ત્યારે હઝરત સારી સક્તી એ તે દુર્વેશને મોટા અવાઝથી ફરમાવ્યું કે, "શું તમે કોઈની શાગીર્દી પણ અપનાવી છે ?" દુર્વેશે કહ્યું, "જી હાં, હીરાતમાં મારા એક ઉસ્તાદ હતા કે નમાઝના ફર્ઝો હું તેમને શીખવતો હતો અને તેઓ મને ઈલ્મે તૌહીદ શીખવતા હતા, જે સાંભળીને હઝરત સારી સક્તીએ ફરમાવ્યું કે, "જ્યાં સુધી

આ તૌહીદનું ઈલ્મ ખુરાસાનમાં પોતાના સ્થાન પર ટકેલું રહેશે, દુનિયામાં દરેક જગ્યાએ મળશે અને જ્યારે ખુરાસાનમાં આ ઈલ્મ ખત્મ થઈ જશે, તો પછી પૂરી દુનિયામાં કોઈ જગ્યાએ નહીં મળે."

**આપનો વિસાલ :-** આપે ૩, રમઝાન હી.સ. ૨૫૩માં મંગળવારના દિવસે સવારે વિસાલ ફરમાવ્યો. હઝરત સારી સક્તી (રહ્મતુલ્લાહ અલૈહ)ની ઉમ્રશરીફ ઘણી લાંબી હતી. હઝરત જુનૈદ બગદાદીને ૭૦ વરસ સુધી આપની ખિદમતનો મોકો હાસિલ થયો. હઝરત જુનૈદ બગદાદી (રહ્મતુલ્લાહ અલૈહ)નો વિસાલ હઝરત સારી સક્તીના વિસાલ પછી ૪૪ વરસ પછી થયો. આપનો મઝારે પાક બગદાદ શરીફમાં છે.

## (૮) હઝરત શૈખ જુનૈદ બગદાદી (રહ્મતુલ્લાહ અલૈહ)

**(પૈદાઈશ - હિ.સ. ૨૧૮, વફાત - ૨૭ રજ્જબ હિ.સ. ૨૯૭)**

**મુબારક નામ અને લકબ :-** આપનો તાઅલ્લુક રૂમના અસ્હાબો સાથે છે. આપનું નામ મુબારક જુનૈદ બિન મુહમ્મદ બિન જુનૈદ છે અને લકબ ક્વારીરી છે. આપને ઝુજ્જાજ અને ખર્રાઝના લકબ વડે પણ ઓળખવામાં આવે છે. ક્વારીરી અને ખર્રાઝ એ એતબારથી કહેવામાં આવે છે કે આપના વાલિદ કાચના વેપારી હતા. તારીખે યાફઈ માં કહેવામાં આવ્યું છે કે, તેઓને ખર્રાઝ એટલા માટે કહેવામાં આવતા હતાં કે આપ કાંસનું કામ (શીશાગીરી) કરતા હતા.

**વતન અને પૈદાઈશ :-** આપની પૈદાઈશનું સ્થળ બગદાદ છે. પરંતુ આપનું મૂળવતન નહાવીંદ (ઈરાન) છે. આપ અકીદામાં અબુસૌર (જે ઈમાંમ શાફઈ (રહ્મતુલ્લાહ અલૈહ) ના અકાબીર શાગીર્દોમાંથી છે) ની તાબેદારી કરતા હતા. અમુકનો ખ્યાલ છે કે હઝરત સુફિયાન સૌરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના સિલસિલા પર હતા.

**સુફિયાએ કિરામમાં આપનો મકામ :-** આપને સુફિયોના ઈમામ તથા પેશવા તરીકે સ્વીકારવામાં આવ્યા છે. અકાબીર સુફિયાએ કિરામ શૈખ ખર્રાઝ, શૈખ રહીમ, શૈખ નૂરી (રહ્મતુલ્લાહ અલૈહ) તમામ આપની તરફ નિસ્બત ધરાવતા હતા.

શૈખ અબુ જાફર હદ્દાદ (રહ્મતુલ્લાહ અલૈહ) કહે છે કે, "જો અક્કલને મર્દોની સુરતમાં આપવામાં આવતી તો જુનૈદ ની શક્લ પર હોતી."

**પીરો મુર્શીદની ખિદમતમાં :-** એકવાર આપ બાળપણની હાલતમાં ખેલકુદમાં ડૂબેલા હતા. હઝરત શૈખ સારી સક્તી (રહમતુલ્લાહ અલૈહ) એ (જે આપના મામુ તેમજ પીરોમુર્શીદ છે) ફરમાવ્યું, "હે છોકરા, શુક્ર વિશે તું શું કહે છે?" આપે જવાબ આપ્યો કે, "શુક્ર એ છે કે નેઅમતની સાથે તેના ગુનાહોં પર મદદ તલબ ન કરવામાં આવે." (ગુનાહોંથી બચે) હઝરત સારી સક્તીએ ફરમાવ્યું, "મને એ વાતનો ખતરો છે કે તારી જબાનથી જે આ વાત નીકળી છે, ક્યાંક એ જ તારો હિસ્સો ન બની જાય. શૈખ જુનૈદ ફરમાવે છે કે, હું હંમેશા એ વાતથી કાંપતો અને ડરતો રહેતો હતો કે ક્યાંક મારાથી કોઈ ગુનાહ ન થઈ જાય, કે એક દિવસ હું શૈખની ખિદમતમાં હાજર થયો અને જે કંઈ તેઓ માટે જરૂરી ચીઝો હોઈ શકે છે તે સાથે લઈ ગયો. તેઓએ મને ફરમાવ્યું, "જુનૈદ તારા માટે ખુશખબરી છે કે મેં હક તઆલાથી દુઆ માંગી હતી કે મારા જુનૈદને કોઈ ફલાહ પામેલા અને તૌફીકવાળાના જરિયાથી મારી પાસે પહોંચાડી દે." (અને તું આવી ગયો).

**શૈખ જુનૈદનું વાઈઝ અને કરામત :-**

શૈખ જુનૈદ ફરમાવે છે કે, મારા મુર્શિદે મને ફરમાવ્યું કે, "લોકોને વાઈઝ સંભળાવ્યા કરો." પરંતુ મારી અંદર એટલી હિમ્મત નહોતી, તેમજ હું મારી જાતને આ કામ માટે લાયક સમજતો નહોતો. એક રાત્રે હું સરવરે કૌનેન (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના દીદાર વડે ખ્વાબમાં મુશર્રફ થયો. મેં સાંભળ્યું કે આપ ફરમાવી રહ્યા છે. **"કલ્લમ અલન્નાસ"** (વાઈઝ કહ્યા કરો) પછી હું બેદાર થયો અને ફજરથી પહેલા શૈખની ખિદમતમાં હાજર થયો અને દરવાજો ખટખટાવ્યો, તેઓએ મને જોતાવેંત જ ફરમાવ્યું, "જ્યાં સુધી તને (આલમે ખ્વાબમાં) કહેવામાં ન આવ્યું તેં મને સાચો ન સમજ્યો." સવારના સમયે મેં વાઈઝ કહેવાનો ઈરાદો કર્યો, થોડી જ વારમાં આ સમાચાર પુરા શહેરમાં મશહુર થઈ ગયા કે જુનૈદ વાઈઝ કહેનારા છે. હું વાઈઝમાં મશગુલ હતો કે, એક કાફીર યુવાન કે જે કાફીરોના લિબાસમાં નહોતો (મુસલમાનોના લિબાસમાં હતો) મજલીસમાં આવ્યો અને એક કિનારા પર ઊભો રહી ગયો અને બુલંદ અવાઝથી કહ્યું, "અય્યોહશૈખો મા માઅની કૌલુર્રસુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ઈત્તકુ ફીરાસ્તીલ્મોઅમીન ફઈન્નહુ યનઝુર બે નુરીલ્લાહ" (અર્થાત : હે શૈખ હદીસ રસુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) છે કે, "મોમીનની ફરાસત અને દાનાઈથી ડરો કે બેશક તે ખુદાના નૂર વડે જૂએ છે, તેનો શું અર્થ છે?) શૈખ જુનૈદ

ફરમાવે છે કે, તેનો સવાલ સાંભળીને થોડીવાર માટે મેં મારૂં મસ્તક ઝુકાવ્યું (મુરાકીબ થયો) પછી મેં મસ્તક ઊંચકીને તેને કહ્યું, હેનવજવાન ઈસ્લામ સ્વીકારી લે, તારો ઈસ્લામ લાવવાનો સમય આવી પહોંચ્યો છે." હઝરત ઈમામ યાફઈ (રહ્મતુલ્લાહ અલૈહ) ફરમાવે છે કે, "લોકો એવું વિચારે છે કે આ ઘટનાથી શૈખ જુનૈદની એક કરામતનો ઈઝહાર થાય છ અને હું કહું છું કે તેમાં એક નહીં બે કરામતો છે, એક તો તે નવજવાનના કુફ્રથી માહીતગાર થવું અને બીજું એ વાતથી જાણકાર થઈ જવું કે તે હમણાં જ ઈસ્લામ કબુલ કરી લેશે."

**આપનો વિસાલ અને મઝારશરીફ :-** આપનો વિસાલ હી.સ. ૨૯૭માં બગદાદમાં થયો. કિતાબ 'તબકાતે શાફીયાહ' અને 'રિસાલાએ કુશૈરીયાહ'માં પણ આ વાતનું જ સમર્થન મળે છે. આપના મઝારેપાક બગદાદશરીફમાં (ઈરાક) મરજાએ ખાસોઆમ છે.

## (૯) હઝરત શૈખ અબુબકર શિબ્લી (રહ્મતુલ્લાહ અલૈહ)

**(પૈદાઈશ - હિ.સ. ૮૬૧, વફાત - ૨૭ ઝીલહજ્જ હિ.સ. ૯૫૫)**

**મુબારક નામ, કુન્નીયત અને લકબ :-** આપનું મુબારક નામ જાઅફર બિન યુનુસ તથા બીજી રિવાયતમાં દલફ બિન મજદ છે. આપની કુન્નીયત અબુબકર છે અને આપ અવામની અંદર શિબ્લીના લકબ વડે મશહુર હતાં.

**વતન અને ખાનદાન :-** એક કૌલ મુજબ આપનું ખાનદાન ખુરાસાનના એક ગામ શબીલાહથી સંબંધીત હતા, (માટે શિબ્લી કહેવાય છે) જન્મસ્થળ બગદાદ છે. એક રિવાયત મુજબ આપની પૈદાઈશનું સ્થળ સાંમરાહ છે અને આપની અસલ સરોશુમ્બા છે, જે ફરખાના પ્રદેશમાં આવેલ છે. આપ શરૂ શરૂમાં ગુપ્ત રીતે ખલીફા હતા.

**બયઅતે તરીકત :-** આપ સૈયદુત્તાઈફા હઝરત શૈખ જુનૈદ બગદાદી (રહ્મતુલ્લાહ અલૈહ) ના ખાસ મુરીદ છે. આપને ખિર્કો પણ એજ બારગાહમાંથી મળેલો છે. હઝરત શૈખ જુનૈદ બગદાદી (રહ્મતુલ્લાહ અલૈહ) ખુદ ફરમાવે છે કે, "દરેક કૌમમાં એક તાજ (સરદાર) હોય છે અને આ કૌમનો તાજ હઝરત શૈખ શિબ્લી (રહ્મતુલ્લાહ અલૈહ) છે. આપ માલીકી મઝહબનું અનુસરણ કરતા હતા."

**આપની રૂહાની કૈફીયત અને તશરીહાત :-** રિવાયત છે કે આપ પોતાની ઝીંદગીના અંતિમ વર્ષોમાં **'લા-ઈલાહા ઈલલલ્લાહ'** ને બદલે માત્ર "અલ્લાહ" શબ્દ કહેતા હતા, આ વાતની બીના પર એ યુગના મશાઈખોને આપના વિશે શંકા પૈદા થઈ, તેમજ અવામે આપની ઉપર તાણાં તથા કટાક્ષ શરૂ કર્યા, પરંતુ આપનો જલાલ અને હૈબત એટલી હતી કે, કોઈનામાં આપને પૂછવાની હિમ્મંત નહોતી.

**વિસાલ અને મઝારેપાક :-** આપનો વિસાલ હી.સ. ૩૩૪માં ૨૭ ઝીલહજ્જ અને જુમ્આની રાતે થયો. આપની ઉમ્રશરીફ ૮૮ વરસની હતી. **મઝારે મુબારક બગદાદ શરીફમાં છે.** તેની તખ્તી પર લખેલું છે "જાઅફર બિન યુનુસ"

## (૧૦) હઝરત શૈખ અબ્દુલ અઝીઝ તમીમી (રહમતુલ્લાહ અલૈહ)

આપ ઘણા મોટા પાયાના બુઝુર્ગ છે. આપથી ઘણી કરામતો જાહેર થઈ છે. **આપ હઝરત અબુબકર અબ્દુલ્લાહ શિબ્લી (રહમતુલ્લાહ અલૈહ) ના ખલીફા હતા** અને પછી આપે પોતાના સાહબઝાદા હઝરત શૈખ અબ્દુલ વાહીદ તમીમી (રહમતુલ્લાહ અલૈહ) ને ખિલાફત આપી.

કિતાબ "રૌઝતુલ અઝહર" માં લખેલું છે કે હઝરત શૈખ અબ્દુલ અઝીઝ તમીમી, હઝરત શૈખ અબુબકર શિબ્લીના ખલીફા છે, અમુક કાદરીયાહ સિલસિલાના શાજરાઓમાં હઝરત શૈખ અબ્દુલ અઝીઝ તમીમીનું નામ જોવા મળતું નથી, પણ, ખરેખર અબ્દુલ અઝીઝ તમીમીનું નામ હોવું ઘણું જરૂરી છે.

**આપની વફાત અને મઝારે શરીફ :-** આપની વફાત હિ.સ. ૪૨૫ માં થઈ. **આપનો મઝારેશરીફ બગદાદમાં છે.**

## (૧૧) હઝરત અબ્દુલવાહીદ તમીમી (રહમતુલ્લાહ અલૈહ)

**(વફાત - ૨૬ જમાદીઉસ્સાની હિ.સ. ૪૨૫)**

**મુબારક નામ અને કુન્નીયત :-** આપનું મુબારક નામ 'અબ્દુલવાહીદ' છે. આપની કુન્નીયત 'અબુલફઝલ' છે. આપના વાલીદે બુઝુર્ગવારનું નામ 'અબ્દુલઅઝીઝ બિન હરસ બિન અસદ' છે.

**સિલસિલે તરીકત :-** આપ આ ગીરોહએ સુફીયાના અકાબીર છે. અને હઝરત શૈખ અબુબકર શિબ્લી (રહમતુલ્લાહ અલૈહ) ના કામીલ તરીન મુરીદોમાંથી છે.

**વિસાલ અને મઝારેપાક :-** આપનો વિસાલ હી.સ. ૪૪૦ જમાદીયુલ અવ્વલ મહિનામાં થયો. મઝારેપાક હઝરત ઈમામ હંબલ (રહમતુલ્લાહ અલૈહ) ના મકબરામાં છે.

## (૧૨) હઝરત શૈખ મુહમ્મદ અબુલફરહ તરતુસી (રહમતુલ્લાહ અલૈહ)

**મુબારક નામ :-** આપનું મુબારક નામ અબુલફરહ છે. આપનું મૂળવતન તરતુસ હોવાના કારણે તરતુસી તરીકે ઓળખાય છે. સિલસિલએ કાદરીયાહમાં તરતુસી નિસ્બત આપના થકી જ લાગે છે.

**આપની ઈરાદત :-** આપ હઝરત શૈખ અબ્દુલવાહીદ તમીમી (રહમતુલ્લાહ અલૈહ) ના મુરીદોમાંથી છે અને પોતાના યુગના કામીલ ઔલિયા તથા સાહેબે મકામાત અને કરામાત બુઝુર્ગોમાંથી છે.

આપના વધુ હાલાતો મળી શકતા નથી, તેમજ ન તો આપના વિસાલ કે મઝારેપાક વિશે માહિતી મળે છે. પરંતુ સંભવતઃ આપનો મઝારેપાક બગદાદશરીફમાં છે.

## (૧૩) હઝરત શૈખ અબુલહસન અલી હંકારી (રહમતુલ્લાહ અલૈહ)

**પૈદાઈશ - હિ.સ. ૪૦૯, વફાત ૧ મુહર્રમ હિ.સ. ૪૮૬)**

**મુબારક નામ અને વતન :-** આપનું મુબારક નામ અબુલ હસન અલી છે. આપનું વતન હંકાર છે, જે બગદાદશરીફ થી થોડો દૂર છે.

**સિલસિલએ ઈરાદત :-** આપ હઝરત શૈખ અબુલફરહ તરતુસી (રહમતુલ્લાહ અલૈહ) ના મુરીદ અને ખલીફા છે. આપ પોતાના યુગના મહાન મશાઈખો તથા સાહેબે કશ્ફો-કરામત બુઝુર્ગોમાંથી છે.

**વિસાલ :-** આપનો વિસાલ હી.સ. ૪૮૬ ના માહે મોહર્રમમાં થયો. આપના મઝારેપાક વિશે જાણકારી મળી શકતી નથી.

## (૧૪) હઝરત શૈખ અબુ સઈદ મુબારક મખ્ઝુમી (રહમતુલ્લાહ અલૈહ)

**(હઝરત ગૌસુલ આઝમ દસ્તગીરના પીરો મુર્શીદ)**

**(વફાત - ૨૭ શઅબાન હિ.સ. ૫૧૩)**

**મુબારક નામ અને પરિચય :-** આપનું મુબારક નામ મુબારક બિન અલી બિન હુસૈન અલ્મખ્ઝુમી છે. આપ સુલતાનુલ ઔલિયા, આરેફીનના પેશ્વા, સાલીકોના કીબ્લાગાહ પીરેતરીકત, વાકીફે અસરારે હકીકત (હકીકતના ભેદોના જાણકાર) જાહેરી તથા બાતિની ઉલુમોના સંગમરૂપ છે. તેમજ હઝરત ખીઝર (અલયહિસ્સલામ) ના મુસાહીબ (સોહબતમાં રહેનાર) હંમ્બલીયુલ્મઝહબ છે. એટલે કે આપ હઝરત ઈમામ મુહમ્મદ હંબલ (રહમતુલ્લાહ અલૈહ) ના અનુયાયી છે.

આપની સૌથી મોટી તારીફ એ છે કે, આપ હુઝુર ગૌષેઆઝમ પીરાને પીર દસ્તગીર મીરાં મુહયુદીન સૈયદ અબ્દુલકાદીર જીલાની (રહમતુલ્લાહ અલૈહ) ના પીરેખીર્કા છે, એટલે કે હુઝુર સરકાર ગૌષે આઝમે આપનાથી બયઅત થઈને ખીર્કએ ખિલાફત હાસિલ કર્યો હતો. આપ હઝરત શૈખ અબુલહસન હંકારી (રહમતુલ્લાહ અલૈહ) ના મુરીદ તથા ખલીફા છે.

**હાલાતે ઝીંદગી :-** હુઝુર ગૌસુસ્સકલૈનથી રિવાયત છે કે, મેં શરૂઆતની હાલતમાં ખુદાએ તઆલાથી અહદ કર્યો હતો કે હું ત્યાં સુધી નહીં ખાઉં કે જ્યાં

સુધી તે ખુદ ન ખવડાવે અને ખુદ નહીં પીઉ જ્યાં સુધી તે પોતે નહીં પીવડાવે. ચાલીસ દિવસ પસાર થયા હશે કે એક શખ્સ આવ્યો અને કંઈક ખાવાનું આપીને ચાલ્યો ગયો, એ વાત નજીક હતી કે ભુખની મજબુરીના કારણે મારી નફસ ખાવા માટે તૈયાર થઈ જાય, મેં મારા દિલમાં કહ્યું, બખુદા, મેં મારા અલ્લાહથી જે વાયદો કર્યો હતો તેનાથી હું ફર્યો નથી. અચાનક જ મેં ગૈબથી એક અવાજ સાંભળ્યો કે, "કોઈ જોર જોરથી અલ્જુઅ અલ્જુઅ (ભુખ ભુખ) પોકારી રહ્યું હતું." એટલામાં હઝરત શૈખ અબુસઈદ મખ્ઝુમી તશરીફ લાવ્યાં. આ અવાઝ સાંભળીને આપે ફરમાવ્યું, "અબ્દુલકાદિર આ શું છે ?" મેં અર્ઝ કરી, આ નફસની વ્યાકુળતા અને બેચેની છે, પરંતુ રૂહ પોતાની જગ્યા પર કાયમ છે અને પોતાના પરવરદીગારના મુશાહેદામાં ડુબેલી છે. આપે ફરમાવ્યું, "અમારા ઘેર ચાલો," તો મેં અત્યંત કાકલુદી સાથે કહ્યું, હું બહાર ક્યારેય જઈશ નહીં. એટલામાં અબુલ અબ્બાસ ખીઝર (અલયહીસ્સલામ) તશરીફ લાવ્યાં, ફરમાવ્યું, "ઊઠો અને અબુસઈદની ખિદમતમાં ચાલો, હું ચાલી નીકળ્યો. મેં જોયું કે હઝરત અબુ સઈદ પોતાના મકાનના દરવાઝા પર મારો ઈંતઝાર કરી રહ્યા છે. ફરમાવવા લાગ્યાં કે, "હે શાહ અબ્દુલકાદીર મેં જે કંઈ તને કહ્યું હતું શું તે પૂરતુ નહોતું કે તે ખીઝરને પણ તકલીફ આપી."

આવું ફરમાવીને આપ મને મકાનની અંદર લઈ ગયા અને જે કંઈ ખાવાનું તૈયાર હતું તેનો કોળીયો-કોળીયો મારા મોઢામાં આપતા હતાં ત્યાં સુધી કે હું ધરાઈ ગયો, ત્યારબાદ મને ખીર્કો પહેરાવ્યો, પછી હું તેમની સોહબતમાં રહેવા લાગ્યો.

**મદ્રસાએ નિઝામીયાહ :-** મદ્રસા બાબુલઅઝખની ઈમારત કે જે નિઝામીયાહ તરીકે ઓળખાય છે અને જે હુઝુર ગૌષુસ્સકલૈનના દરબારમાં છે, તે આપની જ બનાવેલી છે અને પોતાની ઝીંદગી દરમિયાન હુઝુર ગૌષુસ્સકલૈનની ખિદમતમાં પેશ કરી દીધી હતી, એટલે હુઝુર ગૌષેઆઝમનો મઝારેપાક આ મદ્રસામાં જ છે.

**વિસાલ અને મઝારેપાક :-** હઝરત શૈખ અબુસઈદ બિન મુબારક અલ્મખ્ઝુમી (રહ્મતુલ્લાહ અલૈહ) નો વિસાલ હી.સ. ૫૧૩ માં થયો. **આપનો મઝારશરીફ બગદાદશરીફમાં છે.**

# (૧૫) હુઝુર ગૌષેઆઝમ મુહ્યુદ્દીન સૈયદ અબ્દુલકાદીર જીલાની

(રહમતુલ્લાહ અલૈહ) (સાહિબે-કિતાબ)

(પૈદાઈશ - ૧ રમઝાન હિ.સ. ૪૭૦, વફાત - ૧૧ અથવા ૧૭ રબીઉલઆખિર હિ.સ.૫૬૧)

**હઝરત સૈયદ અબ્દુલ કાદીર જીલાની (રહમતુલ્લાહ અલૈહ) નું નસબનામું**

**હઝરત અલી શેરે ખુદા (રદીયલ્લાહુ અન્હુ) થી શરૂ**



| | |
|---|---|
| ↓ | ↓ |
| ઈમામ હસન મુજતુબા | ઈમામહુસૈન શહીદે કરબલા |
| ↓ | ↓ |
| હસન મુષન્ના | ઈમામ અલી ઉર્ફે ઝયનુલ આબીદીન |
| ↓ | ↓ |
| અબ્દુલ્લાહ મહઝ | ઈમામ મુહમ્મદ બાકર |
| ↓ | ↓ |
| મુસાજુન | ઈમામ જાફર સાદિક |
| ↓ | ↓ |
| અબ્દુલ્લાહ ષાની | ઈમામ મુસા કાઝીમ |
| ↓ | ↓ |
| મુસા ષાની | ઈમામ અલી મુસા રઝા |
| ↓ | ↓ |
| દાઉદ | ઈમામ મુહમ્મદ તકી જવ્વાદ |
| ↓ | ↓ |
| મુહમ્મદ | સૈયદ અબી કમાલ ઈસા |
| ↓ | ↓ |
| યાહ્યા ઝાહીદ | સૈયદ અબી અતા અબ્દુલ્લાહ |
| ↓ | ↓ |
| અબ્દુલ્લાહ જીલાની | સૈયદ અબી મહમૂદ તાહીર |
| ↓ | ↓ |

અબુ સ્વાલેહ મુસા 'જંગી દોસ્ત'
(વાલિદે મોહતરમ હઝરત સૈયદ
અબ્દુલ કાદિર જીલાની)

સૈયદ મુહમ્મદ

સૈયદ અબ્દી જમાલ

સૈયદ અબ્દુલ્લાહ સુમઈ

સૈયદા ઉમ્મુલ ખૈર ફાતિમા
(વાલિદા હઝરત અબ્દુલ
કાદિર જીલાની)

(તારીખે મશાયેખે કાદરીયા ઉર્દુ ભાગ-૧, પાનું-૧૧૫)

## હઝરત સૈયદ અબ્દુલ કાદીર જીલાની ગૌસુલ આઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ) ના હાલાત

**વિલાદત અને ખાનદાન :-** આપ એહલેબૈતમાં કામીલવલી તથા સાદાતે હુસૈનીમાં ઘણી મોટી બુઝુર્ગીના માલીક છે. નસબ (વંશ) ના એતબારથી આપ હઝરત અબ્દુલ્લાહ મહઝ બિન હસન મુસન્ના બિન હસન બિન અલી મુર્તઝા (રદીયલ્લાહો અન્હોમા) ની ઔલાદમાંથી છે. આપની નિસ્બત "કસ્બએજીલ" તરફ હોવાના કારણે આપને જીલાની કે ગીલાની પણ કહે છે.

આપની વિલાદત હી.સ. ૪૭૦ માં થઈ અને એક રિવાયત મુજબ હી.સ. ૪૭૧ માં થઈ. આપની ઉમ્ર મુબારકના શરૂઆતના ૩૩ વરસ દર્સો તદરીસ તથા ફત્વા આપવામાં અને ૪૦ વરસ મખ્લુક ખુદાની રૂશ્દો-હિદાયત તથા નસીહતમાં વીત્યાં અને ૯૦ વરસની ઉમ્રશરીફમાં આપે હી.સ. ૫૬૧ માં વિસાલ ફરમાવ્યો.

**ઈલ્મી કાબેલીયત અને શોહરત :-** જ્યારે આપની ઉમ્રશરીફ ૧૮ વરસની થઈ તો હી.સ. ૪૮૮ માં આપ બગદાદ તશરીફ લાવ્યા અને એ યુગના શૈખો, અઈમ્મા, બુઝુર્ગાને દીન અને મોહદ્દિષોની ખિદમત અપનાવવાનો ઈરાદો કર્યો. સૌથી પહેલા આપે કુર્આને કરીમની મુકમ્મલ તાલીમ, રિવાયત તેમજ

તજવીદ અને કિરઅતના અસરારો તથા ભેદોની સાથે હાસિલ કરી, પછી યુગના મહાન મોહદ્દિષો તથા એહલે ફઝલો કમાલ અને મુસ્તનદ ઉલ્માએ કિરામથી હદીસો સાંભળીને આ ઈલ્મની તાલીમ મુકમ્મલ કરી, ત્યાં સુધી કે આપ તમામ ઉસુલી, મઝહબી તથા અખ્લાકી ઉલુમોમાં માત્ર બગદાદના જ ઉલ્માઓથી નહીં પરંતુ તમામ ઈસ્લામી મુલ્કોના ઉલ્માઓથી આગળ વધી ગયા અને આપને તમામ ઉલ્માઓ પર ફૌકીયત મળી ગઈ અને તમામે આપને પોતાના મરજાઅ બનાવી લીધાં.

ત્યારબાદ અલ્લાહ તઆલાએ આપને મખ્લુક સામે જાહેર ફરમાવ્યા. આપની પૂરેપુરી મકબુલીયત આમ તથા ખાસ લોકોના દિલમાં નાંખી દીધી. આપને "કુતુબીયતે કુબ્રા" અને વિલાયત "અઝીમાહ"નો મરતબો અતા ફરમાવ્યો, ત્યાં સુધી કે પૂરી દુનિયાની ચારેય દિશાઓના ઉલ્માઓ, તુલ્બાઓ અને ફુકરાઓની તવજ્જોહ આપની ખાનકાહ તરફ થઈ ગઈ. હિકમત અને દાનાઈના ચશ્મા (પાણીની નહેર) આપની ઝબાનથી જારી થઈ ગયા અને આલમે મલકુલથી આલમે દુનિયા સુધી આપના કમાલ તથા જલાલની શોહરત થઈ ગઈ અને અલ્લાહ તઆલાએ આપના જરિયાથી કુદરતની અલામતો, ખુસુસીયતની દલીલો અને કરામતોની દલીલો તપતા સૂરજની જેમ જાહેર ફરમાવી. બખ્શીશના ખઝાનાઓની ચાવીઓ અને વજુદમાં તસર્રુફાતો (રદોબદલની તાકતો) ની લગામ આપના દસ્તે ઈખ્તિયારમાં અતા ફરમાવી. તમામ મખ્લુકના દિલો આપની અઝમત તથા હૈબતની સામે ઝુકી ગયા અને તમામ ઔલિયાને આપના સાયાએ કદમ તથા હુકમમાં સોંપી દીધા, કારણકે આપ અલ્લાહ તરફથી તેની ઉપર જ નિમાયેલા હતાં. જે રીતે કે આપ ખુદ જ ફરમાવે છે કે, "મારો આ કદમ દરેક વલીની ગરદન પર છે" અને આપના આ ફરમાન પર હાજર તથા ગાઈબ તમામ ઔલિયાએ પોતાની ગરદનો ઝુકાવી દીધી.

**આપનો હુલિયા મુબારક :-** આપ નહીફુલબદન (નાઝુક શરીર), મધ્યમ કદ, વિશાળ સીનો, લાંબી-પહોળી દાઢી, ઘઉંવર્ણો રંગ, બંને આંખોની ભંવરો આપસમાં મળેલ, બુલંદ અવાઝ, પાકીઝા સીરત અને કામીલ ઈલ્મ ધરાવતા હતા. સાહેબે શોહરત અને સિરત તેમજ ખામોશ તબીયત હતા. આપના કલામની તેઝી સાંભળનારના દિલમાં રોબ તથા હૈબતને વધારતા હતાં, તેમજ આપની એ કરામત હતી કે, મજલીસમાં દૂર કે નજદીક બેઠનારો દરેક વ્યક્તિ જરા પણ

તફાવત વગર આપનો અવાઝ એક સરખી રીતે સાંભળતો હતો. આપ જ્યારે કલામ ફરમાવતા હતા તો દરેક પર ખામોશીની કૈફીયત છવાઈ જતી હતી. જ્યારે આપ કોઈ હુકમ આપતા તો તેની ઉપર અમલ કરવા સિવાય છુટકારો નહોતો. જ્યારે આપની નઝરે જમાલ સૌથી મોટા સખ્ત દિલ પર પડી જતી તો તે ખુશી આજેઝી અને ઈન્કેસારીની હુબહુ તસ્વીર બની જતી હતી અને જ્યારે આપ જામેઅ મસ્જિદમાં તશરીફ લાવતા તો તમામ મખ્લુક દુઆ માટે હાથ ઊઠાવીને અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ કરતી હતી.

**આપનો ઈલ્મી કમાલ :-** રિવાયત છે કે એકવાર આપની મજલીસમાં કોઈ કારીએ કુર્આને કરીમની એક આયત પઢી, આપે તેની એક તફસીર બયાન ફરમાવી, પછી બીજી, ત્રીજી ત્યાં સુધી કે મજલીસમાં હાજરજનોના ઈલ્મ મુજબ તેની અગિયાર તફસીરો બયાન કરી. પછી બીજી તફસીરો શરૂ કરી ત્યાં સુધી કે ચાલીસ તફસીરો બયાન ફરમાવી, તેમજ દરેક તફસીર સાથે તેની સનદની દલીલોની એવી તફસીલ રજૂ કરી કે મજલીસવાળાઓ હૈરતમાં ડૂબી ગયા. ત્યારબાદ આપે ફરમાવ્યું કે, હવે અમે કાલ છોડીને હાલ (રૂહાની ઈલ્મ) માં આવીએ છીએ. પછી આપે **"લા-ઇલાહા ઈલ્લલ્લાહો મુહમ્મદુર્રસુલલ્લાહ"** કહ્યું. આપની જબાનમાંથી કલ્મએ મુબારકનું નીકળવું હતું કે હાજરજનોના દીલમાં શોર અને બેચેની પૈદા થઈ અને ચીસો પાડતાં, કપડાં ફાડતાં, જંગલો તરફ ભાગવા લાગ્યા.

એ વાત મશહુર છે કે હુઝુર ગૌષેઆઝમ (રહ્મતુલ્લાહ અલૈહ) તમામ ઉલ્માએ ઈરાકના બલ્કે તમામ દુનિયાના તાલીબાને ઈલ્મના મરકઝ હતા. દુનિયામાંથી આપની પાસે ફત્વા આવતા હતા, આપ તેનો જવાબ જરા પણ ચિંતન મનન વગર તેમજ કિતાબોનો અભ્યાસ કર્યા વગર તુરત જ આપી દેતા હતા, મોટામાં મોટા આલીમની પણ આપની વિરુદ્ધ જરા પણ લખવાની કે કહેવાની મજાલ નહોતી.

**આપના રીયાઝતો-મુજાહેદા :-** આપના યુગના મશાઇખોમાં કોઈની પણ રીયાઝતોની સખ્તાઈ પેટે આપની બરાબરી કરવાની હિમ્મત નહોતી.

એકવાર આપે ફરમાવ્યું કે, "પચ્ચીસ વરસ સુધી હું દુનિયાથી સંબંધ તોડીને ઈરાકના જંગલો અને પહાડોમાં એ રીતે રઝળતો રહ્યો કે, ન તો હું કોઈને ઓળખતો હતો કે ન તો કોઈ મને ઓળખતુ હતુ. રીજાલુલ્ગૈબ તેમજ જીન્નાતોની

મારી પાસે અવર-જવર રહેતી હતી અને હું તેઓને રાહેહકકની તાલીમ આપતો હતો."

ચાલીસ વરસ સુધી મેં ફજરની નમાઝ ઈશાંના વૂઝુ સાથે અદા કરી અને પંદર વરસ સુધી એ હાલત રહી કે ઈશાંની નમાઝ પછી કુર્આન મજીદ એ રીતે પઢવાનું શરૂ કરતો હતો કે હું એક પગ પર ઊભો રહી જતો હતો અને એક હાથે દીવાલની ખીંટી પકડી લેતો હતો. તમામ રાતભર આજ હાલતમાં રહેતો ત્યાં સુધી કે સવારના સમયે કુર્આનેમજીદ ખત્મ કરી નાંખતો. ઘણીવાર ત્રણ દિવસથી લઈને ચાલીસ દિવસ સુધી એવું પણ બન્યું છે કે, "ન તો કશું ખાવા-પીવાનું મળ્યું કે ન તો સુવાની નોબત આવી."

અગિયાર વરસ સુધી "બુર્જેબગદાદ"માં ઈબાદતે ઈલાહીમાં મશગુલ રહ્યો, ત્યાં સુધી કે આ બુરજની અંદર મારા આટલા લાંબાગાળાના વસવાટના કારણે લોકો તેને "બુર્જેઅજમી" કહેવા લાગ્યા અને અલ્લાહ તઆલાથી મેં અહદ કર્યો કે જ્યાં સુધી ગૈબથી ખાણું નહીં મળે ખાઈશ નહીં, લાંબી મુદત સુધી આજ હાલત રહી પણ મેં મારો અહદ ન તોડ્યો અને અલ્લાહ તઆલા સાથે જે વાયદો કર્યો હતો તેની ખિલાફ ન કર્યું.

**આપના અખ્લાક :-** આપના અખ્લાકો તથા આદતો "એક કામિલ વલીઅલ્લાહ"નો નમુનો હતો. આપ આટલો બધો ઊંચો મર્તબો ધરાવનારા, જલીલુલકદ્ર અને વસીલુલઈલ્મ હોવા છતાં તેમજ શાનો શૌકત ધરાવતા હોવા છતા કમઝોરોની વચ્ચે જઈને બેઠતા હતા, ફકીરો સાથે આજેઝીપૂર્વક રજૂ થતાં, મોટાઓની ઈઝઝત તથા નાનાઓ પર મહેરબાની ફરમાવતા, સલામ કરવામાં પહેલ કરતા તેમજ તાલીબે ઈલ્મો અને મહેમાનો સાથે ઘણીવાર સુધી બેઠતા હતા એટલું જ નહીં પરંતુ તેઓની લગઝીશો તથા ગુસ્તાખીઓને દરગુજર ફરમાવતા હતા. જો આપની સામે કોઈ જુઠી કસમ ખાઈ લેતું તો આપ તે માની લેતા અને પોતાનું ઈલ્મ તથા કશ્ફ જાહેર કરતા નહોતા, પોતાના મહેમાનો અને પડોશીઓ સાથે બીજાઓ કરતા વધુ ખુશ અખ્લાકી અને વિશાળ હૃદયથી વર્તતા હતા. આપ ક્યારેય પણ નાફરમાનો, સરકશો, ઝાલીમો તથા માલદારો માટે ઊભા થતા નહોતા, તેમજ ન તો ક્યારેય વઝીર કે માલદારોનાં દરવાઝા પર જતા હતા. ટૂંકમાં યુગના મશાઈખોમાંથી કોઈપણ હુસ્નેખલ્ક, હૃદયની વિશાળતા, કરમે-ફસ, મહેરબાની તેમજ વચન પાલનમાં આપની બરાબરી કરી શકતા નહોતાં.

આપના ઉચ્ચ અખ્લાકના કેટલાક દૃષ્ટાંતો અહીં તબર્રુકરૂપે લખું છું.

(૧) રિવાયત છે કે એકવાર આપ એકાંત બેઠીને કશું લખી રહ્યાં હતાં આપના લિબાસ તથા દસ્તાર (પાઘડી) પર છત પરથી માટી ખરી. આપે ત્રણવાર માટી સાફ કરી. ચોથીવાર આપે નજર ઊઠાવીને ઉપર જોયું તો એક ઉંદર છત કાપી રહ્યો હતો. માત્ર આપની નજર પડતાં જ તે ઉંદરનું માથુ એક તરફ અને ધડ બીજી તરફ પડયું. તો આપ લખવાનું છોડીને રોવા લાગ્યાં. રાવી કહે છે કે મેં રડવાનું કારણ પૂછ્યું તો ફરમાવ્યું કે, "હું એ વાત થી ડરૂ છું કે કોઈ મુસલમાનથી મારા દિલને તકલીફ પહોંચે અને તેની પણ એવી હાલત થાય કે જેવી આ ઉંદરની થઈ."

(૨) રિવાયત છે કે, એકવાર આપ પોતાની શોહરતના યુગમાં હજના ઈરાદે નીકળ્યા. જ્યારે બગદાદ નજીકના એક ગામ કે જેનું નામ હુલ્લાહ હતું ત્યાં પહોંચ્યા, તો હુકમ આપ્યો કે અહીં કોઈ એવું ઘર તલાશ કરો જે સૌથી વધુ તુટ્યું ફુટેલુ અને ઉજજડ હોય, અમે તેમાં રહીશુ. જો કે ત્યાંના અમીરો તથા રહીશોએ ઘણા સારા-સારા મકાનો આપના કયામ માટે પેશ કર્યા, પરંતુ આપે ઈન્કાર કરી દીધો. ઘણી શોધખોળના અંતે એવું એક મકાન મળી ગયું, જેમાં એક જઈફ પુરુષ, એક જઈફા સ્ત્રી અને એક બાળક રહેતા હતા. આપે જઈફ પુરુષની ઈજાઝત લઈ રાત્રી એ મકાનમાં વિતાવી અને એ તમામ હદીયાઓ તથા નઝરાણો જે આપને રસ્તામાં રોકડ, જણસ તથા જાનવરોના સ્વરૂપમાં મળ્યા હતા. આપે આ જઈફ પુરુષને આપી દીધા. હાજરજનોએ પણ આપનું અનુસરણ કરતા પોતાનો તમામ માલ અસ્બાબ એ જઈફને આપી દીધો. આ રીતે અલ્લાહ તઆલાએ એ જઈફને આપના કદમોની બરકત વડે એવી દૌલત અતા ફરમાવી કે એ વિસ્તારમાં કોઈને મળી નહોતી.

(૩) રિવાયત છે કે આપની ખિદમતમાં એક તાજીરે (વેપારી) આવીને અર્ઝ કરી કે, મારી પાસે એવો માલ છે જે ઝકાતનો નથી અને હું તેને ફકીરો તથા મીસ્કીનો પર ખર્ચ કરવા માંગુ છું. પરંતુ હું તેના માટે હક્કદાર અને ગૈરહક્કદારને ઓળખી શકતો નથી, માટે આપ જેને હક્કદાર સમજો આપી દો. આપે જવાબ આપ્યો કે "હક્કદાર અને ગેરહક્કદારમાંથી જેને ચાહો આપી દો જેથી અલ્લાહ તઆલા તમને પણ એ ચીઝ અતા કરે જેના તમે હક્કદાર છો અને જેના તમે હક્કદાર નથી."

અમુક મશાઈખોએ આપના સદ્‌ગુણો વિશે લખ્યું છે કે, "હઝરત સૈયદ અબ્દુલકાદીર (રહ્મતુલ્લાહ અલૈહ) ઘણાં જ બારોનક, હસમુખ, ઘણા શરમાળ, અત્યંત સદાચારી, નરમ તબિયત, કરીમુલ્અખ્લાક, પાકીઝા અવસાફ, મહેરબાન તથા શફીક હતા. સાથીદારની ઈઝઝત કરતા અને કોઈ ગમગીનને જોઈને તેની મદદ ફરમાવતા."

**આપનો વિસાલ અને મઝારેપાક :-** આપે ૯૦ વરસની ઉમ્રશરીફમાં હી.સ. ૫૬૧ ના રબીઉલઆખિર મહિનામાં વિસાલ ફરમાવ્યો. **આપનો મઝારેપાક બગદાદશરીફ, ઈરાકમાં આવેલો છે.**

**આપની ઔલાદ :-** હુઝુર ગૌષેઆઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ) એ અહીં બગદાદશરીફના વસવાટ દરમિયાન અલગ-અલગ સમયગાળા દરમિયાન ચાર નિકાહ કર્યા, જેના થકી આપને ૨૦ પુત્રો અને ૨૯ પુત્રીઓ અલ્લાહ તઆલાએ અતા ફરમાવ્યા અને આ રીતે બગદાદશરીફમાં આપનું ખાનદાન જીલાની ખાનદાન તરીકે મશહુર થયું.

**કાદરી તરીકો :-** સૈયદના સરકાર પીરાને પીર દસ્તગીર ગૌષુસ્સમદાની, કુત્બે રબ્બાની, મહબૂબે સુબ્હાની (રદીયલ્લાહો અન્હો) નું મુબારક નામ અબ્દુલકાદીર છે. સુલુક પૂર્ણ કરતી વખતે જ્યારે આપની સૈર અલ્લાહ જલ્લ શાનહુના સિફાતી નામ "કાદીર" માં થઈ, ત્યારે આપની ઉપર આ નામની ખાસ તજલ્લીઓ અને અન્વાર નાઝીલ થયા. આપે અલ્લાહના ઝીક્ર-ફીક્ર માટે એક ખાસ તરીકો દુન્યા માટે રજૂ કર્યો, જે **તરીકએ** કાદરીય્યાહ ના નામે ઓળખાય છે. આ રીતે કાદરીયાહ તરીકામાં બયઅત થનાર **'કાદરી નિસ્બત'** થી ઓળખાય છે.

## હઝરત સૈયદ અબ્દુલ કાદીર જીલાની ગૌસુલ આઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ) નું નસબનામું અને એમના હાલાત

(૧) હઝરત અલી મુરતુઝા (રદીયલ્લાહો તઆલા અન્હો)
(૨) હઝરત સૈયદના ઈમામ હસન મુજતુબા (રદીયલ્લાહો તઆલા અન્હો)
(૩) હઝરત સૈયદ હસન મુસન્ના (રહ્મતુલ્લાહ અલૈહ)
(૪) હઝરત સૈયદ અબ્દુલ્લાહ મહઝ હસની (રહ્મતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદ મુસા જુન હસની (રહ્મતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત સૈયદ અબ્દુલ્લાહ ષાની હસની (રહ્મતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત સૈયદ મુસા ષાની હસની (રહ્મતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત સૈયદ દાઉદ હસની (રહ્મતુલ્લાહ અલૈહ)
(૯) હઝરત સૈયદ મુહમ્મદ હસની (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૦) હઝરત સૈયદ યાહ્યા ઝાહીદ હસની (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૧) હઝરત સૈયદ અબી અબ્દુલ્લાહ ષાલીસ હસની (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૨) હઝરત સૈયદ અબુ સ્વાલેહ મુસા 'જંગી દોસ્ત' હસની (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૩) હઝરત સૈયદ અબ્દુલ કાદીર જીલાની ગૌસુલ આઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ)

(રિસાલએ અહમદીયા-ફી-મનાકીબે-મશાયેબે મગરિબીયહ લેખક - હઝરત શૈખ અહમદ ગંજબખ્શ મગરિબી, સરખેજ અરબી પાનું ૧૪૧)

## હઝરત સૈયદ અબ્દુલ કાદીર જીલાની ગૌસુલ આઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ) ના બુઝુર્ગોના હાલાત :-

(૧) **હઝરત સૈયદના અલી શેરે ખુદા** (કર્રમલ્લાહો વજહ-હૂ)

(પૈદાઈશ - ઈ.સ. ૫૯૯, વફાત - હિ.સ. ૪૦ ઈ.સ. ૬૬૧)
આપની કુન્નિયત 'અબૂલ હસન' છે. આપનો લકબ 'મુર્તઝા' છે. આપનો

બીજો લકબ 'અસદુલ્લાહ' છે. આપના વાલિદનું નામ અબૂતાલિબ છે. દાદાનું નામ અબ્દુલ મુત્તલિબ છે. અબૂતાલિબ હુઝૂર (સલ્લલ્લાહો અલયહે વઆલેહિ વસલ્લમ) ના સગા કાકા થતા હતા. મશહૂર અને આધારભૂત કિતાબો 'તબ્કાત ઇબ્ને સઅદ' અને 'અસદુલ ગાબહ' ના જણાવ્યા પ્રમાણે હઝરત અલી (કર્રમલ્લાહો વજહ-હૂ) મક્કાશરીફમાં બયતુલ્લાહ શરીફની ચાર દિવાલોમાં પેદા થયા હતા, તેમની પહેલા આ વિસ્તારમાં બીજુ કોઈ બાળક પેદા થયું ન હતું. હઝરત અલી (કર્રમલ્લાહો વજહ-હૂ) ની વાલેદા હઝરત ફાતેમા બિન્તે અસદનું બયાન છે કે જ્યારે હઝરત અલી મારા પેટમાં હતા, ત્યારે હું બેહદ સ્ફુર્તિ મેહસૂસ કરતી હતી. પેદા થયા પછી હઝરત અલી શેરેખુદાએ લગાતાર ત્રણ દિવસ દૂધ પીધું ન હતું. ઘરમાં ઉદાસી છવાઈ ગઈ. હુઝૂર રહમતે આલમ (સલ્લલ્લાહો અલયહે વઆલેહિ વસલ્લમ) ને ખબર આપવાથી આપ સરકાર તશરીફ લાવ્યા. હઝરતે અલીને ગોદમાં લીધા અને ચુંબન કર્યા. આપ સરકારે આપની જીભમુબારકને હઝરત અલી શેરે ખુદાના મોઢામાં મૂકી ત્યારે હઝરત અલી તેને ચૂસવા લાગ્યા, તે પછી તેમણે દૂધ પીવાનું શરૂ કર્યું. હઝરત અલી (રદિયલ્લાહો અન્હો) એ માત્ર ૧૦ વર્ષની બાળ વયમાં ઈસ્લામનો સ્વીકાર કર્યો. હઝરત અબૂઝર ગફફારી (રદિયલ્લાહો અન્હો) કહે છે કે હઝરત અલી શેરેખુદા ખૂબ જ દિલેર, હિંમતવાળા, નીડર અને મજબૂત હતા અને વચનના પાકા હતા. આપ ગરીબનવાઝ હતા. અરબના બહાદુરો કરતાં પણ વધારે બહાદુર હઝરત અલી હતા તેથી તેમને 'અશ્જઉન્નાસ' કહેતા હતા.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહો અન્હો) કહે છે કે હિજરત પછી હુઝૂરે અકરમ (સલ્લલ્લાહો અલયહે વઆલેહિ વસલ્લમ) મદીનામાં અન્સારો અને મુહાજિરો વચ્ચે ભાઈચારો કરાવ્યો. એક એક અન્સારીને એક એક મુહાજિરનો ભાઈ બનાવ્યો. હઝરત અલી શેરેખુદા બાકી રહી ગયા. તેમણે વિનંતી કરી, 'યા રસૂલલ્લાહ ! આપે મને કોઈ અન્સારનો ભાઈ બનાવ્યો નથી.' ત્યારે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વઆલેહિ વસલ્લમે) ખૂબ જ પ્રેમભાવથી તેમને ગળે લગાડ્યા અને તેમની પેશાની પર ચુંબન કરીને ફરમાવ્યું, **'યા અલી ! અન્ત અખી ફીદ દુનિયા વલ આખેરહ.'** એટલે અય અલી ! હું દુનિયામાં અને આખેરતમાં તમારો ભાઈ છું અને હું તમારો રફીક છું. હઝરત અલી શેરે ખુદાની ઉંમર ત્રેસઠ વર્ષની થઈ. હિજરી ૪૦ માં રમઝાનશરીફની

૨૧ મી તારીખે કૂફામાં એક ખારજી ઈબ્ને મુલ્જીમના હાથે આપની શહાદત થઈ. ઈન્ના લિલ્લાહે વઈન્ના ઈલયહે રાજેઊન.

(હવાલો : માહે તયબાહ હિન્દીમાંથી ગુજરાતી અનુવાદ, અંક ૧-૮-૨૦૦૩ માંથી સાભાર)

## (૨) હઝરત સૈયદના ઈમામ હસન મુજતુબા (રહ્મતુલ્લાહ અલૈહ) :-

(પૈદાઈશ - હિ.સ. ૩ ઈ.સ. ૬૨૫, વફાત - હિ.સ. ૪૯ ઈ.સ. ૬૬૯)

**સૈયદના ઇમામ હસન** (રદિયલ્લાહો અન્હો) ની પૈદાઈશ હિજરી ૩ માં રમઝાન શરીફની ૧૫ મી તારીખે મદીનાશરીફમાં થઈ હતી. સૈયદા ફાતેમા ઝહરા (રદીયલ્લાહો અન્હો) ના આપ સૌથી મોટો ફરઝંદ છે. હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વઆલેહિ વસલ્લમ) એ આપનું નામ હસન રાખ્યું. આપ ઘણા જ ખૂબસૂરત હતા. મશહૂર સહાબી અનસ (રદિયલ્લાહો અન્હો) કહે છે કે, હઝરત ઈમામહસનની સૂરત અને સીરત આબેહૂબ હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વઆલેહિ વસલ્લમ) થી મળતી હતી. આપ માથાથી માંડીને ડુંટી (નાફ) સુધી આબેહૂબ આપણા પ્યારા સરકારથી મળતા હતા. આપે કેટલીક હદીષ બયાન કરી છે. ચોથા ખલીફાએ રશિદ હઝરત અલી શેરેખુદા (કર્રમલ્લાહો વજહ-હૂ) ની શહાદત થઈ તે પછી તેમની જગ્યા પર ખલીફા તરીકે બિરાજમાન થયા. આપની તબીયતમાં ફકીરી હતી. તેથી માત્ર છ મહિના જ ખિલાફત સંભાળીને હઝરત મુઆવિયા (રદિયલ્લાહો અન્હો) ની સાથે સુલેહ કરીને પોતે ઈસ્લામી સલ્તનતની હુકુમત છોડી દીધી. હુઝૂરે પાક (સલ્લલ્લાહો અલયહે વઆલેહિ વસલ્લમ) એ એક પેશીનગોઈ (ભવિષ્યવાણી) ફરમાઈ હતી કે મારો ફરઝંદ (હસન) મુસલમાનોના બે વર્ગ વચ્ચે સુલેહ કરાવશે, તે પેશીનગોઈ સાચી પડી. હઝરત ઈમામહસન (રદિયલ્લાહો અન્હો) મદીનાશરીફમાં આવીને રહ્યાં. કેટલાક સમય પછી તેમને ઝેર આપવામાં આવ્યું, તેથી તેમની શહાદત થઈ. હિજરી ૪૯ માં રબીઉલ અવ્વલની ૫ તારીખે આપે આ ફાની દુનિયાને અલવિદા કહી.

## (૩) હઝરત સૈયદ હસન મુસન્ના (રદિયલ્લાહો અન્હો) :-

(પૈદાઈશ - હિ.સ. ૨૯ ઈ.સ. ૬૫૦, વફાત - હિ.સ. ૯૭ ઈ.સ. ૭૧૬.)

હઝરત સૈયદા ફાતેમા ઝહરાની આંખોની ઠંડક હતા. આપના વાલિદ

હઝરત ઈમામ હસન (રદિયલ્લાહો અન્હો) ના જેવી જ સૂરત અને સીરત હતી, તેથી જ આપને 'હસન મુસન્ના' કહેવામાં આવે છે. જ્યારે હઝરત અલી શેરે ખુદા (કર્રમલ્લાહો વજહ-હૂ) ની શહાદત થઈ ત્યારે આપ દસ વર્ષના હતા. 'સઆદતુલ કૌનેન' માં લખ્યું છે કે કરબલાના દર્દનાક બનાવ પ્રસંગે આપ ત્યાં હતા અને ઝખ્મોથી ચૂર ચૂર થયા હતા. જનાબ અસ્મા બિન્તે ખુદેજાએ આપને કતલ થવાથી બચાવીને અને ઇબ્ને ઝિયાદના લશ્કરની નજરોથી બચાવ કરીને કૂફા ખાતે લઈ આવ્યા તથા આપનો ઈલાજ થયો. ઈલાજ થયા પછી આપને મદીનાશરીફ પહોંચાડી દીધા. વલીદ બિન મજીદનો શાસનકાળ હતો, તે હજ માટે આવ્યો, મસ્જિદે નબવીમાં ખુત્બો તેણે આપ્યો, તે વખતે તેની નજર હઝરત ફાતેમા ઝહરા (રદિયલ્લાહો અન્હા) ના હુજરામુબારક પર જતાં તેણે જોયું કે હઝરત સૈયદ હસન મુસન્ના રદિયલ્લાહો અન્હો પોતાનો ચહેરો આઇનામાં જોઈ રહ્યા હતા. ખુત્બો પૂરો કર્યા બાદ વલીદે મદીનાશરીફના ગવર્નરને હુકમ કર્યો કે આ સાહેબઝાદાને મદીનાથી બીજા શહેરમાં જવાનો આદેશ આપીને આ હુજરાને મસ્જિદે નબવીમાં શામેલ કરી દેવો. આ રીતે હઝરત સૈયદના હસન મુસન્ના (રદિયલ્લાહો અન્હો) ને બળજબરીથી ત્યાંથી કાઢી મૂકયા હતા. હિજરી ૨૯ માં આપની પૈદાઈશ, રમઝાનશરીફમાં ૧૨ તારીખે થઈ હતી. આપના વાલિદ સૈયદ ઈમામહુસૈન (રદિયલ્લાહો અન્હો) પાસેથી હિજરી ૪૫ માં આપે ખિલાફત મેળવી. આપનો મઝારમુબારક જન્નતુલ બકી, મદીનામાં છે.

### (૪) હઝરત સૈયદ અબ્દુલ્લાહ મહઝ (રહમતુલ્લાહ અલૈહ) :-

(પૈદાઈશ - હિ.સ. ૭૦ ઈ.સ. ૬૮૯, વફાત - હિ.સ. ૧૪૫ ઈ.સ. ૭૬૨)

સૈયદુશ શોહદા ઇમામ આલી મકામ હઝરત ઈમામહુસૈન (રદિયલ્લાહો અન્હો) ની સાહેબઝાદી હઝરતે સૈયદા ફાતેમા (રદિયલ્લાહો અન્હા) ના ફરઝંદ થાય છે. આપ બહાદુર હતા, શાયર હતા. હિજરી ૧૪૫ માં ૧૮ મી રમઝાનના દિવસે ખલીફા અબૂજાફર મન્સૂરના શાસનકાળમાં તેના જેલખાનામાં આપની વફાત થઈ. આપને જન્નતુલ બકી મદીનાશરીફમાં દફન કર્યા છે.

**(૫) હઝરત સૈયદ મુસા જુન હસની** (રહ્મતુલ્લાહ અલૈહ) :-

આપ ઘણાં મુત્તકી અને પરહેઝગાર હતા. રોઝા, નમાઝની ઘણી પાબંદી કરતા હતા. આપથી ઘણી કશફો કરામાત જાહેર થતી હતી. આ સિવાય અમને આપના વધારે હાલાતો મળતા નથી.

**(૬) હઝરત સૈયદ અબ્દુલ્લાહ ષાની** (રહ્મતુલ્લાહ અલૈહ) :-

આપ ઘણા જ ઈબાદતગુઝાર હતા. તહજ્જુદની બે રકાતમાં આપ એક કુર્આન ખતમ કરતા હતા. એક અઠવાડિયામાં બે વખત આપ વાઅઝ ફરમાવતા હતા. હિજરી ૧૫૨ માં રમઝાનની ૧૪ મી તારીખે મદીનાશરીફમાં આપ પૈદા થયા. હિજરી ૧૯૮ માં આપના વાલિદ સૈયદ અબ્દુલ્લાહ મુખ્લિસ (રહ્મતુલ્લાહ અલૈહ) પાસેથી ખિલાફત મેળવી. હિજરી ૨૫૬ માં આપની વફાત મદીનાશરીફ માં થઈ. જમાદીઉલ આખરનો મહિનો હતો. મઝારશરીફ પણ તે જ પવિત્ર શહેરમાં છે.

**(૭) હઝરત સૈયદ મૂસા ષાની** (રહ્મતુલ્લાહ અલૈહ) :-

(પૈદાઈશ - હિ.સ. ૨૩૮ ઈ.સ. ૮૫૨, વફાત - હિ.સ. ૨૮૮ ઈ.સ. ૯૦૦)

આપની વાલેદા હઝરત સૈયદ રૂકૈયા બિન્તે સૈયદના હઝરત ઈમામ ઝૈનુલઆબેદીન (રદિયલ્લાહો અન્હો) છે. હઝરત સૈયદ મૂસા ષાની (રહ્મતુલ્લાહ અલૈહ) ની શાદી, હઝરત ઈમામ બાકિર (રહ્મતુલ્લાહ અલૈહ) ની સાહેબઝાદી સૈયદા રૂકૈયા સાનીયાથી થઈ હતી. આપ આલિમ, ફાઝિલ હતા અને ઘણા પરહેઝગાર હતા. એક વખત ખલીફા હારૂન અલ રશીદના દરબારમાં આપ પધાર્યા હતા. આપનો પગ લપસી જતાં ત્યાં જ પડી ગયા ત્યારે બધા દરબારીઓ અને ખલીફા પોતે હસવા લાગ્યા. આપે તેના હસવાનો જવાબ એવો આપ્યો કે અય ખલીફા મારૂં પડી જવું નબળાઈના કારણે છે. અલ્હમ્દોલિલ્લાહ ! મદહોશી કે બદમસ્તીના કારણે નથી. આ શબ્દો સાંભળતાં જ ખલીફાની આંખો ઝુકી ગઈ.

હિજરી ૧૯૩ માં આપની પૈદાઈશ મોહર્રમની ૬ તારીખે મદીનાશરીફમાં થઈ હતી. હિજરી ૨૩૮ માં આપના વાલિદ હઝરત સૈયદ અબ્દુલ્લાહ (રહ્મતુલ્લાહ અલૈહ) પાસેથી આપે ખિલાફત મેળવી. રબીઉલ આખરનો મહિનો હિજરી ૨૭૦ માં આપની વફાત થઈ. આપનો મઝારશરીફ મદીનાશરીફમાં છે.

### (૮) હઝરત સૈયદ દાઊદ (રહ્મતુલ્લાહ અલૈહ) :-

(પૈદાઈશ - હિ.સ. ૨૪૫ ઈ.સ. ૮૫૯, વફાત - હિ.સ. ૩૨૧)

હઝરત સૈયદ દાઊદનો લકબ 'સિરાજુદ્દીન' છે. આપ ઘણા ઈબાદતગુઝાર હતા. આપની પૈદાઈશ હિજરી ૨૪૯ માં શાબાનની ૧૧ મી તારીખે મદીનાશરીફમાં થઈ. હિજરી ૨૭૭ માં ઝિલ્હજ્જમાં આપે આપના વાલિદ હઝરત મૂસા ષાની (રહ્મતુલ્લાહ અલૈહ) પાસેથી ખિલાફત મેળવી. આપની વફાત હિજરી ૩૨૧ શાબાનની ૧૨ મી તારીખે મક્કાશરીફમાં થઈ. મઝારશરીફ પણ ત્યાં જ છે.

### (૯) હઝરત સૈયદ મુહમ્મદ હસની (રહ્મતુલ્લાહ અલૈહ) :-

પૈદાઈશ - હિ.સ. ૨૯૯ ઈ.સ. ૯૧૨ વફાત - હિ.સ. ૪૧૫ ઈ.સ. ૧૦૨૪.

હઝરત સૈયદ મુહમ્મદ હસનીનો લકબ 'શમ્સુદીન' છે. તહજ્જુદના સમયે એક જિન આપને એવું બોલીને જગાડતો હતો કે અસ્સલાતો ખયરૂમ મિનન નૌમ યા શમ્સુદ્દીન. તેમના પુત્ર સૈયદ યાહ્યાએ આ વાત જણાવી છે. જ્યારે આપની વફાત થઈ ત્યારે તે જિન માનવ સ્વરૂપમાં જનાઝા પર હતો. હઝરત સૈયદ મુહમ્મદ મુરીસની પૈદાઈશ હિજરી ૨૯૯ માં મદીનાશરીફમાં રમઝાન શરીફની ૧૨ તારીખે થઈ. આપે આપના વાલિદ સૈયદ દાઊદ (રહ્મતુલ્લાહ અલૈહ) ના હાથ પર બૈત લીધી હતી. હિજરી ૪૧૫ માં રબીઉલ અવ્વલની ૧૫ તારીખે આપની વફાત થઈ. આપનો મઝારે મુબારક 'જન્નતુલ બકી' કબ્રસ્તાન-મદીનાશરીફમાં છે.

### (૧૦) હઝરત સૈયદ યાહ્યા ઝાહિદ (રહ્મતુલ્લાહ અલૈહ) :-

(પૈદાઈશ- હિ.સ. ૩૪૦ ઈ.સ. ૯૫૨, વફાત- હિ.સ. ૪૩૦ ઈ.સ. ૧૦૩૯.)

આપ વલી હતા. બચપણમાં આપની કરામતો જાહેર થઈ હતી. આપના ઉસ્તાદ જે બતાવતા તેનાથી આગળ પઢતા હતા. આખી ઝીંદગી આપે નમાઝ બાજમાત અદા કરી હતી, સુન્નત અને નવાફિલ આપ ઘરમાં પઢતા હતા. દરેક નમાઝ વખતે નવેસરથી વુઝૂ કરતા હતા. આપનો જન્મ હિજરી વર્ષ ૩૪૦ માં શાબાનની ૧૭ તારીખે મદાઈનમાં થયો હતો. હિજરી ૩૭૦ માં આપના વાલિદ સૈયદ મુહમ્મદ પાસેથી ખિલાફત મેળવી. હિજરી ૪૩૦ માં રમઝાન શરીફમાં

૨૪ તારીખે આપની વફાત થઈ. આપનો મઝારશરીફ બગદાદુલ કદીમ અર્થાત જૂના બગદાદશરીફ (ઈરાક) માં છે. આપના બે પુત્રો હતા સૈયદ મૂસા અને સૈયદ અબૂ અબ્દુલ્લાહ.

## (૧૧) હઝરત અબી અબ્દુલ્લાહ પાલીસ હસની (રહ્મતુલ્લાહ અલૈહ) :-

(પૈદાઈશ- હિ.સ. ૩૬૫, ઈ.સ. ૯૭૬, વફાત- હિ.સ. ૪૭૩, ઈ.સ. ૧૦૩૯.)

બેહદ ઈબાદતગુઝાર હતા. આપની ઘણી કરામતો જાહેર થઈ છે આપની મજલિસમાં જાહેર થઈ છે. આપની મજલિસમાં વલીઓ અને આલિમો પધારતા હતા. આપનો મસ્લક હન્ફી હતો. આપે બે શાદી કરી હતી. એક પત્ની ફાતિમા બિન્તે સૈયદ અબ્દુલ્લાહ હતા. તેમના પેટથી હઝરત અબૂસાલેહ અને બીજા ચાર પુત્રો થયા. 'હુજ્જતુલ બયદા'ના લેખક લખે છે કે બે જ પુત્રો થયા હતા તેમના નામ આ મુજબ છે (૧) અબૂસાલેહ અને (૨) અબ્દુલ વહ્હાબ.

હઝરત સૈયદ અબૂ અબ્દુલ્લાહની પૈદાઈશ હિજરી ૩૬૫ માં જીલાનમાં રમઝાનશરીફની ૧૩ મી તારીખે થઈ હતી. આપે આપના વાલિદ સૈયદ યાહ્યા ઝાહિદ પાસેથી ખિલાફત મેળવી તેમના મુરીદ પણ થયા. હિજરી ૪૭૩ માં તારીખ ૧૧ રબીઉલ અવ્વલશરીફના મહિનામાં જીલાન (શહેર, ઈરાક) માં જ વફાત થઈ. મઝારશરીફ પણ જીલાનમાં જ છે.

## (૧૨) હઝરત સૈયદ અબૂસાલેહ મૂસા 'જંગી દોસ્ત' હસની :- (રહ્મતુલ્લાહ અલૈહ) :-

(પૈદાઈશ- હિ.સ. ૪૦૦, ઈ.સ. ૧૦૦૯, વફાત- હિ.સ. ૪૮૯ ઈ.સ. ૧૦૯૬)

અબૂસાલેહ ના નામમાં 'જંગી દોસ્ત' શબ્દ આવે છે, તેનો ખુલાસો 'કલાઈદુલ જવાહિર' નામની કિતાબમાં એવી કરી છે કે આપ જેહાદ (જંગ) ને દોસ્ત રાખતા હતા. 'કિતાબ રિયાઝુલ હયાત'માં એવું લખ્યું છે કે એક વખત હઝરત ખિઝર અલયહિસ્સલામ આવ્યા અને ફરમાવ્યું, 'અય સિબ્તે નબી ! આપ પર સલામ. અલ્લાહ તઆલાએ આપના દિલને 'જંગી' અને આપને દોસ્ત બનાવી લીધા છે, મને હુકમ કર્યો છે કે હું આપની સાથે ઈફતાર કરૂં,' તે પછી પોતાની સાથે લાવેલું ભોજન તે બંનેએ ખાધું તે સમયથી આપ 'જંગી દોસ્ત' તરીકે ઓળખાવા લાગ્યા. આપની વાઅઝમાં ઘણા લોકો આવતા હતા. આપનો

ચહેરોમુબારક અન્વારે ઈલાહીનો આઈનો હતો. હઝરત અબૂસાલેહ મૂસા 'જંગી દોસ્ત' ની પૈદાઈશ હિજરી વર્ષ ૪૦૦ માં રજબની ૨૭ મી તારીખે ગીલાન નામના કસ્બામાં થયો હતો. આપને પોતાના વાલિદ સૈયદ અબૂ અબ્દુલ્લાહ પાસેથી ખિલાફત મળી હતી. હિજરી સન ૪૮૯ માં ઝિલ્કઅદની ૧૧ મી તારીખે આપની વફાત થઈ હતી. આપનો મઝારશરીફ જીલાનમાં છે.

(અલ-અશરફ ગુજરાતી માસિક પાનું નં. ૧૦ - ૧ માર્ચ ૨૦૧૨)

## (૧૬) હઝરત સૈયદ સિરાજુદ્દીન અબ્દુલ જબ્બાર કાદરી

(રહમતુલ્લાહ અલૈહ) (બગદાદશરીફ-ઈરાક)

આપને ફિકહ ની તાલીમ આપના વાલિદે બુઝુર્ગવાર હઝરત સૈયદ ગૌસેઆઝમ અબ્દુલ કાદીર જીલાની (રહમતુલ્લાહ અલૈહ) થી મળી અને શૈખ કઝ્ઝાઝ અબૂ મન્સૂર ની હદીષ સાંભળી. આપ આલા દરજા ના સારી રીતે લખવાવાળા હતા, હુસ્ને અખલાક, પ્યારા રસૂલ હઝરત મુહમ્મદ મુસ્તુફા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના રસ્તા ઉપર ચાલનારા, સબ્ર કરવાવાળા અને રિયાઝત તથા મુજહેદા માં પોતાનો વધારે વખત ગાળતા હતા. આપ યુવાનીમાં જ હિ.સ. ૬૩૧ માં વફાત પામ્યા. આપના વાલિદે બુઝુર્ગવાર હઝરત સૈયદ ગૌસે આઝમના મુસાફિરખાના માં બગદાદ શરીફ, ઈરાકમાં આપનો મઝારે શરીફ છે.

(સીરતે ગૌસે આઝમ, અલ્લામા આલમ ફખરી, ગુજરાતી પાનું ૨૪૪)

નીચે આપેલા અવલિયાએ કિરામના હાલાતો મળતા નથી અહિંયા ફક્ત નામ આપેલા છે.

(૧૭) હઝરત સૈયદ અબુલ હસનઅલી કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૧૮) હઝરત સૈયદ અબુલ ફરહા ફરહતુલ્લાહ કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૧૯) હઝરત સૈયદ અબ્દુલ જલીલ કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૨૦) હઝરત સૈયદ અબ્દુલ્લા કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૨૧) હઝરત સૈયદ શહાબુદ્દીન કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૨૨) હઝરત સૈયદ મુહમ્મદ નુરૂલ્લાહ કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

## (૨૩) હઝરત સૈયદ ગ્યાસુદ્દીન અહમદ મહબૂબુલ્લાહ શહીદ કાદરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (સરસવણી-જિ.ખેડા)

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "ગ્યાસુદ્દીન" છે. આપ હુઝુર પીરાને પીર દસ્તગીર સૈયદ અબ્દુલકાદીર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) ની ઔલાદમાંથી છે. આપની ગણના અકાબીર ઔલિયા તથા મશહુર આલીમોમાં થાય છે.

**અહમદઆબાદ તશરીફ આવરી :-** હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના એક રૂહાની ઈશારાથી આપ અહમદઆબાદ તશરીફ લાવ્યા. આપે અહમદઆબાદ તશરીફ લાવીને રૂશ્દો-હિદાયત તથા તબ્લીગી કામ સારી રીતે અંજામ આપ્યું. હઝારો લોકોએ આપ હઝરતની ખિદમત વડે ફૈઝ હાસિલ કર્યો.

**હાલાતે ઝીંદગી :-** આપ હઝરતના સ્વભાવમાં તવક્કલ તથા કનાઅત વણાઈ ચુક્યા હતાં. આપ કદાપી અમીર-ઉમરાવો કે માલદારોના દરવાઝા પર ગયા નથી. ઉલ્મા તથા મશાઈખોમાં ઘણાં જ મશહૂર થયા અને શોહરત હાસિલ કરી હતી.

આપનો સિલસિલએ નસબ હઝરત સૈયદ અબ્દુલજબ્બાર જીલાની (રહમતુલ્લાહ અલૈહ) થી હુઝુર ગૌસેઆઝમ દસ્તગીર સૈયદ અબ્દુલકાદીર જીલાની (રદીયલ્લાહો અન્હો) સુધી પહોંચે છે.

આપ ખૂબજ સખ્ત રીયાઝતો મુજાહેદા કરતા હતા. તારીખુલ ઔલિયામાં લખ્યું છે કે, "ઘણીવાર ચાલીસ દિવસ સુધી આપ કશું જ ખાતા-પીતા નહોતા. સતત ૧૨ વરસ સુધી રાતની ઉંઘ છોડીને ઝીક્રો અશ્ગાલમાં મશગુલ રહ્યા. હઝરત સૈયદ યાકુબ ચિશ્તી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) વગેરે આપ હઝરતના ખુલ્ફાઓમાંથી છે."

અહમદઆબાદના મશહુર કાદરી બુઝુર્ગ હઝરત સૈયદ અબ્દુલ વહહાબ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) આપના જ ફરઝંદે અરઝુમંદ છે. તેઓ આપના વાલીદ સાહેબની શહાદત પછી હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની બશારત મળતાં ૨૫ વરસની ઉમ્રે ગામ સરસૈવણીથી

અહમદઆબાદ તશરીફ લાવ્યા.

**આપની શહાદત અને રોઝો :-** આપ હઝરતની શહાદત ખેડા જીલ્લાના એક ગામ સરસવણી (તા. મહેમદાબાદ) મુકામે ઈદુઝઝુહા (બકરી ઈદ) ના દિવસે કુરબાનીના એક ઝઘડામાં થઈ.

તારીખુલઔલીયા આપની વિસાલની તારીખ ૯ મી સફર હી.સ. ૮૯૫ જણાવે છે.

ગામ-સરસાવણી (જિ. ખેડા) મુકામે આપનો મઝારશરીફ આવેલો છે.

## (૨૪) હઝરત સૈયદ અબ્દુલ વહહાબ (માશુકુલ્લાહ) કાદરી

**(રહ્મતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)**

આપનું મુબારક નામ :- **અબ્દુલ વહહાબ છે. સુલ્તાન "જીવ"ના ઉપનામથી પ્રખ્યાત થયા. શાહજીના નામે પણ મશહુર હતા.**

આપ મહાન મશાઈખ બુઝુર્ગોમાંથી અને ઉચ્ચ અકાબિરે સાદાતે કિરામમાંથી છે, ઈલ્મના ભંડાર હતા.

**વંશીય સિલસિલો :-** તાજદારે અવલિયા ગૌસુલ આઝમ દસ્તગીર હઝરત સૈયદ અબ્દુલ કાદિર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) ના સાહબઝાદા ફખરૂલ અવલિયા સદરૂલ અસ્ફિયા હઝરત સૈયદ અબ્દુલ જબ્બાર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) સુધી પહોંચે છે. તેથી જ આપ કાદરી જબ્બારી છે આપ પોતાના સમયની બધી જ ખાનકાહો અને ઈમામોના સદર બુઝુર્ગ હતા.

**આપના વાલિદ સાહેબનું પાકીઝા નામ :-** હઝરત સૈયદ ગયાસુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) મઝારશરીફ, સરસાવણીશરીફ, મહમૂદઆબાદ) અને વાલેદા સાહેબા (માં) નું મુબારક નામ સૈયદા રાજી ફિરોઝ હતું.

આપની પૈદાઈશ પહેલાં જ આપની અમ્માને ખ્વાબમાં અશરફુલ અમ્બિયા સૈયદુલ મુર્સલીન હુઝૂર તાજદારે મદીના રાહતે કલ્બો સીના **હઝરત સૈયદ મુહમ્મદ રસૂલલ્લાહ** (સલ્લલ્લાહો અલયહે વઆલેહિ વસલ્લમ) તશરીફ લાવ્યા. દીદારે બેમિસાલથી આપની માંને સરફરાઝ કરવામાં આવ્યા અને મુબારક સાહબઝાદા (હઝરત સૈયદ અબ્દુલ વહહાબ કાદરી) ની પયદાઈશની તેમજ બુઝુર્ગી અને વિલાયતની ખૂબ ખૂબ બશારતો આપી ! આથી સાબિત થાય છે કે

આપ માદરઝાદ વલી અને પયદાઈશી બુઝુર્ગ હતા. આ પાકીઝા ખ્વાબના થોડાક જ દિવસો પછી આપની મુબારક પૈદાઈશ થઈ.

આપ થોડાક મોટા થાય તો આપના વાલિદ સાહેબે આપને તાલીમ માટે મદ્રસામાં મૂક્યા. પહેલી વખતે જ એક બે હર્ફ પઢી કુર્આન શરીફ મોઅલ્લિમને મોઢે સંભળાવવા લાગ્યા. તેઓ આ જોઈ ગભરાયા અને આપના વાલિદ સાહેબ હઝરત ગિયાસુદ્દીન (રહમતુલ્લાહ અલૈહ) પાસે જઈ આ વાકેઆ બયાન કરી. વાલિદ સાહેબે ફરમાવ્યું કે, એમાં તમારે ગભરાવવાની જરૂર નથી. મારો બેટો અબ્દુલ વહાબ તો બીજી જગ્યાએથી તાલીમ મેળવે છે. આપે તો માત્ર દુનિયાવી રિવાજ પ્રમાણે એમને તાલીમ આપવાની છે. થોડાક સમય પછી આપની ગણતરી જલીલુલકદ્ર રબ્બાની ઉલ્માએ કિરામમાં થવા માંડી.

આપના વાલિદ સાહેબ હઝરત ગિયાસુદ્દીન (રહમતુલ્લાહ અલૈહ) ની શહાદત પછી, હઝરત સૈયદે આલમ હુઝૂર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની બશારત થતાં આપ ગામ સરસાવણી, મહમૂદઆબાદ (મહેમદાવાદ) થી ૨૫ (પચ્ચીસ) વર્ષની ઉંમરે અહમદઆબાદ શહેરમાં તશરીફ લાવ્યા.

આપે હઝરત સૈયદ યાકુબ ચિશ્તી (રહમતુલ્લાહ અલૈહ) પાસેથી પણ રૂહાની ફૈઝ મેળવ્યો હતો અને ચિશ્તીયા સિલસિલાની તરીકતમાં શામેલ થયા.

'તઝકે-રતુલ અબરાર' માં લખે છે કે પાંચ વર્ષની ઉંમરથી જ આપની અંદર ઈલાહી ફૈઝ, સમુદ્રની જેમ ઉછાળા મારવા લાગ્યો હતો. આપે કાદરિયા સિલસિલાની ખિલાફત તેમજ ઈજાઝતનો પવિત્ર ખિર્કો પોતાના વાલિદ સાહેબ સૈયદુલ આરિફીન હઝરત સૈયદના વ મૌલાના ગિયાસુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ) પાસેથી મેળવ્યો હતો.

આપ દીની ઈલ્મોના ભંડાર હતા. શરીઅતના મોટા જાણકાર અને હિફાઝત કરવાવાળા હતા. ઈલ્મની આંટીઘૂંટીઓ સમજવા માટે અરબો અજમ એટલે કે સમસ્ત જગતમાંથી મોટા મોટા આલિમો આપની બારગાહમાં આવતા હતા અને દીની તાલીમ તેમજ આપની નજરે કરમથી ફૈઝયાબ થતા હતા. આપની મહેફિલોમાં જાહેરી અને બાતિની બંને પ્રકારનો ફૈઝ લોકોને મળતો હતો. આપની મજલિસમાં લોકસમુદાય એટલો બધો ઉમટતો હતો કે જાણે હઝરત ગૌસુલ આઝમ દસ્તગીર અબ્દુલકાદિર જીલાની (રહમતુલ્લાહ અલૈહ) ની મજલિસ ફરીથી જીવંત બની છે એમ જણાતું.

ચેહરા ઉપર આપ હંમેશા ચાંદર ઢાંકેલી રાખતા, ચહેરા ઉપર નૂરાનિયત અને જલાલ એટલો ટપકતો કે જે કોઈ ચહેરો જોતું એને બેભાનવસ્થા આવી થતી. હુસ્ને સૂરત અને હુસ્ને સીરતમાં આપ અલ્લાહના મહાન જલીલુલકદ્ર અને ખૂબસૂરતીમાં અજોડ તેમજ બેમિસાલ નબી હઝરત યુસુફ (અલયહિસ્સલામ) ના નમૂના જેવા હતા. આપ ફરમાવતા કે મારા ચહેરા પરના ઈલાહી નૂરની રોશની સામાન્ય માનવી પચાવી શકતો ન હોવાથી ચહેરા ઉપર પડદો નાખવો પડે છે.

ઘણી વખત આપ નમાઝમાં ગેરહાજર જણાતા. આ બાબતને આપના મુરીદોએ પૂછપરછ કરતા આપે જણાવ્યું હતું કે, ફજરની નમાઝ બૈતુલ મુકદસમાં, ઝોહરની કા'બા શરીફમાં, અસરની મદીના શરીફમાં, મગરિબની મશહદે મુકદ્દસમાં અને ઈશાંની નમાઝ દાદા હુઝૂર સૈયદના ગૌસુલ આઝમ (રહમતુલ્લાહ અલૈહ) બગદાદ ખાતેની મસ્જિદમાં અદા કરૂં છું.

'અખ્બારૂલ અખ્યાર' ફારસીમાં લખ્યું છે કે માનવીઓ ઉપરાંત જિન્નાતોએ પણ આપ હઝરતથી ફૈઝ મેળવ્યો છે. જિન્નાતો આપને વુઝૂ કરાવતા, તેઓ ખાનકાહમાં દિવસભર રહેતા. ઈન્સાન ના રૂપમાં તેઓ આપના મુરીદોને ઈલ્મે ઝાહિરી અને બાતિની શીખવવાનું કામ પણ બજાવતા.

**આપની વફાત :-** રબીઉલ આખિર (અગિયારમી શરીફ) મહિનાની ૧૧મી તારીખે આપની વફાત થઈ પણ આ દિવસે અગિયારમી શરીફ મનાવવાની હોવાથી આપનો સંદલશરીફ ૯મી એ અને ઉર્સ શરીફ ૧૦મી એ ધામધૂમથી કાદરિયા ખાનદાન અને સિલસિલાની પરંપરા પ્રમાણે મનાવાય છે.

**આપનો મઝાર શરીફ :- અહમદઆબાદમાં ગુજરાત સમાચાર પ્રેસ પાસે, ખાનપુર ખાતે આપનો મઝારે શરીફ આવેલો છે.** એ દુઃખીયાઓનો આસરો, ગરીબોનો સહારો તેમજ બીમારો માટે શિફાખાનું અને તકલીફઝદાઓ માટે દાફેઉલ બલા છે. અહીં દરેક પ્રકારની બીમારીઓનો રૂહાની ઈલાજ થાય છે. જાદૂટોના, ભૂતપ્રેત, આસેબ, બલા, ચુડેલ, હરકત, વળગણ, ગાંડપણ, માનસિક બીમારીઓ વગેરે માટે તો આપની દરગાહ અકસીરે આઝમ છે. આપની દરગાહ હિંદુ-મુસ્લિમ બધા માટે આમ ફૈઝનો દરિયો અને કરમનો મહાસાગર છે.

## (૨૫) હઝરત સૈયદ ગયાસુદ્દીન અહમદ ષાની કાદરી

(રહતુલ્લાહ અલૈહ)

(આપના હાલાત મળતા નથી)

## (૨૬) હઝરત સૈયદ અબ્દુલજલીલ ષાની ઉર્ફે જલાલુંદ્દીન કાદરી

(રહતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "સૈયદ અબ્દુલજલીલ" છે. આપ કાદરી સાદાત ખાનદાનમાંથી છે.

**ઈરાદત અને ખિલાફત :-** આપે હઝરત શાહ સૈયદ ગ્યાસુદ્દીન ષાની કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) પાસેથી રૂહાનીયત તથા તસવ્વુફનું ઈલ્મ હાસિલ કર્યું, તેમજ તેઓના દસ્તેહક્ક પરસ્ત પર બયઅત થઈને કાદરીય્યાહ સિલસિલાની ખિલાફત હાસિલ કરી. આપની ગણના મશહુર ઔલિયાએ કિરામ તેમજ અકાબીર ઉલ્માએ કિરામમાં થાય છે.

**જમાલે જાહેરી :-** "તઝકેરતુલ ઔલિયા"માં લખ્યું છે કે હકતઆલાએ આપને જમાલે જાહેરી (બાહ્ય સૌંદર્ય) અતા ફરમાવ્યો હતો. જે રીતે ફાનસમાંથી ચિરાગ ચમકે છે એજ રીતે અન્વારો વડે આપનું જીસ્મ મુબારક પોતાના પહેરણ (ઝભ્ભા) માંથી પ્રકાશીત જણાતુ હતું.

**આપની કરામત :-** કહેવાય છે કે એકવાર એક શખ્સ આપની ખિદમતમાં હાજર થયો અને અકસીરની ડબ્બી આપની સામે મુકીને જણાવ્યું કે આ ડબ્બીમાંની એક રતીભાર અકસીર ગરમ લોઢા પર નાંખવામાં આવે તો તે લોઢું સોનું બની જાય છે. હું આપને આ ડબ્બી ભેટ ધરું છું, તે રાખો આપને જરૂરતના સમયે કામ આવશે. આપે કહ્યું કે, "અમે ફકીરોને તેની કશી જરૂરત કે લાલચ નથી. આ નાચીઝનું વજુદ જ અલ્લાહ તઆલાએ પોતાના ફઝલથી અકસીરે આઝમ બનાવેલ છે." આટલું ફરમાવીને આપે તે શખ્સ પાસેનો લોઢાનો ટુકડો પોતાના હાથમાં પકડતાવેંત જ તે સોનાનો બની ગયો. હઝરતની આ કરામત જોઈને આવેલો શખ્સ આભો બની ગયો, તેણે આપની માફી માંગી અને મુરીદ બની ગયો.

**હાલાતે ઝીંદગી :-** આપ વરસમાં છ મહિના ખિલ્વત-એકાંતમાં રહેતા હતા અને છ મહિના તાલીબે ઈલ્મો તથા મુરીદોની તર્બિયત પાછળ વીતાવતા હતા. રાત-દિવસ ઈબાદતો-રીયાઝતમાં જ વીતાવતા હતા. આપનો ખોરાક ઘણો જ ઓછો હતો. માત્ર રાત્રે બે-ત્રણ કોળીયા જમતા હતા. આપે ૨૪ વરસ સુધી સજ્જાદગીનો હક અદા કર્યો. હઝારો લોકો આપનાથી ફૈઝ પામ્યા. આપના ખલીફાઓમાં હઝરત સૈયદ મુસ્તફા, હઝરત શૈખ ફરીદ, હઝરત શૈખ ખૂબમુહમ્મદ, હઝરત ખ્વાજા અતાઉલ્લાહ, હઝરત ખ્વાજા રીઝકુલ્લાહ વગેરે મશહૂર છે.

**વિસાલ અને મઝારેપાક :-** આપનો વિસાલ હી.સ. ૯૮૩માં થયો. ૧૪મી સફરે આપનો ઉર્સમુબારક મનાવવામાં આવે છે. **અહમદઆબાદના ખાનપુરમાં ગુજરાત સમાચાર પાસે હઝરત શૈખ અબ્દુલવહહાબ (રહ્મતુલ્લાહ અલૈહ) ના મકબરામાં નાના ગુંબદ નીચે આપ હઝરતનો મઝારશરીફ છે.**

## (૨૭) હઝરત સૈયદ કબીરૂદ્દીન અહમદ કાદરી

**(રહ્મતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)**

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "કબીરૂદ્દીન" છે. આપ હઝરત સૈયદ શાહ અબ્દુલ જલીલ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના ફરઝંદ છે. આપના દાદા હઝરત સૈયદ ગ્યાસુદ્દીન પાની કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) છે.

**ઈરાદત અને ખિલાફત :-** આપ પોતાના વાલીદે બુઝુર્ગવાર હઝરત સૈયદ શાહ અબ્દુલ જલીલ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) થી બયઅત થયા હતા અને ખિલાફત હાસિલ કરી હતી. તેમજ રૂહાની રીતે આપે ખિરકએ ખિલાફત અને બાતિની ફૈઝ પોતાના દાદાજી હઝરત સૈયદ શાહ ગ્યાસુદ્દીન પાની કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) થી પણ મેળવ્યો હતો.

**હાલાતે ઝીંદગી :-** વાલીદે બુઝુર્ગવારના વિસાલ પછી ખાનકાહમાં દર્સો તદરીસ તથા તબ્લીગી કામ આપે સંભાળ્યું. આ જવાબદારી સંભાળ્યા પછી આપને પોતાના વિસાલ સુધી દીની કામોથી જરા પણ ફુરસદ મળી નહોતી. એક નોંધ મુજબ આપ જમવાનું પણ દીની કામ કરતા કરતા જ પતાવી લેતા હતાં. દુન્યવી કામ માટે આપે ક્યારેય પણ ખાનકાહની બહાર પોતાનો કદમ મુક્યો નહોતો.

અસંખ્ય લોકો આપના વડે ફેઝયાબ થયા. આપ તવક્કલ પર્ ઘણાં જ અડગ હતા. આપની અસંખ્ય કરામતો છે.

**વિસાલની કૈફીયત અને કરામત :-** "મલ્ફુઝાતે કાદરીયાહ એહલે ગુજરાત" માં છે કે જ્યારે આપની વિસાલની પળો નજદીક આવી ત્યારે મુરીદોને પૂછ્યું કે, "સુબ્હકાઝીબ થઈ ગઈ છે ?" મુરીદોએ કહ્યું કે, "હા થઈ ગઈ છે" એટલે આપે તરત જ સવારની નમાઝ અદા કરી. સલામ ફેરવીને દુઆ પછી "અસ્સલામો અલૈકુમ" કહી કલ્મએ તૈયબહ પઢતાં-પઢતાં વિસાલ ફરમાવ્યો.

"ખઝીનતુલઔલિયા"માં છે કે, વિસાલ સમયે આપના પગ વળેલા રહી ગયા હતા, જે ગુસલ આપતી વેળા પાટલા પર સીધા થતા નહોતા. શૈખે વક્ત કુતુબ મુહમ્મદ સજ્જાદનશીન, મખ્દુમ શૈખ રહમતુલ્લાહ ચિશ્તી (રહ્મતુલ્લાહ અલૈહ) કે જેઓ આપનાથી ફૈઝયાબ થયા હતા, તેઓએ આ જોઈ ફરમાવ્યું કે, હઝરત, પગ સીધા કરો જેથી ગુસલ સારી રીતે અદા કરી શકાય. વિસાલ પામેલા હઝરત સૈયદ કબીરૂદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) એ આ સાંભળીને પોતાના વળેલા પગ પાટલા પર તરત જ સીધા કરી દીધા."

**વિસાલ અને મઝારેપાક :-** આપે હી.સ. ૧૦૧૫ માં વિસાલ ફરમાવ્યો. **આપનો મઝારેપાક પણ અહમદઆબાદમાં ગુજરાત સમાચાર પ્રેસની સામે, ખાનપુર ખાતે હઝરત શૈખ અબ્દુલવહહાબના કમ્પાઉન્ડમાં જ છે.**

**ખુલ્ફાઓ :-** આપ હઝરતના ખલીફાઓમાં હઝરત સુફી કમાલ, હઝરત ખ્વાજા અતાઉલ્લાહ (રહમતુલ્લાહ અલયહીમ અજમઈન) વગેરે મશહુર છે.

**નીચે આપેલા અવલિયાએ કિરામના હાલાત મળી શક્યા નહીં, એટલે ફક્ત એમના નામ આપવામાં આવ્યા છે.**

(૨૮) હઝરત સૈયદ અબ્દુલ જલીલ સાલીસ (ત્રીજા) કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૨૯) હઝરત સૈયદ સફીયુદ્દીન અહમદ કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૩૦) હઝરત સૈયદ અબ્દુલ કાદીર કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૩૧) હઝરત સૈયદ ગરીબુલ્લાહ કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૩૨) હઝરત સૈયદ મહમૂદ ખલીલુલ્લાહ કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૩૩) હઝરત સૈયદ ગરીબુલ્લાહ ષાની કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૩૪) હઝરત સૈયદ રહમઅલી કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૩૫) હઝરત સૈયદ પાંતીમિયાં કાદરી
(રહમતુલ્લાહ અલૈહ)

(૩૬) હઝરત સૈયદ મુહમ્મદ બાકર કાદરી

(રહતુલ્લાહ અલૈહ)

(૩૭) હઝરત સૈયદ ગયાસુદ્દીન અહમદ ષાલીસ કાદરી

(રહતુલ્લાહ અલૈહ)

(૩૮) હઝરત સૈયદ મુહમ્મદઅલી કાદરી

(રહતુલ્લાહ અલૈહ)

(૩૯) હઝરત સૈયદ રીયાઝુદ્દીન ઉર્ફે હૈદરમિયાં કાદરી

(રહતુલ્લાહ અલૈહ)

## હાલના મૌજુદા સજ્જાદાનશીન

(૪૦) હઝરત સૈયદ અબ્દુલ વહહાબ ઉર્ફે મુજીબમિયાં કાદરી

(મદ્દઝિલ્લહુ)

ભાગ-૨

# ગુજરાતના કાદરી ઔલિયાએ કિરામ

## (૧) અહમદઆબાદ

### (૧) હઝરત સૈયદ શાહ જમાલુદ્દીન કાદરી પંથરી (બંથરી)

(રહમતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)

અહમદઆબાદમાં આવેલો રાયખડ ઈલાકો તેની ઐતિહાસીક અને મઝહબી એહમીયતના લીધે ઘણો મશહૂર છે.

આ ઈલાકાનું અસલ નામ રાહેખૈર હતું, પછી રાહખર થયું અને વક્ત જતા ધીમે ધીમો રાયખડ થઈ ગયું છે.

**રાહેખૈર નું મતલબ ભલાઈનો રસ્તો.** અહિંયા એવા રૂહાની, મઝહબી અને સૂફી અવલિયા રહેતા હતા, જેમની સોહબત, તાલીમ, તરબીયત અને રૂહાની ફૈઝ મેળવવા માટે લોકો આવતા અને રૂહાની ફૈઝ ઉઠાવતા હતા અને આજ કારણે મધ્ય યુગીન ગુજરાતમાં આ ઈલાકો આખા હિંદુસ્તાનમાં મશહૂર હતો.

દુનિયાની તકલીફો અને પરેશાનીઓથી કંટાળેલા અને હારેલા તથા રસ્તો ભુલેલા લોકો ને એક અલ્લાહનો રસ્તો બતાવનાર, મહાન વલીએ કામીલ, આશીકે રસૂલ **હઝરત સૈયદ શાહ જમાલુદ્દીન કાદરી પંથરી** (રહમતુલ્લાહ અલૈહ) છે.

**આપના વાલિદે મોહતરમ** નું નામ સૈયદ નુરૂદ્દીન હુસૈન છે.

**આપની વંશાવલી,** પીરાને પીર દસ્તગીર હઝરત ગૌસુલઆઝમ અબ્દુલકાદીર જીલાની (રહમતુલ્લાહ અલૈહ) ને જઈને મળે છે.

આપના બુઝુર્ગો **હરમીઝ** (શહેર) **થી દક્ષિણ ભારતમાં** આવ્યા અને પંથરી કે બંથરી નામના કસ્બામાં કયામ કર્યો, જેના માટે આપ બંથરી કહેવાય છે.

આપની ઈલ્મે ઝાહેરી અને બાતિની અને અજોડ રૂહાની તાકતે આમ લોકોમાં આપ ઘણા મશહૂર થયા. આપથી લોકો ફૈઝ ઉઠાવતા રહ્યા, આપની તારીફ સાંભળીને ગુજરાતનો સુલ્તાન બહાદુરશાહ ગુજરાતી આપની મુલાકાત માટે દક્કન આવ્યો અને આપનો અકિદતમંદ બની ગયો. આપને પોતાની સાથે

અહમદઆબાદ લઈને આવ્યો. આપના માટે એક મસ્જિદ, મદ્રસો અને ખાનકાહ બનાવી આપી.

જ્યારે સુલ્તાન બહાદુરશાહ ગુજરાતી આપની મુલાકાતે આવ્યો ત્યારે તેણે મનમાં એવું નક્કી કર્યું કે, જો આ બુઝુર્ગ મારી તાઅઝીમ (માન) માટે ઉભા થાય છે કે નહીં જો મારી તાઅઝીમ નહી કરે તો, હું તેમને બે-ઈઝઝત કરીશ. આવો ખરાબ ઈરાદો તેણે કર્યો અને હઝરત સૈયદ શાહ જમાલુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ) ની ખિદમતમાં હાઝીર થયો, તો શું જુએ છે કે આપની બન્ને તરફ બે સિંહ બેઠેલા છે. સુલ્તાન પોતાના ખરાબ ઈરાદાથી મનોમન ખૂબ પસ્તાયો અને આપની ખૂબ ઈજ્જત અને અદબ કરીને ઘણાંજ માન ની સાથે ગુજરાત અહમદઆબાદમાં લઈને આવ્યો.

આપ હંમેશા યાદે ઈલાહીમાં મશરૂફ રહેતા હતા, મદ્રસાના તાલીબે ઈલ્મો (વિદ્યાર્થી) ની તાલીમ અને તરબીયત કરતા અને દીન ની ખિદમત કરવામાં પોતાની આખી ઝીન્દગી કુર્બાન કરી દીધી.

**આપની વફાત અને મઝારેપાક :-** આપની વફાત ૨૭ શાબાન હિ.સ. ૯૭૧માં થઈ. આપનો મઝારશરીફ અહમદઆબાદમાં રાયખડ દરવાજા નજીક, મીલની સામે છે.

**આપનું શજરએ નસબ (પેઢીનામું) :-**

સૈયદ શાહ જમાલુદ્દીન કાદરી પંથરી
બિન સૈયદ નુરૂદ્દીન હુસૈન બિન સૈયદ તાજુદ્દીન
બિન સૈયદ ઝિયાઉદ્દીન બિન સૈયદ ઝૈનુદ્દીન
બિન સૈયદ અઝીઝુદ્દીન બિન સૈયદ ઈમામુદ્દીન
બિન સૈયદ અમીનુદ્દીન બિન સૈયદ અફીફુદ્દીન
બિન સૈયદ કરીમુદ્દીન
બિન સૈયદ સૈફુદ્દીન અબ્દુલ વહહાબ
બિન સૈયદના શૈખ મોહયુદ્દીન અબ્દુલકાદીર જીલાની ગૌસેઆઝમ દસ્તગીર (રહમતુલ્લાહ અલૈહ)

**આપની વફાત** પછી આપના ફરઝંદ હઝરત સૈયદ યતીમુલ્લાહ કાદરી (રહમતુલ્લાહ અલૈહ) આપના રૂહાની વારસ (ખલીફા) થયા.

(તવારીખુલ ઔલિયા, ભાગ-૨, પાનું ૫૫૪)

## (૨) હઝરત શાહ અબ્દુલસ-સમદ ખુદાનુમા કાદરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (ગુર્જરી-શાયર) (અહમદઆબાદ)

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી સંજરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના મુરીદો ચિશ્તી કહેવાય છે. જેઓ હઝરત ખ્વાજા હસન બસરી (રહ્મતુલ્લાહ અલૈહ) થી ઈમામુલ અવલિયા હઝરત અલી મુર્તુઝા (રદિયલ્લાહો તઆલા અન્હો) અને રસૂલેપાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) સાથે રૂહાની નિસ્બત ધરાવે છે અને સિલસિલા-બા-સિલસિલા એકબીજાના હાથ પર બયઅત કરે છે.

હઝરત શાહ અબ્દુસ-સમદ ખુદાનુમા (રહ્મતુલ્લાહ અલૈહ) પણ કાદરીયા સિલસિલાના એક મશહૂર બુઝુર્ગ છે. દિલ્હીમાં ચિશ્તીયા સિલસિલાના એક બુઝુર્ગ છે તેઓ પોતાના મુરીદો પાસે થોડાક મુજાહિદા કરાવીને રસૂલે અકરમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના દીદાર કરાવી દેતા હતા, આથી એમનું ઉપનામ (લકબ) રસૂલનુમા (રસૂલના દીદાર કરાવનાર) પડી ગયું હતું. હઝરત મૌલાના રૂમી (અલયહિર્રહમા) ના પીરો મુર્શિદની જેમ કદાચ હઝરત શાહ અબ્દુસ સમદ ખુદાનુમા પણ પોતાના મુરીદોને ઈસ્મ 'અલ્લાહ'ના તસવ્વુર અને કલિમએ તય્યિબા, લા ઈલા-હ ઈલ્લલ્લાહ મુહમ્મદુર રસૂલુલ્લાહ ના ઝિક્ર મારફત પોતાના મુરીદોને તવહીદે વિસાલના સુલૂકની મંઝિલો એટલી હદે પાર કરાવી દેતા હશે કે મુરીદો નૂરે ઈલાહીના દરિયામાં ગરકાવ થઈ જતા હશે જેમ કોઈક ફારસી શાયરએ કહ્યું છે :-

ચુનાં ગર્ક ગશ્તમ બ-દરિયાએ વહ્દત
કે અજલો-અબદ રા ખબર હમ નદારમ

(તરજુમો : હું અલ્લાહની વહદતના દરિયામાં એવો તો ગરકાવ થઈ જાઉં છું કે મને દુનિયાના આરંભકાળ (અઝલ) અને અનંતકાળ (અબદ) ની કોઈ જ ખબર હોતી નથી અને કદાચ એટલા માટે જ હઝરત શાહ અબ્દુલ-સમદને ખુદાનુમા નું ઉપનામ આપવામાં આવ્યું હશે.

ગુજરાતના મોટા મોટા ઐતિહાસિક પુસ્તકોમાં હઝરત શાહ અબ્દુસ-સમદ ખુદાનુમા (રહ્મતુલ્લાહ અલૈહ) વિશે કોઈ જ વિગતો મળતી નથી. અલબત્ત કાદરીયા સિલસિલાના બુઝુર્ગો અને એમના ચાહકોની ઝબાનથી સાંભળવા મળતી વિગતો અનુસાર આપ હઝરત શાહ અબ્દુર્રઝાક બાંસવી (રહ્મતુલ્લાહ અલૈહ) ના પીરો મુર્શિદ છે. ઉત્તરપ્રદેશના બારાબંકી જિલ્લાના બાંસા શરીફ મુકામે

હઝરત સૈયદ શાહ અબ્દુર્રઝાક (બાંસવી) (રહ્મતુલ્લાહ અલૈહ) નો મઝાર શરીફ આવેલો છે.

બુઝુર્ગોની ઝબાને મુબારક થી સાંભળી અને મળેલી વિગતો અનુસાર હઝરત શાહ અબ્દુસ-સમદ ખુદાનુમા (રહ્મતુલ્લાહ અલૈહ) ને હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વઆલેહિ વસલ્લમ) એ ખ્વાબમાં દીદાર આપીને હુકમ ફરમાવ્યો કે અબ્દુર્રઝાક નામના એક સૈયદઝાદહ (સૈયદ પુત્ર) ને આપની પાસે મોકલવામાં આવી રહ્યો છે, તેમના આવ્યા પછી આપની પાસેથી તેમનો રૂહાની હિસ્સો આપશો. આ સાથે ખ્વાબમાં જ આવનાર સૈયદઝાદહના દીદાર પણ કરાવી દેવામાં આવ્યા. બીજી બાજુ હઝરત શાહ અબ્દુર્રઝાક (રહ્મતુલ્લાહ અલૈહ) ને પણ હુઝૂરે ખ્વાબમાં દીદાર આપીને હુકમ ફરમાવ્યો કે આપનો રૂહાની હિસ્સો મેળવવા મુસાફરી કરીને ગુજરાતના શહેર અહમદઆબાદ જાવ અને ત્યાં હઝરત શાહ અબ્દુસ્સમદના હાથ પર બયઅત કરો.

આ હુકમ સાંભળીને હઝરત શાહ અબ્દુર્રઝાક (રહ્મતુલ્લાહ અલૈહ) પોતાના પીરને મળવા અને તેમની પાસેથી પોતાનો રૂહાની હિસ્સો મેળવવા નીકળી પડ્યા. આ બાજુ હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) નો હુકમ મળતાની સાથે જ હઝરત શાહ અબ્દુસ્સમદ ખુદાનુમા (રહ્મતુલ્લાહ અલૈહ) પાંચેય વખતની નમાઝો અને રોજિંદી હાજતો સિવાય આવનાર સૈયદઝાદહના ઈસ્તિકબાલ માટે પોતાના હુજરામાં અદબ વાળીને બા અદબ ઉભા રહેતા હતા અને આ સિલસિલો છેક હઝરત શાહ સૈયદ અબ્દુર્રઝાક બાંસવી (રહ્મતુલ્લાહ અલૈહ) તશરીફ લાવ્યા, ત્યાં સુધી ચાલુ રહ્યો હતો.

હઝરત અબ્દુસ-સમદ ખુદાનુમા (રહ્મતુલ્લાહ અલૈહ) ની પરંપરા હતી કે જ્યારે કોઈપણ એમની પાસે મુરીદ થવા માટે આવતો ત્યારે તેની પાસે સાબરમતી નદીમાંથી પાણી મંગાવતા અને બજારમાંથી દાળ-ચોખા અને ગોળ મંગાવીને મીઠી ખિચડી રાંધવાનું કહેતા, ગુસલ અને વુઝૂ પછી એને બે રકઆત નફિલ નમાઝ પઢવાનું કહેતા, ત્યારબાદ મીઠી ખિચડી પર ફાતિહા પઢીને નિયાઝ અપાવતા અને આવનારને મુરીદ કરતા. આવું જ બધું હઝરત સૈયદ અબ્દુર-રઝાક (રહ્મતુલ્લાહ અલૈહ) પાસે પણ કરાવ્યું, અન્ય મુરીદો અને સૈયદ સાહેબના મુરીદ થવામાં તફાવત માત્ર એટલો જ હતો કે આપ મુરીદ કરતાની સાથે જ એમને ખિલાફત પણ એનાયત ફરમાવી દીધી હતી અને થોડાક જ દિવસોમાં અલ્લાહની

મખ્લુકને હિદાયત આપવા માટેની ઈજાઝત આપીને આપને રવાના ફરમાવી દીધા.

હઝરત શાહ અબ્દુર્રઝાક બાંસવી (રહમતુલ્લાહ અલૈહ) એ ઉત્તરપ્રદેશના જુદા જુદા શહેરો અને કસ્બાઓમાં અલ્લાહની મખ્લૂકને હિદાયત આપતા રહ્યા અને મખ્લૂકની હિદાયતના કામમાં પોતાની આખી ઝિંદગી વિતાવી દીધી. બાંસા શરીફ, જિલ્લા બારાબંકી, ઉત્તરપ્રદેશમાં આપનો મજાર શરીફ આજે પણ અલ્લાહની મખ્લૂકના રજૂ થવાનું મરખઝ (કેન્દ્ર) છે. લાખો લોકો એમના મજાર શરીફ પર હાજરી આપીને ફૈઝયાબ થાય છે. હઝરત શાહ અબ્દુર્રઝાક બાંસવી (રહમતુલ્લાહ અલૈહ) પર બે વિદ્વાનોએ સંશોધન લેખ લખીને પી.એચ.ડી.ની પદવી પ્રાપ્ત કરી છે. તદુપરાંત તઝકિરહ શાહ અબ્દુર્રઝાક બાંસવી ના નામે બે અન્ય પુસ્તકો પ્રકાશિત થઈ ચૂક્યા છે પરંતુ અફસોસ કે ચારેય પુસ્તકો માંથી એકમાં પણ હઝરત શાહ અબ્દુર્રઝાક બાંસવી (રહમતુલ્લાહ અલૈહ) ના પીરો મુર્શિદ હઝરત શાહ અબ્દુસ-સમદ ખુદાનુમા (રહમતુલ્લાહ અલૈહ) ના હાલાત મળતા નથી.

**શાયર :** હઝરત શાહ અબ્દુસ-સમદ ખુદાનુમા (રહમતુલ્લાહ અલૈહ) શાયર પણ હતા, જેના પુરાવા રૂપે એમની રચનાઓ તો મળી શકી નથી, અલબત્ત પરંપરાગત રીતે સીના-બ-સીના ગુજરી ભાષામાં આપની 'હોરી' ઉપરની એક રચના આપણા સુધી પહોંચી છે, જે આજે પણ આપના મજાર શરીફના દરવાજા પર જડેલા આરસપહાણમાં કંડારાયેલી જોઈ શકાય છે, જે નિચે મુજબ છે :-

## કસીદએ ફર્મુદા હઝરત બાબા ખ્વાજા અબ્દુસ્સમદ ખુદાનુમા
(રહ્મતુલ્લાહ અલૈહ)

### હોરી

હોરી ખેલું મૈં પઢકર બિસ્મિલ્લાહ કલમએ લા-ઈલાહા ઈલ્લલ્લાહ

અલસ્તો બિ-રબ્બીકુમ પ્રિતમ બોલે,
સબ સખીયોં ને ઘૂંઘટ ખોલે.
કાલુ બલા, યે કહેકર બોલે,
માફી કલ્બી ગૈરુલ્લાહ.
હોરી ખેલું મૈં પઢકર બિસ્મિલ્લાહ.....

ફી અન્ફુસિકુમ કી હોરી ખેલું,
વશ્કુરુલી સે પિયાકો રિઝાઉં.
ઐસે પિયા કો બલ-બલ જાઊં,
મેરા કૈસા પિયા હૈ સુબ્હાનલ્લાહ.
હોરી ખેલું મૈં પઢકર બિસ્મિલ્લાહ.....

નહનો અકરબ કી બંસરી બજાઉં,
મૈં ઈરફાન કી ફુક સુનાઉં.
સુમ્મા વજહુલ્લાહ કી ધૂમ મચાઉં,
બિચ દરબારે રસૂલુલ્લાહ.
હોરી ખેલું મૈં પઢકર બિસ્મિલ્લાહ.....

આજીઝી હોકર બિન્તી કરુંગી,
હાથ જોડકર પૈંયા પડુંગી.
નામે નબી કી રૈન ચઢી હૈ,
બુંદ પડે અલા-ઈલ્લાહૂ.
હોરી ખેલું મૈં પઢકર બિસ્મિલ્લાહ.....

લા-ઈલાહ કી ભર પીચકારી,
ખ્વાજા પિયા ને મુખ પે મારી.
મેરા નૂર મુહમ્મદ સલ્લલ્લાહ,
મેરા કૈસા પિયા હૈ સુબ્હાનલ્લાહ.

હોરી ખેલું મૈં પઢકર બિસ્મિલ્લાહ, કલમએ લા-ઈલાહા ઈલ્લલ્લાહ.

(હઝરત ખ્વાજા સૂફી લિયાકત હુસૈન શાહ ઉર્ફે મુન્નેમિયાં અબુલ-ઉલાઈ જહાંગીરી-ભૈંસોડી શરીફ, જિ. રામપુર, યુ.પી.)

# શજરએ તરીકત - હઝરત અબ્દુસ્સમદ ખુદાનુમા

(રહ્મતુલ્લાહ અલૈહ)

## હઝરત શાહ હિદાયતુલ્લાહ

(રહ્મતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)

હઝરત સૈયદ જલાલુદ્દીન હસન માહે આલમ બુખારી (રહ્મતુલ્લાહ અલૈહ) જે હઝરત સૈયદ મુહમ્મદ શાહેઆલમ મહબૂબે બારી બુખારી (રહ્મતુલ્લાહ અલૈહ) ની પાંચમી પેઢીના હતાં.

જેમને ચારેય સલાસિલ (સિલસિલાઓ) ની ઈજાઝત અને ખિલાફત હતી. (ચિશ્તીયા, કાદરીયા, સુહરવર્દિયા એ નક્શબંદીયા).

એ હિસાબે હઝરત અબ્દુસ્સમદ ખુદાનુમા (રહ્મતુલ્લાહ અલૈહ) ને કાદરીયા સિલસિલાની ખિલાફત અને ઈજાઝત મળી હતી. હઝરત અબ્દુસ્સમદ ખુદાનુમા (રહ્મતુલ્લાહ અલૈહ) એટલે કાદરી પણ છે અને ચિશ્તી પણ છે.

### શજરએ તરીકત

૧. અતાએ રસૂલ, હઝરત ખ્વાજા મુઈનુદ્દીન હસન ચિશ્તી સંજરી અજમેરી (રહ્મતુલ્લાહ અલૈહ) (મઝાર-અજમેર શરીફ, રાજસ્થાન)

૨. હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી ચિશ્તી ઉસી. (ઈરાનમાં એક ગામનું નામ) (રહ્મતુલ્લાહ અલૈહ) (મઝાર, મેહરોલી, દિલ્હી)

૩. હઝરત ખ્વાજા ફરીદુદ્દીન મસઉદ ગંજેશકર ચિશ્તી અજોધની (પાક-પટ્ટન, શહેર-પાકિસ્તાન) (રહ્મતુલ્લાહ અલૈહ) (મઝાર, પાક પટ્ટન-પાકિસ્તાન)

૪. હઝરત ખ્વાજા નિઝામુદ્દીન મુહમ્મદ બિન અહમદ બદાયુની બુખારી (મહબૂબે ઈલાહી) ચિશ્તી (રહ્મતુલ્લાહ અલૈહ) (મઝારે પાક-નિઝામુદ્દીન, નઈ દિલ્હી)

૫. હઝરત ખ્વાજા નસિરૂદ્દીન મહમૂદ રોશન ચિરાગ દહેલ્વી ચિશ્તી (રહ્મતુલ્લાહ અલૈહ) (મઝાર શરીફ, ચિરાગ-દિલ્હી)

૬. હઝરત ખ્વાજા જલાલુદ્દીન મખ્દુમ જહાંનિયા જહાંગશ્ત બુખારી ચિશ્તી (રહ્મતુલ્લાહ અલૈહ)
(મઝાર શરીફ, ઉચ્છ શરીફ, મુલ્તાન, પાકિસ્તાન).

૭. હઝરત ખ્વાજા અબ્દુલ્લાહ બુરહાનુદ્દીન કુત્બેઆલમ બુખારી ચિશ્તી
(મઝાર શરીફ-વટવા)

૮. હઝરત ખ્વાજા સિરાજુદ્દીન મુહમ્મદ 'શાહેઆલમ' મહબૂબે બારી બુખારી, ચિશ્તી (રહ્મતુલ્લાહ અલૈહ)
(શાહેઆલમ રોજા, અહમદઆબાદ).

૯. હઝરત ખ્વાજા નાસિરૂદ્દીન મુહમ્મદ રાજુ 'સત્તારે આલમ' બુખારી શાહી (રહ્મતુલ્લાહ અલૈહ) (શાહેઆલમ રોજા, અહમદઆબાદ)

૧૦. હઝરત ખ્વાજા કબીરૂદ્દીન અહમદઅલી 'પનાહે આલમ' બુખારી શાહી ચિશ્તી (રહ્મતુલ્લાહ અલૈહ) (શાહેઆલમ રોજા, અહમદઆબાદ)

૧૧. હઝરત ખ્વાજા રઝાઉદ્દીન અબ્દુલ ગફુર 'મઝહરે આલમ' બુખારી શાહી ચિશ્તી (રહ્મતુલ્લાહ અલૈહ) (શાહેઆલમ રોઝા, અહમદઆબાદ)

૧૨. હઝરત ખ્વાજા કમાલુદ્દીન હસન મુતજલ્લા 'નુરે આલમ' બુખારી શાહી ચિશ્તી (રહ્મતુલ્લાહ અલૈહ) (શાહેઆલમ રોજા, અહમદઆબાદ)

૧૩. હઝરત ખ્વાજા જલાલુદ્દીન હસન 'માહે આલમ' બુખારી શાહી ચિશ્તી (રહ્મતુલ્લાહ અલૈહ) (શાહેઆલમ રોઝા, અહમદઆબાદ)

૧૪. હઝરત ખ્વાજા શાહ હિદાયતુલ્લાહ કાદરી અને ચિશ્તી (રહ્મતુલ્લાહ અલૈહ) (મઝારેશરીફ શાહેઆલમ રોઝા, અહમદઆબાદ)

૧૫. હઝરત ખ્વાજા શાહ અબ્દુસ્સમદ ખુદાનુમા કાદરી
(રહ્મતુલ્લાહ અલૈહ) (ભદ્ર, લાલ દરવાજા, અહમદઆબાદ)

૧૬. હઝરત ખ્વાજા અબ્દુર્રઝાક બેકમર બાંસવી કાદરી ચિશ્તી
(રહ્મતુલ્લાહ અલૈહ) (બાંસાશરીફ, જિ. બારાબંકી, યુ.પી.)

૧૭. હઝરત ખ્વાજા ખાદીમઅલી ચિશ્તી (રહ્મતુલ્લાહ અલૈહ) (આપ હઝરત વારિસઅલી શાહ સાહબ ના ચચા અને પીરો મુર્શિદ પણ થાય છે)
(મઝાર, દેવાશરીફ, જિ. બારાબંકી)

૧૮. હઝરત ખ્વાજા સૈયદ વારીસઅલી શાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(મઝાર દેવાશરીફ, જિ. બારાબંકી)

## (૩) હઝરત સૈયદ કુત્બુદ્દીન કાદરી

(રહમતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "કુત્બુદ્દીન" છે. આપ હઝરતનું નસબનામું હઝરત અબ્દુલવહહાબ બિન સૈયદ અબ્દુલકાદીર જીલાની પીરાને પીર દસ્તગીર (રહમતુલ્લાહ અલૈહ) સુધી પહોંચે છે, એટલે આપનું ખાનદાન કાદરી સાદાત છે.

**તાલીમ તર્બિય્યત અને ખિલાફત :-** આપે પોતાના દાદાજી હઝરત સૈયદ અબુલહસન અને વાલિદેગીરામી હઝરત સૈયદ અબુ મુહમ્મદ (રહમતુલ્લાહ અલૈહ) પાસે જ પ્રાથમિક તથા ઉચ્ચ દિની તાલીમ હાસિલ કરી તેમજ મુરીદ બનીને કાદરી સિલસિલાની ખીલાફત હાસિલ કરી.

**અહમદઆબાદ માં તશરીફ આવરી :-** આપ હઝરત સૌથી પહેલા કુચ્છથી હિજરત કરીને ઈંદૌર ગયા અને ત્યાંથી ગુજરાતના સુલતાન બહાદુરશાહની ઈલ્તિજાને માન આપીને અહમદઆબાદ તશરીફ લાવ્યા.

આપે અહમદઆબાદ આવી, અત્યારે આપનો મઝાર જે વિસ્તારમાં છે તે સ્થળ પસંદ કર્યું, ત્યારે આ જગ્યા ખાડાવાળી હતી, તેથી આ વિસ્તાર જમાલપુર-ખાડીયા તરીકે ઓળખાય છે.

**સોની જ્ઞાતિનો ઈસ્લામ સ્વીકાર :-** આપના દસ્તેહક્ક પરસ્ત પર સોનીનો વ્યવસાય કરતી જ્ઞાતિએ ઈસ્લામ સ્વીકાર્યો હતો તેઓએ પણ આપની સાથે આવીને અહમદઆબાદમાં વસવાટ કર્યો હતો. શરૂઆતમાં આ લોકો સોદાગરની પોળ, જમાલપુરમાં વસતા હતા. આ સોનીઓના વંશજો આજે પણ છોટા ઉદેપુર તરફના ગામડામાં વસે છે.

**પીરાને પીર તરીકે મશહૂર :-** આપ હઝરત ચહેરા ઉપર નકાબ નાંખતા હતા. આપનો ચહેરો ઘણા ઓછા લોકોએ જોયો છે. આપનો ચહેરો હઝરત પીરાને પીર ગૌસુલઆઝમ દસ્તગીર સૈયદ અબ્દુલકાદીર જીલાની (રહમતુલ્લાહ અલૈહ) ને મળતો આવતો હતો, માટે આપ પીરને પીર તરીકે મશહૂર થયા.

સુલતાન મુહમ્મદશાહ ત્રીજાના સમયના મશહૂર આલિમો તેમજ બુઝુર્ગોમાં આપ હઝરતની ગણના થતી હતી.

**મઝારેપાક અને ઉર્સ મુબારક :-** આપનો મઝારેપાક અહમદઆબાદ શહેરના રાયખડમાં ખાનેજહાંના દરવાજાની સામે છે, જે પીરાને પીરના છીલ્લા

તરીકે મશહૂર છે. આપની પાસે જ આપના પૌત્ર સૈયદ અબ્દુલખાલીક (રહ્મતુલ્લાહ અલૈહ) નો મઝારેપાક છે.

આપને ધોળકા તાલુકાના ખાનપુર તેમજ ચુહાર ગામો જાગીર તરીકે ભેટ આપવામાં આવ્યા હતા.

આપનો ઉર્સમુબારક દર વરસે ૧૧ મી શરીફ ના દિવસે થાય છે.

## (૪) હઝરત શાહ અબ્દુલ ફત્તાહ અસ્કરી કાદરી (શાહ ફત્તાહ)

**(રહ્મતુલ્લાહ અલૈહ) (સાહિબે-કિતાબ) (અહમદઆબાદ)**

**આપનું મુબારક નામ :-** "અબ્દુલ ફત્તાહ" છે. પણ આપ "શાહ ફત્તાહ" ના નામે મશહૂર છે. કાદરીયહ સિલસિલાના મહાન બુઝુર્ગ છે.

**'મઆસિરૂલ કિરામ'** કિતાબના લેખક લખે છે કે :- આપનો રૂહાની સિલસિલો ઘણાં ઓછા વાસ્તાથી હઝરત ગૌસુલ આઝમ અબ્દુલ કાદીર જીલાની, પીરાને પીર દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ) સુધી જઈને મળે છે, કારણ કે વચ્ચે આવેલા બુઝુર્ગોની ઉંમર એટલી મોટી હતી જેના કારણે આ બુઝુર્ગો ઓછા વાસ્તાથી એક બીજા ને મળે છે.

**'મઆસિરૂલ કિરામ'** માં લખ્યું છે કે હઝરત શૈખ અબ્દુલ ફત્તાહ અસ્કરી કાદરી, સાહેબે મરતબા (ઉંચા દરજા ના) થયા છે. ઈલ્મે ઝાહેરી અને ઈલ્મે બાતિની (દિલ ની અંદર) અકલો શુઉર (દિમાગ) થી ભરેલા હતા. આપનો ફૈઝ આમ હતો, ઘણાં લોકોને આપથી ફાયદો થતો હતો. આપ બધા લોકોમાં ઘણાં જ મકબુલ અને મશહૂર હતાં.

**આપની વફાત અને મઝારે શરીફ :-** આપ ૯૦ (નેવું) વરસની ઉંમરે હિ.સ. ૧૦૯૦ ના ૨૪ ઝીલહજ્જ ઈ.સ. ૧૬૮૦ ની ૨૫ જાન્યુઆરી ના દિવસે વફાત પામ્યા. આપના મઝારે શરીફનો સંદલ મુહર્રમ મહીનાની ૧૩ મી એ અને ઉર્સ ૧૪ મી એ થાય છે.

**અહમદઆબાદમાં, શાહપુર બહાઈ સેન્ટર પાસે આપનો મઝારે શરીફ આવેલો છે અને પાસે મસ્જિદ પણ છે, જેને શાહ ફત્તાહની મસ્જિદ કહે છે.**

**મૌલાના હકીમ સૈયદ અબ્દુલ હઈ હસની** (રહ્મતુલ્લાહ અલૈહ) એ ગુજરાત ઉપર લખેલા એક મોટા નિબંધમાં જેનું નામ "યાદે ઐયામ યાની

મુખ્તસર તારીખે ગુજરાત" છે, આ કિતાબમાં લખ્યું છે કે :-

શૈખ અબ્દુલ ફત્તાહ અસ્કરી (રહ્મતુલ્લાહ અલૈહ) એ શરહે મસ્નવી એ મઅનવી (શર્ઈ મૌલાના રૂમ) લખી છે, જેઓ કાદરીયા સિલસિલાના મશહૂર બુઝુર્ગોમાંના છે અને અહમદઆબાદમાં રહેતા હતા. એમની નસલમાં હાલ વેલુર (તામીલનાડુમાં આવેલું એક શહેર) માં આપનો મુતબર્રીક (પાક) ખાનદાન રહે છે, જેઓ આજ સુધી પોતાના ઈલ્મ અને બુઝુર્ગીના લીધે મશહૂર છે.

(યાદે ઐયામ ઉર્દુ પાનું ૮૯)

**મસ્જિદ અને મઝારે શરીફનો ઈતિહાસ :-** આપના મઝારે શરીફની પાસે જ મસ્જિદ આવેલી છે, જે **શાહ ફત્તાહ ની મસ્જિદ** ના નામે મશહૂર છે. **પ્રોફેસર મહબૂબ હુસેન અહમદ હુસૈન અબ્બાસી** જેઓ ઉર્દુ, ફારસી અને ઈસ્લામી સંસ્કૃતિ વિભાગના અધ્યક્ષ (નિવૃત્ત) ગુજરાત આર્ટસ એન્ડ સાયન્સ કોલેજ અહમદઆબાદમાં રહીને રિટાયર્ડ થઈ ગયાં છે અને ઈસ્લામી સંસ્કૃતિના જાણકાર છે, એમણે કહ્યું છે કે આ મસ્જિદ બંગાલી ઘાટ ની બનેલી છે અને મુગલ તર્જ થી બનાવેલી છે, મુગલ બાદશાહ ઔરંગઝેબ આલમગીર (રહ્મતુલ્લાહ અલૈહ) એ આ મસ્જિદ બનાવવાનો હુકમ આપ્યો હોય અને એના કારીગરો બંગાલી હોય એવું લાગે છે.

એમણે એ પણ કહ્યું છે કે :- જ્યારે મુગલ બાદશાહ હઝરત ઔરંગઝેબ આલમગીર (રહ્મતુલ્લાહ અલૈહ) એ હઝરત શાહ ફત્તાહ (રહ્મતુલ્લાહ અલૈહ) ને દિલ્હી બોલાવ્યા ત્યારે આપને ઈન્આમ માં શાહપુરનો ઈલાકો તોહફામાં આપ્યો અને નકદ (રોકડા) સિક્કાઓની થેલી પણ તોહફામાં આપી હતી.

**આપનો સિલસિલએ તરીકત આ મુજબ છે :-**

(૧) હઝરત શૈખ મખ્દુમ અબ્દુલ ફતહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨) હઝરત શૈખ મખ્દુમ ઈબ્રાહીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૩) હઝરત શૈખ શમ્સુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૪) હઝરત શૈખ બહાઉદ્દીન દૌલતઆબાદી (દક્કન) કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદ અબુલ-અબ્બાસ અહમદ કાદરી બગદાદી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત સૈયદ મીર હસન કાદરી બગદાદી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત સૈયદ મુસા કાદરી બગદાદી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત સૈયદ અલી કાદરી બગદાદી (રહ્મતુલ્લાહ અલૈહ)

(૯) હઝરત સૈયદ મુહમ્મદ કાદરી બગદાદી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૦) હઝરત સૈયદ હસન કાદરી બગદાદી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૧) હઝરત સૈયદ મુહમ્મદ કાદરી બગદાદી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૨) હઝરત સૈયદ અબુસ્વાલેહ નસર ફખરૂદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૩) હઝરત સૈયદ અબ્દુર્રઝઝાક લકબ તાજુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૪) હઝરત સૈયદ અબ્દુલ કાદિર જીલાની ગૌસે આઝમ (રહમતુલ્લાહ અલૈહ)

એવું કહેવામાં આવે છે કે એક વાર મુગલ બાદશાહ ઔરંગઝેબ આલમગીર (રહમતુલ્લાહ અલૈહ) એ મોટા મોટા આલિમોને જમા કર્યા અને એમનાથી હદીસશરીફ ની બાબત વાતચીત કરીને એક મસ્અલો બયાન કર્યો અને તેનો ખુલાસો માંગ્યો, બધા આલિમો વિચારમાં પડી ગયા, ઘણો વિચાર કર્યો પણ કોઈને એ મસ્અલા બાબતે કોઈ જવાબ મળ્યો નહીં. બધાએ કહ્યું કે આપણે બાદશાહની પાસેથી મુદત માંગીને તેનો હલ (જવાબ) શોધવાની કોશીશ કરીએ, બધા આલિમો એ બાદશાહ પાસેથી મુદત માંગી.

તેમાંના એક આલિમે રાતે ઉઠીને અલ્લાહ તઆલાથી એ મસ્અલાના હલ (જવાબ) માટે દુઆ માંગી. આવીજ રીતે બે ત્રણ દિવસ અને રાત નિકળી ગઈ અને એક રાતે એ આલિમના ખ્વાબમાં આપણા પ્યારા આકા અને મૌલા હુઝુર પુરનૂર હઝરત મુહમ્મદ રસુલલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) આવ્યા અને કહ્યું કે આ મસ્અલાના હલ માટે અહમદઆબાદમાં મારો એક અઝીઝ બંદો રહે છે જેનું નામ અબ્દુલ ફત્તાહ છે, તેની પાસે આ મસ્અલાનો હલ છે.

એ આલિમ મુગલ બાદશાહ પાસે ગયા અને પોતાના ખ્વાબની હકીકત જણાવી. બાદશાહે તરત જ એક ઘોડે સવારને અહમદઆબાદ તરફ એ બુઝુર્ગને બોલાવવા માટે મોકલ્યો. દિલ્હી થી અહમદઆબાદ જવા માટે એ વખતમાં સાત આઠ દિવસ લાગતા હતા. એ ઘોડો સવાર અહમદઆબાદ આવવા માટે નિકળ્યો, આખો દિવસ ઘોડે સવારી કરતો રહ્યો અને રાત્રે ઘોડો એક જગ્યાએ બાંધીને આરામ કરવા માટે સુઈ ગયો.

અહમદઆબાદમાં હઝરત શાહ અબ્દુલ ફત્તાહે ખુદાએ તઆલા તરફ ધ્યાન કરીને મુરકેબો કર્યો અને બધું જોઈ લીધું. હઝરત શાહ અબ્દુલ ફત્તાહ એ,

એ ઘોડે સ્વારને જે અહમદઆબાદ તરફ આવવા નિકળ્યો હતો તેને પોતાના રૂહાની ઈલ્મ વડે, અહમદઆબાદના સાબરમતી ઈલાકાના કાલીગામની જગ્યાએ અલ્લાહ તઆલાના હુકમથી સવારે પહોંચાડી દીધો.

ઘોડે સ્વાર સવારે ઉઠીને નવી જગ્યા જોઈને થોડો પરેશાન થાય છે અને લોકોને આ જગ્યાના નામ વિશે પૂછે છે તો ખબર પડે છે કે આ અહમદઆબાદ શહેરના સાબરમતી ઈલાકાની કાલીગામ જગ્યા છે. ઘોડેસ્વાર શાહપુર ઈલાકો પૂછતો પૂછતો અને વિચાર કરતો જાય છે કે હું એક જ દિવસમાં દિલ્હીથી અહમદઆબાદ કેવી રીતે આવી ગયો ?

આખીરમાં તે હઝરત શાહ અબ્દુલ ફત્તાહ (રહમતુલ્લાહ અલૈહ) ની સામે હાઝિર થાય છે અને બાદશાહનો સંદેશો અને ખત આપને આપે છે. આપે ખત લઈ લીધો, પણ ખોલીને જોયો નહીં. આપે ફરમાવ્યું કે પેલી જગ્યાએ એક ખત છે તેમાં બાદશાહના મસ્અલાનો હલ છે તે બાદશાહને આપી દેજો.

ઘોડેસ્વારે પોતાના આવવાની બીના હઝરત શાહ અબ્દુલ ફત્તાહ (રહમતુલ્લાહ અલૈહ) ને કહી સંભળાવી અને કહ્યું કે હું જેવી રીતે દિલ્હીથી અહમદઆબાદ આવ્યો છું શું આપ મને એવી જ રીતે દિલ્હી પહોંચાડી શકો છો ? હઝરત શાહ અબ્દુલ ફત્તાહ (રહમતુલ્લાહ અલૈહ) થોડું મુસ્કુરાયા અને કહ્યું કે કેમ નહીં ? મૈં અલ્લાહ તઆલાના હુકમથી જેવી રીતે તને દિલ્હી થી અહમદઆબાદ લાવ્યો છું તેવી જ રીતે તેને દિલ્હી પણ પહોંચાડીશ. આપે ઘોડેસ્વારની આંખ ઉપર પટ્ટી બાંધી અને તેના હાથમાં એક મોટી તસ્બીહ આપી અને ફરમાવ્યું કે આ તસ્બીહ તમે પઢતા રહેજો અને જ્યારે આ તસ્બીહ ખતમ થાય તો પટ્ટી ઉતારી નાંખજો ઈન્શાઅલ્લાહ, અલ્લાહ તઆલાના હુકમથી તમે દિલ્હી પહોંચી જશો. જ્યારે તસ્બીહ પુરી થઈ તો, ઘોડેસ્વારે આંખો ઉપરથી પટ્ટી ખોલી તો શું જુએ છે કે તે દિલ્હીમાં છે ? તે બાદશાહ પાસે હાજર થયો.

બાદશાહ એ ફરમાવ્યું કે તું હજી સુધી અહમદઆબાદ ગયો નથી ? તો ઘોડેસ્વારે બાદશાહને આખી હકીકત કહી સંભળાવી કે કેવી રીતે રાતે એક જગ્યાએ સુઈ ગયો હતો અને બીજે દિવસે અહમદઆબાદ પહોંચી ગયો અને કહ્યું કે હઝરતે આપનો ખત વાંચ્યો પણ નથી અને મને કહ્યું એ આ જગ્યાએથી કાગળ લઈને તમારા બાદશાહને આપી દેજો અને કહેજો કે તમારા મસ્અલાનો હલ આ કાગળમાં છે.

આ બધી હકીકત સાંભળીને મુગલ બાદશાહ હઝરત ઔરંગઝેબ આલમગીર (રહ્મતુલ્લાહ અલૈહ) ને આપના ઈલ્મે બાતિનીની જાણ થઈ અને આપને મળવાનો ઈરાદો થયો અને આપને ઘણાં માન પાન થી દિલ્હી બોલાવીને અહમદઆબાદમાં શાહપુર ઈલાકાની જાગીર તોહફામાં આપી અને મસ્જિદ પણ બંધાવી આપી, જે આજે શાહપુર બહાઈ સેન્ટર ના નામે મશહૂર છે, ત્યાં આપનો મઝારેશરીફ અને મસ્જિદ છે.

## હઝરત શાહ અબ્દુલ ફત્તાહ અને મસ્નવી મૌલાના રૂમ

દુનિયાના અન્ય દેશો તથા ભારતીય ઉપખંડના બીજા રાજ્યોની જેમ, ગુજરાત પણ વિશ્વવિખ્યાત ફારસી કવિ મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ્મતુલ્લાહ અલૈહ) ની મસ્નવી કાવ્ય "મસ્નવીએ મઅનવી" ના રૂહાની શિક્ષણ માટે અગત્યનું સ્થાન ધરાવે છે.

મૌલાના રૂમી (રહ્મતુલ્લાહ અલૈહ) ની મસ્નવી, તેના આધ્યાત્મિક તથા નૈતિક બોધ ને માટે, "ફારસી ભાષામાં કુર્આન" નું બિરૂદ પામી છે.

અહમદઆબાદ જેવા શહેર, જેને અલ્લાહના વલીઓએ વસાવ્યું અને આધ્યાત્મિક શિક્ષણ દ્વારા જેને રૂહાનીય્યતનું કેન્દ્ર બતાવ્યું હતું તેમાં મૌલાના રૂમીની મસ્નવી તથા શેખ સઅદીની ગુલિસ્તાન, બૂસ્તાન ને દરેક જગ્યાએ આવકાર મળ્યું તે અલ્લાહ તઆલાનું મોટું ઈનામ છે.

હઝરત સૈયદ અબ્દુલ ફત્તાહ અસકરી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) એ અલ્લાહના એક કામિલ વલી અને આલીમે દીનની હૈસિય્યતથી, મસ્નવીનો અભ્યાસ કર્યો હતો તથા તેનું સઘન શિક્ષણ પણ આપ્યું હતું, અહમદઆબાદમાં મસ્નવી શરીફના સર્વગ્રાહી અભ્યાસ તથા શિક્ષણને લઈને તેમની ખ્યાતિ મુગલ શહનશાહ ઔરંગઝૈબ (રહ્મતુલ્લાહ અલૈહ) સુધી પહોંચતા, તે બાદશાહ એ આપનું સન્માન કર્યું હતું અને અહમદઆબાદમાં જમીન-જાગીર પણ અર્પણ કરી હતી. આજે અહમદઆબાદ શહેરના શાહપુર બહાઈ સેન્ટર પાસે જ્યાં હઝરત શાહ ફત્તાહનો મઝાર તથા મસ્જિદની ખૂબસુરત ઐતિહાસિક ઈમારતો આવેલી છે, તે શક્ય છે કે શહેનશાહ એ બક્ષેલી જમીન ઉપર બાંધવામાં આવી હોય.

સૈયદ અબ્દુલ ફત્તાહ એ મસ્નવીએ મઅનવી ના સઘન અભ્યાસ અને અસરકાર શિક્ષણની સાથે તેની બે શરહો પણ ફારસી ભાષામાં લખી હતી.

તેમણે સૌપ્રથમ મસ્નવીના છ ખંડોની લાંબી શરહ લખી અને તેનું નામ "મિફતાહુલ મઆની" રાખ્યું. આ શરહનું સંપાદન હઝરતના એક શાર્ગિદ (શિષ્ય) હઝરત હિદાયતુલ્લાહ એ ઈ.સ. ૧૬૪૦ માં કર્યું હતું. ત્યાર બાદ હઝરતે મસ્નવીએ રૂમીના કેટલાંક ચૂંટેલા કાવ્યોનો એક સંગ્રહ તૈયાર કર્યો અને ઈ.સ. ૧૬૬૫ માં તેની સંક્ષિપ્ત શરહ (સમજૂતિ) "દુર્રે મકનૂન" નામે લખી હતી. આ કૃતિ તેમણે શાહજહાં આબાદ (દિલ્હી) માં શહેનશાહ ઔરંગઝૈબ આલમગીર (રહ્મતુલ્લાહ અલૈહ) ને અર્પણ કરી હતી.

હઝરત સૈયદ અબ્દુલફત્તાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ની વફાત ઈ.સ. ૧૬૮૦ (હી.સ. ૧૦૯૦) માં અહમદઆબાદમાં થઈ હતી અને આપને આપની પોતાની જાગીરમાં દફનાવવામાં આવ્યા હતા. આપના વફાત નિમિત્તે કેટલાંક શિષ્યો તથા ચાહકોએ તેમના મર્સિયા તેમજ અવસાનનું વર્ષ સૂચવતી કાવ્ય પંક્તિઓ પણ રચી હતી. તેમાંથી બે તારીખો નીચે પ્રમાણે છે :-

(૧) પુર્સંદ અગર બ નામ વ તારીખે વિસાલ
હાતિફ આવાઝ બિ મન દાદ કિ ઈન રા બિ ખ્વાન,
ગુ ઈસ્મશ બુદી સૈયદ અબ્દુલ ફત્તાહ
સાલ તારીખ વફાતશ : બ ખુદા પયવસ્તા.

(ભાવાર્થ : જો તેમનો નામ તથા અવસાનની સાલ વિષે પૂછવામાં આવે તો ગૈબી અવાજે મને જણાવ્યું કે નીચેની પંક્તિ વાંચજે :

"કહી દો કે તેમનું નામ સૈયદ અબ્દુલ ફત્તાહ હતું અને વફાતનું વર્ષ "બ ખુદા પયવસ્તા" (અર્થાત તેઓનું ખુદા સાથે મિલન થયું) એ શબ્દોમાંથી નીકળે છે.)"

(૨) વુજૂદે પાકે ફત્તાહે ખઝાઈન
બ ઈલ્મે હક બ આલમ રહનુમા બૂદ,
ચૂં કર્દમ ફિકરે તારીખે વિસાલશ
નિદા આમદ કિ : "બા ઈશ્કે ખુદા બૂદ"

(ભાવાર્થ : આધ્યાત્મિકતાના ખજાનાઓ (ના તાળા) ખોલનાર (સૈયદ અબ્દુલફત્તાહના) પવિત્ર આત્માએ, સાચા ઈલ્મ દ્વારા જગતને પ્રેરણા આપી હતી.

જ્યારે મેં તેમના વિસાલનું વર્ષ કાઢવાનો વિચાર કર્યો તો અવાજ સંભળાયો

: "તે ખુદાના ઈશ્કમાં જીવતા હતા"

સૈયદના અબ્દુલફત્તાહ નો મઝારશરીફ અહમદઆબાદના શાહપુર વિસ્તારમાં બહાઈ સેન્ટર પાસે આવેલો છે અને તેની જોડે એક સુંદર મસ્જિદ પણ બંધાઈ છે. જે શાહ ફત્તાહની મસ્જિદના નામે ઓળખાય છે. આ બન્ને ઈમારતો સત્તરમાં સૈકાના મોગલ સ્થાપત્યના સુંદર નમૂનાઓમાંથી એક છે.

## (૫) હઝરત સૈયદ પીર મુહમ્મદશાહ કાદરી સત્તારી

**(રહમતુલ્લાહ અલૈહ) (સાહિબે-કિતાબ અને શાયર) (અહમદઆબાદ)**

**આપનું મહાન ખાનદાન :-** હઝરત પીર સૈયદ મુહમ્મદશાહ કાદરી (રહમતુલ્લાહ અલૈહ) ના બાપ-દાદા મદીના મુનવ્વરાહના વતની હતા. આપના જદ્દેઆલા **હઝરત સૈયદ મીરાંજી શમ્સુદ્દીન આલા સાહેબ** (રહમતુલ્લાહ અલૈહ) ને ઈ.સ. ૧૬૦૦ હી.સ. ૧૦૧૧ માં બશારતે નબવી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) મળી કે, "હિંદુસ્તાન જાવ અને દખ્ખણમાં આવેલ બીજાપુર નામના મુસ્લિમ સલતનતની રાજધાની નો એક જમીનનો ટુકડો કે જે મદીનતુન્નબવીની જમીન સાથે મળતો આવે છે ત્યાં જઈને મુકામ કરો." આ બશારતની સાથે આપને માટીનો નમુનો અને જમીન ખોદવા માટે કટાર જેવું લોખંડનું હથિયાર પણ આપ્યું. બશારત મળતાં આપ બીજા દિવસે જ હિંદુસ્તાન જવા માટે નીકળી પડયાં અને બીજાપુર પહોંચીને ત્યાંની જુમ્આ મસ્જિદમાં થોડા વખત માટે મુકામ કર્યો.

પછી પોતાના રોજના વીર્દ વઝાઈફ પુરા કરીને મદીનાવાલી માટી જેવી જગ્યાની તલાશમાં નીકળ્યાં. મસ્જિદમાંથી નીકળી, મસ્જિદની પૂર્વ દિશાના મુખ્ય દરવાજા ની સામે થોડે દૂર કે જ્યાં હાલમાં આપના પૌત્ર હઝરત સૈયદ અલી અલહુસૈની અલ્કાદરી (રહમતુલ્લાહ અલૈહ) નો મઝારેપાક છે, ત્યાં કટાર મારી ત્યાંની માટીને મદીનાશરીફની માટી સાથે સરખાવી, પરંતુ તે માટી મળતી આવતી નહોતી. આ રીતે બે-ત્રણ જગ્યા ખોદી તો પણ મદીનાશરીફની માટી સાથે મળતી ન આવી, એટલામાં આપને ઈલ્હામ થયું કે શહેરની બહાર પશ્ચિમ દિશામાં જાઓ ત્યાં તમને તે જગ્યા મળી જશે, એટલે ઈલ્હામ અનુસાર આપ શહેરની પશ્ચિમ દિશામાં ગયા અને હાલમાં જ્યાં હઝરત સૈયદ પીર મુહમ્મદશાહ

(રહ્મતુલ્લાહ અલૈહ) ના વાલીદે બુઝુર્ગવાર હઝરત સૈયદ અમીનુદીન આલા સાહેબ (રહ્મતુલ્લાહ અલૈહ) ની દરગાહશરીફ છે, ત્યાંની જમીન ખોદી, તો આ જગ્યાની માટી મદીનાશરીફની માટીને મળતી હતી, એટલે આપ અહીં જ ઝુંપડી બાંધીને રહેવા લાગ્યાં.

જ્યારે હઝરત સૈયદ મીરાંજી શમ્સુદીન આલા સાહેબે (રહ્મતુલ્લાહ અલૈહ) મદીનાશરીફ થી બીજાપુરમાં આવીને મુકામ કર્યો ત્યારે બીજાપુરની ગાદી પર ઈબ્રાહીમ આદીલશાહ બિરાજમાન હતો. જેનો શાસનકાળ ઈ.સ. ૧૫૭૮ થી ૧૬૨૬ સુધી હતો. આપ હી.સ. ૧૦૧૧ મુતાબીક ઈ.સ. ૧૬૦૦ માં અહીં તશરીફ લાવ્યાં. દિલ્હીમાં મોગલ શહેનશાહ અકબરનું શાસન હતું. આપને લોકોએ બાદશાહની હુઝુરમાં જવા માટે ઘણાં સમજાવ્યાં, પરંતુ આપે તે તરફ ધ્યાન ન આપ્યું, તેઓ કહેતા હતા કે, અલ્લાહ તઆલાની મસ્લેહત કંઈક જુદી જ છે.

આ અરસામાં ઈબ્રાહીમ આદીલશાહ બિમાર પડ્યો. હકીમો તથા વૈદ્યોની સારી સારવાર છતાં તેને આરામ થયો નહીં, તો મુરાર પંડિત નામના એક બ્રાહ્મણે બાદશાહની હુઝુરમાં હાજર થઈને કહ્યું કે, “જો કાંગાપુરીવાળા નરસિંહ સરસ્વતી નામના મહાપુરુષના દર્શન થાય તો તમને ફાયદો થશે.” એટલે બાદશાહ તેના દર્શન કરવા ગયો. તો તે મહાપુરુષે કહ્યું કે તારી બીમારીનો ઈલાજ મારી પાસે નથી, પરંતુ તારી આસપાસના લોકો જેને તારા દુશ્મન તરીકે ઓળખાવે છે અને જે તારા શહેરની પશ્ચિમ દિશામાં રહે છે તે હઝરત સાહેબ (હઝરત સૈયદ મીરાંજી સાહેબ) ની ખિદમતમાં જા ત્યાંથી તને આરામ થઈ જશે.

આ વાત સાંભળીને બાદશાહને ઘણી નવાઈ લાગી કે હઝરત સાહેબની મુલાકાત કેવી રીતે લેવાય? કારણ કે તમામ મુસ્લિમ પીર, મશાઈખો, સુફીઓએ બાદશાહની મુલાકાત લેવી જોઈએ, જ્યારે આપ બીજાપુર આવ્યા પછી બાદશાહની મુલાકાતે ગયા નહોતા. તેમજ કેટલાક ખુશામતીયાઓએ આપના વિરુદ્ધ બાદશાહની કાનભંભેરણી પણ કરી હતી, એટલે બાદશાહ આપને પોતાના વિરોધી સમજતો હતો. પરંતુ બાદશાહની બેગમ મલેકા જહાંઆરાને આપની તરફ પૂરી અકીદત હતી, કારણ કે આપની દુઆઓથી જ તેને ત્યાં ઔલાદ થઈ હતી.

કાંગાપુર થી પાછા ફર્યા પછી બાદશાહે આપની મુલાકાતનો ઈરાદો કર્યો પણ વિરોધીઓ આડા આવ્યાં અને તેની બિમારી વધતી ચાલી એટલે બાદશાહની બેગમ મલેકા જહાંઆરા આપની બારગાહમાં આવીને પોતાના ખાવીંદ તથા

રાજયના બાદશાહની બિમારીની હકીકત કહી તથા દુઆ કરવા માટે અર્ઝ કરી.

આપે મલેકાને ઈત્મીનાન આપતા કહ્યું, "ઈન્શાઅલ્લાહ આજે આરામ થઈ જશે, પરંતુ આરામ થઈ ગયા પછી ચાલીસ દિવસની અંદર તેને મારી પાસે મોકલજો." મલેકા જહાંઆરા બેગમ ત્યાંથી સુલતાન પાસે આવી અને ખબર-અંતર પૂછી. થોડીવાર પછી બાદશાહને નીંદ આવી ગઈ, તે ચાર-પાંચ કલાક સુધી ઊંઘ્યો. જ્યારે જાગ્યો ત્યારે તેની બિમારી ગાયબ હતી. ત્રણ દિવસ પછી મલેકાએ આ વાત બાદશાહને કરી. બાદશાહે અલ્લાહ તઆલાનો શુક્ર અદા કર્યો. બીજા દિવસે તેણે હઝરત મીરાંજી સાહેબને દરબારમાં બોલાવી તેઓની ઘણી જ તાઝીમ-તકરીમ કરી તેમજ તેઓનો ખર્ચ વંશપરંપરા સુધી આદીલશાહી ખઝાનામાંથી આપવાનું નક્કી કર્યું. આપે બાદશાહને મશાઈખો એટલે કે અલ્લાહવાળાઓ સાથે સારુ વર્તન કરવાની તેમજ તેઓની ઈઝઝત કરવાની શીખામણ આપી.

આપને આમંત્રણ આપીને બાદશાહના દરબારમાં બોલાવનાર આપના એક અકીદતમંદ મુહમ્મદ અમીન લારી પણ હતાં, પછી મુહમ્મદ અમીન લારીએ સુલતાન ઈબ્રાહીમ આદીલશાહ પહેલાની પુત્રી જશનઆરાના નિકાહ હઝરત સૈયદ મીરાંજી સાથે કરાવ્યાં. હઝરત મીરાંજી સાહેબને બે બીબીઓ હતી. પહેલી બીબીથી થયેલા ફરઝંદનું નામ ખ્વાજા બુરહાનુદ્દીન આલા હતું, જ્યારે આ બીજી બીબી સુલતાના જશનઆરા થી તેઓને એક ફરઝંદ અબ્દુર્રહમાન તથા એક સાહેબઝાદી તાજ સુલતાના પૈદા થયાં.

હઝરત મીરાંજી સાહેબના યુગમાં મક્કા તથા મદીનાશરીફથી ઘણા સારા સારા ઉલમાઓ તથા બુઝુર્ગો બીજાપુર તશરીફ લાવ્યાં, જેમાં હઝરત સૈયદ હાશીમ અલ્વી, હઝરત અમીન મુહમ્મદ સાલેહ મુહમ્મદ, હઝરત સિબગતુલ્લાહ વગેરે હતાં.

**આપના વાલીદે મોહતરમની પૈદાઈશ :-** હઝરત સૈયદ મીરાંજી સાહેબના સૌથી મોટા ફરઝંદ હઝરત સૈયદ બુર્હાનુદ્દીન આલા સાહેબને ત્રણ ફરઝંદો (૧) હઝરત ખ્વાજા અમીન સાહેબ ઉર્ફે અમીનુદ્દીન આલા (૨) હઝરત સૈયદ અબ્દુર્રહમાન ઉર્ફે સૈયદ અલીબાબા હુસૈન (૩) હઝરત સૈયદ ચાંદ સાહેબ અને એક સાહેબઝાદી બડીખાતુન હતાં.

**આપની વિલાદત :-** હી.સ. ૧૧૦૦ ની સાલ હતી. શાબાન મહિનાની

૧૫ મી તારીખે સોમવારના દિવસે આફતાબ નીકળવાની તૈયારીમાં હતો ત્યારે હઝરત સૈયદ અમીનુદ્દીન આલા (રહમતુલ્લાહ અલૈહ) ના બીબી સુલતાના ફાતેમાહ એ એક સુંદર અને સઆદતમંદ બાળકને જન્મ આપ્યો, પરંતુ તેની સાથે એક રંજ ઉપજાવનારી બીના એ બની કે હઝરત સૈયદ અમીનુદ્દીન આલા સાહેબ (રહમતુલ્લાહ અલૈહ) ના બીબી સુલતાના ફાતેમાહ સાહેબા બિમારીમાં જ આ ફાની દુનિયા છોડી ગયાં.

**આપનું બચપન :-** આપ (રહમતુલ્લાહ અલૈહ) આપણા નબીએ કરીમ (સલ્લલ્લાહો 'અલયહે વસલ્લમ) ની સુન્નતે ગૈરઈખ્તિયારી અદા ફરમાવતાં દુર્રેયતીમના દરજ્જા પર પહોંચી ગયા. તે રીતે આપ બચપનથી જ યતીમ બનતાં, આપની પરવરીશનો બોજો આપની ફુઈ તેમજ **આપના કાકા હઝરત સૈયદ અબ્દુર્રહમાન કાદરી** (રહમતુલ્લાહ અલૈહ) **જેઓ બીજાપુરમાં "સૈયદ અલી કાદરી" ના નામથી ઓળખાતા હતાં, તેઓની માથે આવી પડ્યો, અને** હઝરત સૈયદ અલી કાદરી સાહેબે પોતાના વ્હાલ સોયા ભત્રીજાની પરવરીશ ઘણી મોહબ્બતથી કરી અને **આપનું મુબારક નામ મુહમ્મદ રાખ્યું.** આપ જેમ જેમ મોટા થતા ગયા તેમ તેમ આપના હાથે લોકો નવાઈ પામે એવી ઘટનાઓ તથા કરામતો જાહેર થવા લાગી. એકવાર આપ પાંચ વરસની ઉમંરે પોતાના બાળ સાથીદારો સાથે 'કેડવા કૂવા' નામથી ઓળખાતાં એક કૂવા પાસે જઈ પહોંચ્યા અને તે કૂવાના કડવા પાણીને મીઠુ તથા મુશ્કની ખૂશ્બુવાળું બનાવ્યું અને આપ લોકોમાં બચપનથી જ **"મુહમ્મદ અમીન"** તથા **"પીર મુહમ્મદ ખુદાનવાઝ"** ના નામથી ઓળખાવા લાગ્યાં.

**આપની બાળપણની દાનિશમંદી :-** આપની ઉમંર જ્યારે પાંચ વરસની હતી ત્યારે એટલે કે હી.સ. ૧૧૦૫ ના શાબાન મહિનાની ૨૬ મી તારીખે બાદશાહ ઔરંગઝેબ આલમગીર (રહમતુલ્લાહ અલૈહ) ગુલબર્ગા શરીફથી બીજાપુર તશરીફ લાવ્યાં અને તેઓ બુર્હાનસાહેબની ખાનકાહમાં આપના વાલીદ સાહેબ **હઝરત અમીનુદ્દીન આલા સાહેબ** (રહમતુલ્લાહ અલૈહ) ના મઝારેપાક પર ફાતેહા પઢવા માટે તશરીફ લાવ્યાં, ત્યારે **આપના કાકા હઝરત સૈયદ અલી કાદરી** સાહેબ પણ બાદશાહની સાથે જ હતાં. ફાતેહા પછી બાદશાહે હઝરત સૈયદ અલી કાદરી (રહમતુલ્લાહ અલૈહ) ને હઝરત સૈયદ અમીનુદ્દીન આલા સાહેબની ઔલાદ વિશે પૂછ્યું, ત્યારે તેઓએ આપને (હઝરત પીર મુહમ્મદશાહને)

બાદશાહ સામે રજૂ કર્યા, તો બાદશાહે આપના સરમુબારક પર હાથ ફેરવ્યો ત્યારે હઝરત સૈયદ અલી કાદરીએ કહ્યું, "પીર મુહમ્મદ જૂઓ તમારા સર પર શહેનશાહ પોતાનો હાથ ફેરવે છે, ખુશ થાવ." ત્યારે આપે ફરમાવ્યું કે, "શહેનશાહ તો પહેલા હતાં જ્યારે કે કુતુબશાહી, નિઝામશાહી અને આદીલશાહી સુલતાનો તેઓના ખીરાઝગુજાર (ખંડણીયા) અને ફરમાંબરદાર હતાં, પરંતુ હવે તો તેઓએ બધી સલતનતો જીતી લઈ પોતાની સલતનતમાં મેળવી દીધા હોવાથી આપ શહેનશાહ નહીં, પરંતુ બાદશાહ કહેવાય."

પાંચ વરસની કુમળી ઉમંર કમસીન બાળકની જબાને મુબારકથી આવો દાનીશમંદી ભર્યો અને મર્દાનાસીફત જવાબ સાંભળી બાદશાહ ઔરંગઝેબ (રહ્મતુલ્લાહ અલૈહ) દિલમાં ખૂબ જ હૈરત પામ્યાં અને આપની પીઠ થાબકતાં કહેવા લાગ્યા કે, "વાહ ખૂબ કહ્યું ! ખરેખર, સાચું જ કહ્યું ! શાબાશ, શાબાશ ! આ રીતે આપને બાદશાહ ઔરંગઝેબે શાબાશી આપી ઈન્આમ તથા ઈકરામ વડે સરફરાજ કરી શાહી મુકામ તરફ રવાના થયા."

**સાત વરસની ઉમંરે તરાવીહની ઈમામત :-** હઝરત સૈયદ અલી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ની અથાગ કોશિષો તથા ખંત વડે હઝરત પીર મુહમ્મદશાહ (રહ્મતુલ્લાહ અલૈહ) માત્ર સાત વરસની ઉમંરે હાફીઝે કુર્આન થઈ ગયા હતાં, તદુપરાંત હદીસ અને ફીકહના પણ પુરા માહિર થઈ ગયા હતાં. આપે ફારસી, અરબી, ઊર્દુ, હિંદી તેમજ બીજાપુરની દેશી જબાનો પર પૂરેપુરો કાબુ બાળપણમાં હાસિલ કરી લીધો હતો. આપનું બદન મુબારક પણ એવું ખીલ્યું હતું કે સાત વરસની ઉમંર હોવા છતાં આપ ચૌદ વરસના યુવાન દેખાતા હતાં.

હી.સ. ૧૧૦૭ ના રમઝાન મહિનામાં બાદશાહ ઔરંગઝેબ (રહ્મતુલ્લાહ અલૈહ) ની ખાસ ફરમાઈશથી, આપે બીજાપુરની જામેઅ મસ્જિદમાં બાજમાઅત પહેલી વાર તરાવીહની નમાઝ પઢાવી. આપની કુર્આનશરીફ પઢવાની ઢબ તથા ખુશઈલ્હાનીની બીજાપુર તેમજ તેની આસપાસ એટલી બધી તો ખ્યાતી થઈ ગઈ કે અહમદનગર તથા બુર્હાનપુર થી લોકો તરાવીહ માટે આવવા લાગ્યાં. બીજાપુરના હાકીમ ફીરોઝજંગ, મોગલાઈ શહેનશાહના મુહાસિબો તેમજ આદીલશાહી સુલતાનો વગેરેમાં આપના નામનો ડંકો વાગી ગયો.

**મક્કાએ મોઅઝ્ઝમામાં વધુ તાલીમ :-** આપની શોહરત આ રીતે ચોતરફ ફેલાયેલી જોઈને, બીજાપુરના અમીર ઉમરાવો, ગુલબર્ગા, રાયચુર અને

જુન્નેર વગેરેના મશાઈખો (અવલિયાઓ) એ પોતાની સાહેબઝાદીનું આપની સાથે સગપણ કરવાની દરખાસ્ત મોકલી, આ દરખાસ્તોમાં બીજાપુરના ગવર્નર ખાન ફીરોઝજંગ મારફતે બાદશાહ ઔરંગઝેબે (રહમતુલ્લાહ અલૈહ) મોકલેલી પણ એક દરખાસ્ત હતી.

આપની ઉમંર નાની હતી અને તાલીમ તર્બિય્યત બાકી હતી, એટલે જ્યારે આ પ્રકારની દરખાસ્તો આવવા લાગી, તો હઝરત સૈયદ અલી કાદરી સાહેબે, હઝરત સૈયદ હાશીમ અલ્વી સાહેબ સાથે મળીને એક ચોક્કસ નિર્ણય પર આવ્યા અને આપને સિલસિલએ કાદરીયાહ માં મુરીદ બનાવી ચૌદ ખાનવાદાહનો હાલ બયાન કરી તમામ ભેદોથી વાકિફ કર્યા તથા કેટલીક નસીહતો કર્યા પછી હી.સ. ૧૧૧૧ માં ૧૧ વરસની ઉમંરે આપને એક કાફલા સાથે મક્કાશરીફ રવાના કર્યા.

**આપ મક્કા મોઅઝઝમામાં :-** આપ મક્કા મોઅઝઝમા પહોંચ્યા પછી આપના હકીકી ચાચા તથા પીરો મુર્શીદ હઝરત સૈયદ અબ્દુર્રહમાન કાદરી ઉર્ફે હઝરત સૈયદ અલી કાદરી (રહમતુલ્લાહ અલૈહ) ના ફરમાન મુજબ, આપે અહીં ઈલ્મે તજવીદ, ઈલ્મે તફાસીર તેમજ ઈલ્મે તસવ્વુફ હાસિલ કરવાની શરૂઆત કરી, તથા હરમશરીફમાં કમાલીયતના દરજ્જા પર પહોંચેલા આલીમો પાસે દર્સ લેવા લાગ્યાં. આપે સૈયદ કરીમુલ્લાહ હિંદુસ્તાની પાસે ઈલ્મ હાસિલ કરવાની શરૂઆત કરી, ત્યાર બાદ સૈયદ અબ્દુર્રહમાન બિન મુહમ્મદ જહબી, અબ્દુલ્લાહ બિન તરફી, હઝરત મુહમ્મદ બિન અહમદ બિન સઈદ, હઝરત મુહમ્મદ બિન શૈખાન બિન ઉમર સલિમ તેમજ હઝરત મુસ્તુફા બિન ફત્તાહુલ્લાહ મક્કી વગેરે પાસેથી ઈલ્મ હાંસિલ કર્યું.

**મદીના શરીફમાં ઈલ્મ :-** ત્યાર બાદ આપ પોતાની પંદર વરસની ઉમંરે મક્કાશરીફમાં ચાર વરસ રોકાઈને મદીના મુનવ્વરાહ તશરીફ લઈ ગયાં આપે મદીના શરીફમાં મશહુર આલીમે રબ્બાની હઝરત સૈયદ શાહ સીબગતુલ્લાહ બીજાપુરી (રહમતુલ્લાહ અલૈહ) પાસે ઈલ્મ હાસિલ કરવાની શરૂઆત કરી, પરંતુ થોડા જ સમયમાં હઝરત સૈયદ શાહ સીબગતુલ્લાહ (રહમતુલ્લાહ અલૈહ) નો વિસાલ થવાથી આપે હઝરત મૌલાના અસ્કદારી, હઝરત મૌલાના અબ્દુલ કરીમ ખલીફતી, હઝરત સૈયદ અબ્દુલ્લાહ અલહદાદી, હઝરત અલી બિન ઈબ્રાહીમ શૈરવાની, હઝરત મુહમ્મદ બિન અબ્દુલ હાદી સિંધી, હઝરત યુસુફ બિન ઈબ્રાહીમ

શૈરવાની તથા હઝરત યુસુફ ખતીબ મદની જેવા પ્રખર આલીમો પાસેથી ઈલ્મ હાસિલ કર્યું. (રહમતુલ્લાહ અલયહીમ અજમઈન)

આપ મક્કાશરીફ માં તાલીમ લેતા હતાં એ દરમિયાન એક પણ વરસ એવું નહોતું ગયું કે, "આપે હાજીઓની સાથે હજના અરકાન અદા ન કર્યા હોય, તેમજ મદીનાશરીફ માં પણ હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના રોઝએ મુનવ્વરાહની જાલી મુબારક પકડીને દરરોજ દરૂદો સલામ પઢતા હતાં."

**હિંદુસ્તાનમાં તશરીફ આવરી :-** આપ જો કે ૨૦ વરસની ઉમંરે મદીના મુનવ્વરાહથી હિંદુસ્તાન આવવાના હતાં, પરંતુ આપના ચાચા સાહેબ તથા પીરોમુર્શીદના ફરમાનથી ૧૮ વરસની ઉમંરે જ હિંદુસ્તાન આવી ગયા અને સિંધના નગરઠઠ્ઠા બંદરે ઉતરી ત્યાંથી ઉમરકોટ આવ્યા તથા અહીં પોતાની સાથે ભણતા હઝરત અબ્દુલ લતીફ શાહ સાહેબને ત્યાં રોકાયા. ત્યારે અહીં કેશવ ઠાકુરના છોકરાએ ઈસ્લામ મઝહબ તથા સાદાતોની વિરુધ્ધ બ્રાહ્મણોને ઉશ્કેરી મુકયાં હતાં. આપે પોતાની બાતિની તવજ્જોહ વડે આ ઉશ્કેરણીને શાંત પાડી સાદાતો તથા બ્રાહ્મણો વચ્ચે પહેલાની જેમ મેળ કરાવી આપ્યો અને કેશવ ઠાકુરના છોકરાએ ગુરૂજી હરીદાસજીની સાથે આવી આપની માફી માંગી. આપના પ્રેમસભર કલામની ગુરૂ હરીદાસજી તથા તેના સાથીદારો પર ઘણી જ અસર થઈ.

પછી જ્યારે આપે એવું સાંભળ્યું કે ચંદાવા (ગામનું નામ) માં હઝરત સૈયદ મુહમ્મદ બિન હુસૈન ગેસુદરાજ (રહ્મતુલ્લાહ અલૈહ) આવ્યા છે, તો આપ હઝરત શાહ અબ્દુલ લતીફ સાહેબને સાથે લઈને ચંદાવા ગયા, જ્યાં ઘણા માણસોએ આપના હાથ પર બયઅત કરીને મુરીદ બન્યા. ત્યાંથી ફરી પાછા આપ ઉમરકોટ આવ્યા અને પછી ત્યાંથી નગરઠઠ્ઠા થઈને કચ્છ-માંડવી આવ્યાં. ત્યાર બાદ આપ નવાનગર (જામનગર) તશરીફ લઈ ગયાં. અહીં થોડો વખત પસાર કર્યા પછી આપ સુરત તશરીફ લઈ ગયાં. અહીં દિલ્હીના બાદશાહ જહાંદારશાહના ગુજરાતના નાયબ સુબા સરબુલંદખાન તેમજ સુરતના બંદરી અમલદાર બેગ મુહમ્મદખાને આપની ઘણી જ આગતા સ્વાગતતા કરી, આપ થોડો સમય અહીં રહ્યાં, પછી અહીંથી ઘોઘા ગયા અને ત્યાંથી ખંભાત જઈને કાઝી મહમૂદ ને ત્યાં રોકાયા. અહીં ઘણા હિંદુ-મુસલમાનો આપના અકીદતમંદ

બની ગયાં. આપે જ્યારે અહીંથી જવાનો વિચાર જાહેર કર્યો તો આ અકીદતમંદો ઘણા નારાજ થયાં, છેવટે આપ ખંભાત થી રવાના થયા. આપનો શીરાજામો (પાઘડી), અંગજામો (પહેરણ) પાયજામો, શીરપંચ વગેરે મળીને પાંચ વસ્ત્રો કાઝી મહમૂદને ત્યાં ખંભાતમાં રહી ગયા, તે પાંચેય વસ્ત્રોને આપના હિંદુ અકીદતમંદોએ આપની યાદી તથા તબર્રુકરૂપે કાઝી મહમૂદ પાસેથી રાખી લીધાં.

**અહમદઆબાદમાં મુકામ :-** આપ **ખંભાત** થી રવાના થઈને **અહમદઆબાદ** આવ્યાં અને અહમદઆબાદથી પાટણ ગયા, ત્યાંથી ફરી પાછા અહમદઆબાદ તશરીફ લાવ્યાં, આ વખતે આપની ઉમ્ર ૨૨ વરસની હતી. અહમદઆબાદ તશરીફ લાવ્યા પછી શહેરની બહાર આવેલા **રાજપુર** નામના મોહલ્લામાં આવેલી **બીબીજી મસ્જિદમાં** આપ મુકીમ થયાં. અહીં રહેતાં રેશમ અને બનાતના કારખાનાવાળાઓ મોટી સંખ્યામાં આપના મુરીદ બન્યાં. અહમદઆબાદની સુન્ની વ્હોરા જમાઅતમાંથી સૌથી પહેલાં "મારફતીયા" ખાનદાન આપનું મુરીદ થયું.

એક વાર આપ રાજપુરના મુરીદોમાંથી એક કારખાનાવાળાને ત્યાં તશરીફ લઈ ગયાં ત્યારે કારખાનાનો માલીક કામમાં મશગુલ હોવાથી આપ તેની પાસે જ સાલના ખીલાને ટેકો દઈને બેસી ગયા. પેલા મુરીદે આપને ઈઝઝતની સાથે બીજી જગ્યા પર બેસાડવાની ઘણી કોશીષ કરી પરંતુ આપ ત્યાં જ બેસી રહ્યાં અને તેની સાથે વાતચીત કરવા લાગ્યા, જ્યારે આપ તશરીફ લઈ ગયા ત્યારે આ કારખાનેદારની નજર સાલના ખીલા પર પડી. સાલના ખીલાવાળા લાકડાંના તખ્તા પર ટેકો દઈને બેસવાથી આપના જીસ્મે મુબારકના નિશાન તેની ઉપર પડી ગયા હતાં, જેને જોઈને તે મુરીદ હૈરત પામ્યો. (આ મકાનમાં એ ખીલો હમણા સુધી એ જ જગ્યા પર હતો, પરંતુ પાછળથી એ મકાન વારસા વહેંચણીમાં જવાથી જેના હિસ્સામાં તે મકાન આવ્યું તેણે તેની સાચવણી તથા અદબ કરી નહીં અને તે જગ્યાએથી આ ખીલો કઢાવી નાખતાં તે મહામુશ્કેલીમાં આવી પડ્યો. આ ખીલો હજુ પણ અસલી હાલત પર હોવાનું કહેવાય છે.)

**રાજપુર થી કાલુપુર :-** કેટલોક વખત રાજપુરમાં રોકાયા પછી આપ કાલુપુર તશરીફ લઈ ગયા અને ખુસકલાહ **(ખુસકુલ્લા) ની પોળની મસ્જિદમાં સૌ પહેલા** રોકાયા અને થોડા વખત પછી એક મુરીદને ત્યાં જઈને રોકાયા. એક દિવસે આપ ખુસકલાહની પોળમાંથી નીકળીને કાલુપુર દરવાજા તરફ જતાં હતાં

તેવામાં આપની નજર એક દુકાન પર પડી, જ્યાં મુહમ્મદ અમીન ફાજલ નામનો એક દુકાનદાર હઝરત શૈખ અકબર મુહયુદ્દીન ઇબ્ને અરબી (રહમતુલ્લાહ અલૈહ) ની તસવ્વુફની મશહુર કિતાબ "ફુસુસુલ્હકમ" પઢી રહ્યો હતો. આપ ત્યાં જઈને ઊભા રહ્યાં. મુહમ્મદ અમીન ફાજલે આપને કોઈ સાઈલ સમજીને "ક્યા ચાહતે હો ?" એવો સવાલ પૂછ્યો તો આપે ફરમાવ્યું, "પાની પીલાઓ" મુહમ્મદ અમીન ફાજલે એક પ્યાલામાં પાણી લાવીને આપ્યું, આપે પાણી પીતાં પીતાં ફરમાવ્યું કે, "ભાઈ, જે વાત સમજમાં આવતી નથી તેનો ઉકેલ ફલાણા-ફલાણા પાના ઉપર છે." જે સાંભળીને મુહમ્મદ ફાજલને નવાઈ લાગી અને આપને દુકાન પર બેસાડી તરત જ આપના કહેવા મુજબનું કિતાબનું પાનું ખોલતાં ત્યાં પૂરો ખુલાસો મળી આવ્યો, એટલે ફાજલની હેરતનો પાર ન રહ્યો અને તે આપની સામે ઈજ્જતની નજરથી જોવા લાગ્યો, ત્યાર બાદ તેણે આપની પાસેથી જુદી જુદી વાતોના ખુલાસા મેળવ્યાં.

આ દરમિયાન મુહમ્મદ ફાજલ પેલો પાણીનો ગ્લાસ મુકવા દુકાનની અંદર ગયો અને બહાર આવીને જુએ છે તો આપને ત્યાં જોયા નહીં, આથી તે દુકાનની નીચે ઉતર્યો અને આપની તપાસમાં બધે ફર્યો પણ આપ મળ્યા નહીં આખરે કંટાળીને પાછો આવ્યો, જ્યારે દુકાન ઉપર તે પાછો ફર્યો તો દુકાન ખુલ્લી જોઈ, એટલું જ નહીં પરંતુ આપ ત્યાં હાજર હતાં. ત્યાર બાદ મુહમ્મદ ફાજલ દુકાન બંધ કરીને આપને ઘેર ગયો તો ત્યાં ઘરવાળાઓએ સવાલ કર્યો કે, "આટલા જલ્દી કેમ પાછા આવ્યા ?" તો તેણે કહ્યું કે, આજે મારી સાથે મહેમાન છે, ખાવાનું તૈયાર કરો. ત્યાર બાદ આપે ખાણું ખાધું અને મુહમ્મદ ફાજલ આપનાથી બયઅત થઈને મુરીદ બન્યો અને પછી ખુસકુલ્લાહની પોળમાં આપે હંમેશા મુહમ્મદ ફાજલને ત્યાં મુકામ રાખ્યો અને આપે મુહમ્મદ અમીન ફાજલનું નામ મુહમ્મદ જહુર રાખ્યું. આ મુહમ્મદ અમીન ફાજલ ઉર્ફે મુહમ્મદ ઝહુર સુન્ની વ્હોરા હતાં અને ઘણા મોટા વેપારી હતાં.

**રૂહાની ફૈઝ અને ચિલ્લાકશી :-** આપને કિતાબોના વાંચનનો ઘણો જ શોખ હતો, ખાસ કરીને તસવ્વુફની કિતાબોનો ઊંડો અભ્યાસ કરતા હતાં, જેમાં મુખ્યત્વે હઝરત શાહે આલમ (રહમતુલ્લાહ અલૈહ) ની લખેલી "જુમ્આતે શાહીયા" હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહમતુલ્લાહ અલૈહ) ની લખેલી "મુહીબુસ્સાલેકીન" શૈખ રૂકનુદ્દીન ફીરદૌસીની "ઈરશાદુલ મુરસલીન"

કાજી હમીદુદ્દીન નાગૌરીની "મિફતાહુલ ઔલીયા" હઝરત સરકાર નિઝામુદીન ઔલીયાની "ફવાઈદુલ ફવાઈદશરીફ" હઝરત મખ્દૂમ શૈખ હાજીશરીફ ઝંદાનીની "ઈરશાદુલ અબરાર" તથા હઝરત શૈખ મુહયુદીન ઈબ્ને અરબી ઉંદલુસીની લખેલી "ફુતુહાતે મક્કીયાહ" તથા "ફુસુસુલ્હક્મ" વગેરે કિતાબો આપ વાંચતા હતાં અને તેનો ગહેરો મુતાલો કરતાં હતાં, તસવ્વુફના ઉસુલો આપને મોઢે યાદ હતાં.

આપ કાલુપુરમાં થોડો સમય રહ્યા પછી હઝરત શાહ વજીહુદીન ગુજરાતી સત્તારી (રહ્મતુલ્લાહ અલૈહ) ની દરગાહ શરીફ પર ચિલ્લાકશી કરી અને હઝરત શાહ વજીહુદીન (રહ્મતુલ્લાહ અલૈહ) થી રૂહાની તાઅલ્લુક સ્થાપીત કરીને ઉવૈસી તરીકાથી આપનાથી ફૈઝે સત્તારીયાહ હાસિલ કર્યો, ત્યારે હઝરત શાહ વજીહુદીન ગુજરાતી (રહ્મતુલ્લાહ અલૈહ) ના સજ્જાદાહનશીન, તેઓના ફરઝંદ હઝરત શાહ અબ્દુલ્લાહ ગુજરાતી સત્તારી (રહ્મતુલ્લાહ અલૈહ) હતાં.

**મદફનગાહ તરફ ઈશારો :-** ત્યાર પછી આપ અહમદઆબાદની જામેઅ મસ્જિદમાં રહેવા લાગ્યાં ત્યાં આપ લોકોને નસીહતો કરતાં હતાં, આપ કોઈ ઠેકાણે જતાં નહોતાં માત્ર દરરોજ હઝરત શાહ વજીહુદીન સાહેબના મઝારેપાક પર ફાતેહાખ્વાની માટે જતાં હતા અને ત્યાંથી પાછા ફરતી વેળાએ હાલ જે સ્થળે આપનો રોઝો છે ત્યાં એક ડોસીની ઝૂંપડી હતી ત્યાં તે ડોસી પાસે આપ થોડીવાર બેસતાં હતાં અને પછી જામેઅ મસ્જિદમાં જતાં હતાં. જ્યારે તે ડોસો આપને ત્યાં જ રહેવા માટે કહેતી ત્યારે આપ જવાબ આપતાં કે, "ઈન્શાઅલ્લાહ, આઉંગા, ઈસી જગહ કયામ કરુંગા." બન્યુ પણ આવું જ, આપ આ જ જગ્યાએ મદફન થયા છે.

**પગ ધોવડાવવાની ખિદમત :-** એકવાર હઝરત શાહ વજીહુદીન ગુજરાતી (રહ્મતુલ્લાહ અલૈહ) ના મઝારેપાક પર આપ મુરાકિબમાં હતાં. આ દરમિયાન આપને રૂહાની રીતે એવી હિદાયત આપવામાં આવી કે, "મસ્જિદમાં આવનાર દરેક માણસના પગ તમારે ધોવડાવવા." તેથી આપ રીચી રોડના મુખ્ય દરવાઝા પર (જે ભાજી બઝારની સામે છે) ડાબી બાજુએ દિવાલની પાસેની સીડી પર બેસતાં, ત્યાં એક પત્થર છે તેની પાસે પાણીનું માટલું મુકી દરેક ઉઘાડા પગે આવનાર માણસના પગ ધોવડાવતાં હતાં. આપે ઘણા વખત સુધી આ ખિદમત અંજામ આપી.

**આપનું લેખન કાર્ય :-** આપે ઉર્દુ તથા ફારસીમાં ઘણી કિતાબો લખી છે. જેમાં આપે હી.સ. ૧૧૩૯ માં પીરનામુ, પીરગંજ, ખીલઅતેશરફ, ખીલઅતે દરર વગેરે રીસાલા લખ્યાં, તેમજ શજરાહ તૈયાર કર્યા. હી.સ. ૧૧૪૦ માં **"નુરૂશ્શુયુખ"** લખી, ત્યાર પછી આપની ઉપર સુકરની હાલત (ઈશ્કે ખુદામાં મસ્તીની હાલત) નો ગલ્બો થઈ ગયો અને આપ અલ્લાહ અને અલ્લાહના રસુલના ઈશ્કમાં તલ્લીન થઈ ગયા. આ સુકરની હાલતમાંથી હોશ (સહવ) માં આવતા આપે **"ઈશ્કુલ્લાહ"** જેવી મહાન કિતાબનું સર્જન કર્યું. **આ કિતાબ તસવ્વુફનો સાર** છે અને તેમાં આપની અસલ તસ્વીર દેખાઈ આવે છે.

આપે ફારસી અને ઉર્દુ (ગુજરી) જબાનમાં ગઝલો પણ લખી છે. શરૂઆતથી આપનો તખલ્લુસ **"અકદસ"** છે અને ઘણા ખરા ફારસી કલામોમાં 'અકદસ' તખલ્લુસ જ વાપર્યું છે. જ્યારે કેટલાક ફારસી કલામોમાં "તોરાબુલ કદમ" નો તખલ્લુસ વાપર્યું છે, તેમજ ઉર્દુ મરસીયાના કલામમાં 'શહીદાં' તખલ્લુસ વાપર્યું છે.

આપે ઘણી બધી કિતાબો પણ લખી છે જેને હાલના પીર મુહમ્મદ શાહ રોઝા કમિટીના પ્રેસીડન્ટ ડો. હબીબ કાકીવાલા સાહેબ અને સેક્રેટરી જનાબ મુહમ્મદ શફી મનીઆર સાહેબ અને પ્રોફેસર મુહ્યુદ્દીન બોમ્બેવાલા સાહેબ એ ઉર્દુ અને ગુજરાતીમાં હઝરત પીર મુહમ્મદશાહ દરગાહ ટ્રસ્ટ તરફથી ગુજરાતી અને ઉર્દુમાં ઘણી સારી રીતે છાપી છે.

**આપના વિસાલની કૈફીયત :-** હી.સ. ૧૧૬૦ પછી આપની ઉપર જઝબાહની કૈફીયત વધુ રહેવા લાગી અને પરતવે જલાલીયત નો ગલ્બો રહેવા લાગ્યો. કિતાબ **"બરકાતુલ ઔલીયા"** માં લખ્યું છે કે, "જલાલીયતના ગલ્બા વખતે આપનું મુબારક બદન એકદમ ગરમ થઈ જતું હતું અને આપ મદહોશ થઈ જતાં હતાં, ત્રણ-ત્રણ દિવસ સુધી આપની હાલત આવી જ રહેતી હતી. ખાદીમો આપના બદન મુબારક પર ઠંડુ પાણી નાંખતા હતા, પરંતુ તેની અસર થતી નહોતી."

**વિસાલ અને જનાઝો :-** હી.સ. ૧૧૬૩ ના જમાદીયુલ અવ્વલ મહિનાની ૨૫ તારીખે પરત્વે જલાલી (જલાલી કૈફીયતે) આપની ઉપર પુરી તાકત સાથે ગલ્બો કર્યો. આપનું બદન હરારતે રૂહાનીથી એકદમ ગરમ થઈ ગયું અને આપ માછલીની જેમ તડપવા લાગ્યાં, મુરીદો આપના જીસ્મ મુબારક પર

પાણી નાંખતા હતાં, પરંતુ આપના જીસ્મ મુબારકને ઠંડક મળતી નહોતી. ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી આપની આવી જ હાલત રહી. છેવટે તા. ૨૬મી જમાદીયુલ અવ્વલને સોમવારના રોજ રાત્રે ઈશાંની નમાઝ બાદ આપની રૂહ મુબારક આ ખાકી જીસ્મને ખાલી કરી રફીકે આલા (અલ્લાહ તઆલા) માં જઈ મળી.

**આપની દફનવિધી :-** આપના વિસાલ પછી તદફીનની રસ્મ અદા કર્યા પછી મુરીદો આપના જનાઝાને લઈને મદફુન માટે હઝરત મુસા સુહાગના કબ્રસ્તાન તરફ ચાલ્યા અને સલાહુદ્દીનની હવેલી પાસે આવેલી દાઈ હરીના ટેકરા પાસે જ્યાં હાલ જૂની મસ્જીદ છે ત્યાં જનાઝો ઉતાર્યો અને પછી જ્યારે ફરી પાછા જનાઝો ઉપાડવા લાગ્યા તો ઉપાડી શકયા નહીં, છેવટે આપસમાં મસલેહત કરીને લોકોએ આપને હાલ જયાં કબ્રમુબારક છે, ત્યાં જ દફનાવ્યાં. પાછળથી જણાયું કે જ્યાં આપને દફનાવવામાં આવ્યાં છે, તે જમીન આપે પોતાની હયાતીમાં જ મીરઝાખાન બીન સલાહુદ્દીનખાન પાસેથી વેચાતી લઈ લીધી હતી.

**આપની તારીખે વિસાલ ના શબ્દો :-** હઝરત સૈયદ પીર મુહમ્મદશાહ કાદરી સત્તારી બીજાપુરી (રહમતુલ્લાહ અલૈહ) ના વિસાલની સન હી.સ. ૧૧૬૩ **"જહેઝાત પાકબુદાહ"** અને **"ઝાતેનબી"** શબ્દોમાંથી નીકળે છે.

**આપનો મઝારે શરીફ :- અહમદઆબાદ પાનકોરનાકા પાસે આવેલો** છે, જેને પીર મુહમ્મદશાહ રોડ પણ કહેવામાં આવે છે. આપના મઝારેશરીફની આજુબાજુ ઘણી મોટી જમીનમાં બહાર ગામથી આવેલા આપના મુરિદો માટે રહેવાની મકાનો બનાવવામાં આવ્યા છે, જેને હાલ ના પ્રેસીડન્ટ સાહેબ, સેક્રેટરી સાહેબ અને પ્રો. મુહુદ્દીન બોમ્બેવાલા સાહેબે ઘણી મહેનત કરી આખા રોજાની ઈમારતો ઘણી સારી બનાવી છે અને ઘણી તબદીલી કરી ઘણું સારૂ ઈન્તીઝામ અને કલર વિગેરેનું કામ કરાવી તેને રૂહપરવર બનાવી દીધો છે.

હઝરત પીર મુહમ્મદ શાહ લાયબ્રેરી અને રિસર્ચ સેન્ટર :- આપનું એક શાનદાર કુતુબખાનું છે. જેમાં હસ્ત લિખિત ઘણાં અરબી ફારસીના નાયાબ (અપ્રાપ્ય) પુસ્તકો છે. આ કુતુબખાનું આખા હિન્દુસ્તાનમાં મશહૂર છે.

છેલ્લા કેટલાય વરસોથી આ કુતુબખાનાની સંભાળ હિન્દુસ્તાનના મશહૂર પ્રોફેસર જેઓ એક મોટા સાહિત્યકાર અને સાહિત્ય પ્રેમી છે, જેમનું નામ પ્રોફેસર મુહુદ્દીન બોમ્બેવાલા સાહેબ છે. જેઓ ઘણાં જ જતન, મહેનત અને કાળજીથી

આ કુતુબખાનાની સંભાળ રાખે છે અને તેમાં સારી પુસ્તકોનો વધારો પણ કરી રહ્યા છે અને ઘણાં સારા પુસ્તકો હઝરત પીર મુહમ્મદશાહ દરગાહ ટ્રસ્ટ થી છાપીને લોકોમાં કિતાબો વાંચવાના શૌખ માં વધારો કરે છે.

હઝરત પ્રોફેસર મુહ્યુદ્દીન બોમ્બેવાલા સાહેબ, જે નાયાબ (અપ્રાપ્ય) અને હસ્ત લિખિત પુસ્તકો હઝરત પીર મુહમ્મદશાહ ના કુતુબખાનામાં છે તેની સૂચિ પણ બનાવીને છાપતા રહે છે. આ સૂચિવાળી પુસ્તકોના લગભગ ૭ થી ૮ ભાગ પ્રકાશીત થઈ ચુક્યા છે.

અમે હઝરત પ્રોફેસર મુહ્યુદ્દીન બોમ્બેવાલા સાહબ માટે દુઆ કરીએ છીએ કે અલ્લાહ તઆલા આપની તમામ બિમારીઓને દૂર કરે, આપને તંદુરસ્તી આપે, આપની ઉમ્ર દરાઝ કરે જેથી કરીને આપ ઈલ્મના કામને વધારે. આમીન, સુમ્મ આમીન.

**હઝરત સૈયદ પીર મુહમ્મદશાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) નો શજરએ તરીકત નીચે મુજબ છે :-**

**હઝરત સૈયદ અબ્દુલ કાદીર જીલાની ગૌસુલઆઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ)**

(૧) હઝરત સૈયદ અબ્દુર્રઝઝાક તાજુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨) હઝરત સૈયદ અબ્દુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૩) હઝરત સૈયદ ઈબ્રાહીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૪) હઝરત સૈયદ જાફર અહમદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદ અલી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત સૈયદ મુહમ્મદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત શૈખ અબ્દુલ ગફફાર સિદિકી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત શૈખ મહમૂદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૯) હઝરત શૈખ અબ્દુર્રઉફ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૦) હઝરત શૈખ અબ્દુલ વહહાબ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૧) હઝરત શૈખ કાઝન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

(૧૨) હઝરત શૈખ અબુલ ફતહ હિદાયતુલ્લાહ સરમસ્ત કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૩) હઝરત શૈખ ઝહુરૂલ હક્ક હાજી હમીદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૪) હઝરત સૈયદ મુહમ્મદ ગૌસ ગ્વાલિયરી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૫) હઝરત સૈયદ શાહ વજીહુદ્દીન અલ્વી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૬) હઝરત સૈયદ સીબગતુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૭) હઝરત શૈખ અબ્દુલ અઝીમ મક્કી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૮) હઝરત સૈયદ મુહમ્મદ મુર્દરિસ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૯) હઝરત સૈયદ અબ્દુર્રહમાન અલી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૦) હઝરત સૈયદ પીર મુહમ્મદશાહ અકદસ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

(નુરૂશ્શુયુખ કિતાબ ફારસી પાનું ૨૨૦)

## (૬) હઝરત શૈખ મુહમ્મદ નઝીર કાદરી (કેમ્પવાળા) (રહ્મતુલ્લાહ અલૈહ) (સાહિબે-કિતાબ) (અહમદઆબાદ)

હઝરત શૈખ મુહમ્મદ નઝીર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) હિ.સ. ૧૩૧૩ માં આગ્રા (યુ.પી.) માં પૈદા થયા અને દુનિયાવી તાલીમ તથા દિની તાલીમ હાસિલ કરી અને પોતાના વાલિદે મોહતરમ સાથે અહમદઆબાદ તશરીફ લાવ્યા અને સરકારી નોકરી કરવા લાગ્યા. સાત વરસ નોકરી કર્યા પછી રેલ્વે સ્ટેશન (સારંગપુર) પાસે આવેલી ઐતિહાસીક સીદી બશીરની મસ્જિદ માં ઈમામત કરવા લાગ્યા, તે દરમ્યાનમાં હઝરત સૂફી અલી મુહમ્મદ ઉર્ફે સંદલ શાહ બાવાઅહમદઆબાદ, સારંગપુરમાં રેલ્વે સ્ટેશન પાસે આવેલી સીદી બશીર ની મસ્જિદમાં તશરીફ લાવ્યા. આ સૂફી અવલિયા અવારનવાર અહમદઆબાદ આવતા હતા અને લોકોને હિદાયત આપતા હતા.

હઝરત શૈખ મુહમ્મદ નઝીર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) એ આપથી બૈત કરીને કાદરીયા સિલસિલા ના ઝીક્રો ફીક્ર માં લાગી ગયા. આપની રૂહાની કસીશ જોઈને હઝરત સૂફી અલી મુહમ્મદ સાહેબે આપને ખિર્કએ ખિલાફત થી નવાઝયા.

આપે આ સિલસિલાને ફેલાવવામાં ખૂબ મહેનત કરી, લાખો લોકોને કાદરી સિલસિલાના ફૈઝ થી ફૈઝયાબ કર્યા. પોતાની ઈમામતની નોકરી છોડીને ખલ્કે ખુદાની ખિદમતમાં લાગી ગયા.

આપ બા-કરામત સૂફી અવલિયાઓમાંથી હતા.

આપ **'સાહિબે કિતાબ'** અવલિયાઓમાંથી છે. આપે તાલીમો તરબિયત લીધી એનો ફાયદો એ થયો કે અલ્લાહ તઆલાએ આપમાં દિની કિતાબો વાંચવાનો શૌખ પૈદા કર્યો અને આપે બે તસવ્વુફ ની કિતાબો ઉર્દુમાં લખી અને છપાઈ ચૂકી છે. જેના નામો આ મુજબ છે :-

(૧) અહકામે શરીઅત મએ ઈસરારે તરીકત

(૨) મૌલુદે નઝીર

**'મૌલુદે નઝીર'** માં આપે અમારા પ્યારા નબી **હઝરત મુહમ્મદ મુસ્તુફા** (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની જીન્દગીના હાલાતો, નઅત અને કસીદાની સાથે લખી છે.

આ બન્ને કિતાબોનું પછીથી ગુજરાતીમાં અનુવાદ કરવામાં આવ્યું.

**આપના ખુલ્ફાઓ :-** કહેવામાં આવે છે કે આપે ચાર શખ્સીયતોને ખિલાફત આપી નવાઝયા, જેમાંથી બે નામોનો ઉલ્લેખ મળે છે.

(૧) હઝરત સૂફી ગુલામ મુહમ્મદ શાહ બાવા, (રહમતુલ્લાહ અલૈહ) આપનું મઝારેશરીફ અહમદઆબાદ, ગોમતીપુર, ઝુલતા મિનારા, બીબીજીની મસ્જિદ પાસે આવેલો છે.

આપના સાહબઝાદા સૂફી અબ્દુલ્લાહ બાવા, હાલમાં આ સિલસિલો ચલાવી રહ્યા છે.

(૨) **હઝરત સૈયદ જાફરઅલી શાહ ઉર્ફે ફઝલ શાહ** (રહમતુલ્લાહ અલૈહ) (ચકલાસી) આપનું મઝારેશરીફ ચકલાસી, નડીયાદ પાસે આવેલું છે.

આપના સાહબઝાદા હઝરત સૂફી રહીમુદ્દીન બાવા હાલમાં આ સિલસિલો ચલાવી રહ્યા છે.

**આપની વફાત અને મઝારે શરીફ :-** આપની વફાત હિ.સ. ૧૩૭૮ માં થઈ. આપનો સંદલ અને ઉર્સ તારીખ ૭, શાબાન ના દિવસે ઘણી ધૂમધામથી મનાવવામાં આવે છે. ઝોહરની નમાઝ પછી સંદરશરીફ ચઢાવવામાં આવે છે જેમાં હજારો મુરીદીન તથા અકિદતમંદ હઝરાત, શહેર તથા બહારગામથી આવીને સંદલ માં હાજરી આપે છે અને એજ દિવસે નિયાઝ પકાવવામાં આવે છે.

આપનો મઝારે શરીફ અહમદઆબાદ, કેમ્પ સદર બજારમાં, મસ્જિદ પાસે આવેલો છે, જે ઘણો જ શાનદાર બનાવ્યો છે.

## (૭) હઝરત સૈયદ શાહ અસદુલ્લાહ કાદરી હસનીયુલ હુસૈની

(રહમતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)

**મુબારક નામ :-** આપનું મુબારક નામ "અસદુલ્લાહ" છે. હઝરત સૈયદ શાહ મહબૂબુલ્લાહ કાદરી (રહમતુલ્લાહ અલૈહ) આપના ફરઝંદ છે.

**ખાનદાન :-** આપ, પાટણમાં પધારેલા સૌ પ્રથમ મહાન બુઝુર્ગ હઝરત સુલતાન હાજીહુદ (રહમતુલ્લાહ અલૈહ) ના વંશજ બુઝુર્ગોમાંના પ્રથમ બુઝુર્ગ છે, કે જેઓ પાટણથી અહમદઆબાદ તશરીફ લાવ્યા અને અહીં જ વસવાટ કર્યો.

**સિલસિલએ તરીકત :-** આપના જદ્દે અમજદના તરીકતનો સિલસિલો તો "ચિશ્તી" હતો, પરંતુ પાછળના બુઝુર્ગો કાદરી સિલસિલામાં બયઅત થયેલા હતા, જે પૈકી આપ પણ સિલસિલએ કાદરીયાહ સાથે જોડાયેલા હતા.

**અહમદઆબાદમાં તશરીફ :-** આપ પાટણથી અહમદઆબાદ મોગલ શહેનશાહ શાહજહાંના યુગમાં તશરીફ લાવ્યા અને અહીં જ વસી ગયા.

**ઉર્સ અને મઝારેપાક :-** આપનો ઉર્સમુબારક ૧૭ મી જમાદીયુલ અવ્વલના રોજ દર વરસે મનાવવામાં આવે છે. **આપનો મઝાર શરીફ, અહમદઆબાદ, દિલ્હી દરવાજા બહાર આવેલા હઠીસીંગ મંદિરની વાડી પાછળ, માધુપુરા, અહમદઆબાદમાં આવેલો છે.**

## (૮) હઝરત સૈયદ શાહ મહબૂબુલ્લાહ કાદરી

(રહમતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "મહબૂબુલ્લાહ" છે. આપ હઝરત શાહ અસદુલ્લાહ કાદરી (રહમતુલ્લાહ અલૈહ) ના ફરઝંદે અરઝુમંદ છે. આપ ઘણા કામીલ વલી શખ્સ હતા.

**મઝારેપાક અને ઉર્સમુબારક :-** આપનો મઝાર મુબારક **અહમદઆબાદમાં ગાયકવાડ હવેલીના કોટને અડીને આવેલ ખુલ્લા મેદાનમાં છે.** (જે હાલમાં સૈયદવાડનો વિસ્તાર પૂરો થતા સામેના ભાગે આવેલ છે.) જૂના રેકોર્ડની અંદર આ વિસ્તાર હઝરત શાહ મહબૂબુલ્લાહના કબ્રસ્તાન તરીકે નોંધાયેલ છે.

આપનો ઉર્સમુબારક દર વરસે ૨૫ મી શવ્વાલના રોજ મનાવવામાં આવે છે.

## (૯) હઝરત સૈયદ અલી કાદરી

(રહમતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)

**પરિચય :-** આપ હઝરત શાહ મહબૂબુલ્લાહ કાદરી (રહમતુલ્લાહ અલૈહ) ના ફરઝંદ છે. આપ શરીઅતના ઘણાં જ ચુસ્ત પાબંદ હતા.

**મઝારે પાક તથા ઉર્સ :-** આપનો મઝારશરીફ અહમદઆબાદમાં પ્રેમ દરવાઝા પાસે આવેલી મસ્જિદની સેહનની બાજુમાં આવેલો છે. આ મસ્જિદ આપના મુબારક નામ પરથી "સૈયદ અલી" ની મસ્જિદ તરીકે ઓળખાય છે.

આપનો ઉર્સમુબારક ૨૫ મી શવ્વાલે મનાવાય છે.



## (૧૦) હઝરત સૈયદ મુહમ્મદ અલી કાદરી

(રહમતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)

હઝરત સૈયદ મુહમ્મદ અલી કાદરી (રહમતુલ્લાહ અલૈહ) અહમદઆબાદમાં પૈદા થયા અને આપે નાનપણથી જ પોતાના વાલિદની નિગરાનીમાં ઈબાદત અને રિયાઝતમાં મસરૂફ રહ્યા અને પોતાના વાલિદ બુઝુર્ગવાર હઝરત સૈયદ ઈબ્રાહીમ મિયાં કાદરી (રહમતુલ્લાહ અલૈહ) થી ખિર્કએ ખિલાફત હાસિલ કરી અને કાદરીયા સિલસિલાને ફેલાવવામાં ઘણાં મશરૂફ રહ્યા.

હઝરત સૈયદ મુહમ્મદ અલી (રહમતુલ્લાહ અલૈહ) ના એક સાહબઝાદા હતા, એમનું નામ સૈયદ હસનઅલી કાદરી (રહમતુલ્લાહ અલૈહ) હતું. સૈયદ હસનઅલી નું વંશ હાલમાં પણ ચાલી રહ્યો છે, જે કાલાવાડ શિતલા, જિ. જામનગરમાં છે.

**આપની વફાત :-** હિ.સ. ૧૧૫૪ માં સફર મહિનાની સાતમી તારીખે થઈ.

**આપનું મઝારશરીફ :- અહમદઆબાદમાં જમાલપુર પગથિયાની સામે આપના નામથી મશહૂર મુહમ્મદઅલી ની મસ્જિદમાં હોજની પાસે આપનું સંગે મરમરનું પાકુ શાહી મઝારેશરીફ છે.**

નોટ :- આપના વંશીય નસબનામા માટે હઝરત સૈયદ ઈબ્રાહીમમીયાં નઝરમીયાં કાદરી, કાલાવાડ શિતલા, જિ. જામનગરમાં જોવું.

## (૧૧) હઝરત સૈયદ અબ્દુલ કાદીર ઉર્ફે સૈયદ સુલ્તાન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)

આજથી લગભગ ૩૦૦ વરસ પહેલા, આપ બગદાદશરીફ (ઈરાક) થી પાટણ અને પાટણથી અહમદઆબાદ તશરીફ લાવ્યા. આપ ઘણાં મોટા પાયાના વલીએ કામિલ હતા.

આપનું શજરએ નસબ હઝરત સૈયદ ગૌસુલઆઝમ અબ્દુલકાદીર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) થી આ રીતે મળે છે :-

હઝરત સૈયદ અબ્દુલ કાદીર જીલાની ગૌસુલઆઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ)

(૧) હઝરત સૈયદ અબ્દુલ અઝીઝ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨) હઝરત સૈયદ મુહમ્મદ હત્તાક કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૩) હઝરત સૈયદ શમ્શુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૪) હઝરત સૈયદ શરફુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદ ઝૈનુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત સૈયદ વલીય્યુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત સૈયદ નુરૂદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત સૈયદ હિસામુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૯) હઝરત સૈયદ મુહમ્મદ દુર્વેશ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૦) હઝરત સૈયદ નુરૂદ્દીન (પાની) કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૧) હઝરત સૈયદ અબ્દુલ વહહાબ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૨) હઝરત સૈયદ ઈસ્માઈલ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૩) હઝરત સૈયદ અબુ-બકર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૪) હઝરત સૈયદ યાહ્યા કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૫) હઝરત સૈયદ અલી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૬) હઝરત સૈયદ અબ્દુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૭) હઝરત સૈયદ અબ્દુલ કાદિર ઉર્ફે સૈયદ સુલ્તાન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

(મજમુઆ શજરાત, મૌલાના સૈયદ અસ્ગરઅલી, હિન્દી)

**આપના હાલાત :-** અહમદઆબાદમાં આવ્યા પછી હાલના ખાડીયા વિસ્તારમાં આવેલા પાંચકુવા દરવાજાની પાસે જમણી તરફ આપના નામની મસ્જિદ છે. તેમાં આપે રહેવાનું શરૂ કર્યું અને ફકીરી અપનાવી. આપ હંમેશા યાદે ઈલાહીમાં મશરૂફ રહેતા હતા, જ્યારે ભૂખ લાગતી તો વસ્તીમાં જઈને જેટલી ભૂખ, તેટલું ખાવાનું લઈને પાછા આવી જતા હતા.

કહેવામાં આવે છે કે એકવાર પોતાની ભૂખ મુજબ આપ માંગવા નિકળ્યા અને નવી મોહલતમાં એક મકાન પાસે આવીને સદા લગાવી, આ મકાન હઝરત ગુલામ હૈદર સાહેબનું હતું. ગુલામ હૈદરના ઘરેથી આપને ઘરમાં બોલાવી ખાવાનું આપ્યું. પછી આપે ખાવાનું શરૂ કર્યું, હજી એક બે લુકમા (નિવાલા) ખાધા કે, આપે પોતાની રૂહાની અને ઈલ્મે બાતિનીથી જોયું કે આ ઘરવાળા ઔલાદથી મેહરૂમ છે, તો આપે ગુલામહૈદર સાહબની બીવીને બોલાવીને પોતાના મોઢામાંથી એક લુકમો ચાવીને આપ્યો અને કહ્યું કે આ ખાઈ લો. એ લુકમાની બરકતથી અલ્લાહ તઆલાએ ગુલામહૈદર સાહબને ત્રણ સાહબઝાદાઓ આપ્યા. આ હઝરત સૈયદ સુલ્તાન (રહમતુલ્લાહ અલૈહ) ની આ ખાસ કરામત છે અને બીજી કરામત આપની એ હતી કે હઝરત ગુલામહૈદર સાહબની બીવીની ઉમ્ર ૬૯ (ઓગણ સિત્તેર) વરસની હતી, તો આપની દુઆઓથી તેમણે ત્રણ ઔલાદો થઈ. જેમાંથી વચલા સાહબઝાદા જેનું નામ : ગુલામ અબ્દુલ કાદિર હતું, તેમને સાત વરસની ઉમ્રમાં આપે કાદરીયા સિલસિલાનો ખિર્કો અને ખિલાફત આપી, આપનો આ સિલસિલો વંશપરંપરા થી આજે પણ ચાલી રહ્યો છે.

આ કાદરી સિલસિલાના સજ્જાદાનશીનો ની યાદી નીચે મુજબ છે :-

(૧) હઝરત ગુલામ અબ્દુલ કાદીર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨) હઝરત શૈખ હુસૈન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૩) હઝરત શૈખ અબ્દુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૪) હઝરત શૈખ મહમૂદમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત શૈખ ગુલામ મુહમ્મદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત શૈખ અલીમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત શૈખ મુહમ્મદ હુસૈન કાદરી ઉર્ફે બાબુ ખલીફા જેઓ હાલ મૌજુદ છે.
(૮) હઝરત શૈખ મુહમ્મદ શોએબ કાદરી જેઓ વલીઅહદ છે.

(સીજરા શરીફ ખલીફાએ કાદરી રીફાઈ હઝરત પીર સૈયદ સુલ્તાન કાદરી રીફાઈ)

**આપનું મઝારશરીફ :-** હઝરત સૈયદ સુલ્તાન કાદરી (રહમતુલ્લાહ અલૈહ) નું મઝારશરીફ અહમદઆબાદ, પાંચકુવા દરવાજાની જમણી તરફ આપના નામે બનેલી મસ્જિદમાં છે.

આ મસ્જિદ ઘણી જુની ઐતિહાસીક ઈમારત છે. જેની બાજુમાં એક ઐતિહાસીક વાવ પણ આવેલી છે.

આપના મઝારેશરીફનો સંદલ તારીખ ૭ જીલ હજ્જના રોજ ઘણી શાનો શૌકતથી મનાવવામાં આવે છે.

## (૧૨) હઝરત સૈયદ અઝીમુદ્દીન કાદરી હમવી

(રહમતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)



આજથી લગભગ અઢીસો (૨૫૦) વરસ પહેલા, બગદાદ (ઈરાક) થી અહમદઆબાદ ગુજરાતમાં તશરીફ લાવ્યા અને આપની શાદી સૈયદા દુલ્હન બીબી બિન્તે સૈયદ અહમદ ઉર્ફે નન્નુમિયાં જેઓ હઝરત સૈયદ અબ્દુલ વહહાબ કાદરી (રહમતુલ્લાહ અલૈહ) (ગુજરાત સમાચારની સામે મઝારેશરીફ છે તે) ના વંશપરંપરામાં હતા તેમની સાથે થઈ.

હઝરત સૈયદ અઝીમુદ્દીન કાદરી હમવી (રહમતુલ્લાહ અલૈહ) થી એક સાહબઝાદા પૈદા થયા, જેમનું નામ હઝરત સૈયદ અબ્દુલ કાદિર ઉર્ફે બડા સાહબ કાદરી (રહમતુલ્લાહ અલૈહ) છે.

એવું કહેવામાં આવે છે કે હઝરત સૈયદ અઝીમુદ્દીન કાદરી હમવી અહમદઆબાદથી પાછા બગદાદ ચાલ્યા ગયા. આપના સાહબઝાદા હઝરત સૈયદ અબ્દુલ કાદીર ઉર્ફે બડા સાહબ કાદરી (રહમતુલ્લાહ અલૈહ) થી આપની નસલ ચાલી રહી છે.

**આપનું મઝારેશરીફ :-** આપનું મઝારેશરીફ અહમદઆબાદ તાવડીપુરા પાસે કાદરી બુઝુર્ગોના કબ્રસ્તાનમાં આવેલો છે. આપના મઝારેશરીફનો સંદલ રજ્જબ મહિનાની ૨૭ માં ચાંદના રોજ મનાવવામાં આવે છે.

**આપનું નસબનામું નીચે મુજબ છે :-**

હઝરત સૈયદ અબ્દુલ કાદીર જીલાની ગૌસુલઆઝમ દસ્તગીર (રહમતુલ્લાહ અલૈહ)

(૧) હઝરત સૈયદ અબ્દુર્રઝઝાક તાજુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨) હઝરત સૈયદ અબ્દુલ્લાહ એમાદુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૩) હઝરત સૈયદ મુહમ્મદ મુહયુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૪) હઝરત સૈયદ અહમદ ઝહીરૂદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદ યાહ્યા સૈફુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત સૈયદ મુહમ્મદ શમ્સુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત સૈયદ અલી અલાઉદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત સૈયદ હુસૈન નુરૂદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૯) હઝરત સૈયદ યાહ્યા મુહ્યુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૦) હઝરત સૈયદ કાસિમ શરફુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૧) હઝરત સૈયદ અહમદ શહાબુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૨) હઝરત સૈયદ અલી હાશ્મી કુત્બેઝમાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૩) હઝરત સૈયદ મુહમ્મદ જલાલુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૪) હઝરત સૈયદ નસરૂલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૫) હઝરત સૈયદ હામિદ ગરીબુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૬) હઝરત સૈયદ મહમૂદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૭) હઝરત સૈયદ અઝીમુદ્દીન કાદરી હમવી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૮) હઝરત સૈયદ અબ્દુલકાદિર ઉર્ફે બડા સાહબ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૯) હઝરત સૈયદ અહમદ સાહબ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૦) હઝરત સૈયદ બુરહાનુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૧) હઝરત સૈયદ શમ્સુદ્દીન કાદરી ઉર્ફે બાપજી બાવા (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૨) હઝરત સૈયદ બુરહાનુલ્લાહ ઉર્ફે બાપુમિયાં કાદરી (મદ્દ-ઝિલ્લાહુ) જેઓ હાલમાં આ સિલસિલો ચલાવી રહ્યા છે.

## (૧૩) હઝરત સૈયદ નિઝામુદ્દીન કાદરી
### (રહમતુલ્લાહ અલૈહ)

**આપ હઝરત ઈમામ હુસેન (રદીયલ્લાહો અન્હો) ની ઔલાદમાંથી છે.**

આપના વાલિદનું નામ સૈયદ નસીરૂદ્દીન છે.

આપના દાદાનું નામ હઝરત સૈયદ શાહજીમિયાં છે.

આપના પીરો મુર્શીદનું નામ હઝરત સૈયદ મુહમ્મદ ઈસ્માઈલ છે.

આપની પૈદાઈશ તારીખ હિ.સ. ૧૨૭૬ છે.

આપની વફાત તારીખ હિ.સ. ૧૩૬૬ છે. આપની નેવું (૯૦) વરસની ઉમર હતી.

**આપના હાલાત :-** આપ ઘણાં મોટા આલિમ અને ફાઝીલ હતા. આપ હમેંશા યાદે ઈલાહીમાં મશગુલ રહેતા હતા. કાદરીયા સિલસિલાને ફેલાવવામાં ખૂબ મહેનત કરતા હતા. આપે આપનો આ સિલસિલો આગળ વધારવા માટે પોતાના સાહબઝાદા, હઝરત સૈયદ મુહ્યુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ) ને ઈજાઝત અને ખિલાફત થી નવાઝ્યા.

**આપનો મઝારે શરીફ :-** હઝરત મુસા સુહાગ (રહમતુલ્લાહ અલૈહ) ના કબ્રસ્તાનમાં મસ્જિદની પાછળ ના ભાગમાં, આપનો મઝારે શરીફનો પાકો મકબરો બનાવેલો છે.

### આપનો શજરએ તરીકત

**હઝરત સૈયદ અબ્દુલ કાદીર જીલાની (રહમતુલ્લાહ અલૈહ)**

(૧) હઝરત સૈયદ અબ્દુર્રઝઝાક તાજુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૨) હઝરત સૈયદ અબ્દુલ્લા એમાદુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૩) હઝરત સૈયદ મુહમ્મદ મુહ્યુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૪) હઝરત સૈયદ અહમદ ઝહીરૂદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદ યાહ્યા સૈફુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત સૈયદ મુહમ્મદ શમ્સુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત સૈયદ અલી અલ્લાઉદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત સૈયદ હુસૈન નુરૂદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૯) હઝરત સૈયદ યાહ્યા મુહ્યુદીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૦) હઝરત સૈયદ કાસિમ શરફુદીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૧) હઝરત સૈયદ અહમદ શહાબુદીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૨) હઝરત સૈયદ અલી હાશ્મી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૩) હઝરત સૈયદ અહમદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૪) હઝરત સૈયદ શરફુદીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૫) હઝરત સૈયદ અબ્દુર્રઝઝાક કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૬) હઝરત સૈયદ મુહમ્મદ યાસિન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૭) હઝરત સૈયદ મુહમ્મદ ઉમર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૮) હઝરત સૈયદ મુહમ્મદ અઝહર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૯) હઝરત સૈયદ મુહમ્મદ તાહીર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૦) હઝરત સૈયદ મુહમ્મદ ગૌસ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૧) હઝરત સૈયદ મુહમ્મદ મુકર્રમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૨) હઝરત સૈયદ મુહમ્મદ ઈસ્માઈલ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૩) હઝરત સૈયદ નિઝામુદીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૪) હઝરત સૈયદ મુહ્યુદીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૫) હઝરત સૈયદ નિઝામુદીન ષાની કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૬) હઝરત સૈયદ મુઈનુદીન કાદરી (મદ ઝિલ્લાહુ)



## (૧૪) હઝરત સૈયદ યાહ્યાં અલ-હુસૈની કાદરી

**(રહ્મતુલ્લાહ અલૈહ) (અહમદઆબાદ)**

આપ સાદાતે સહીહુલ નસબમાંથી છે અને હઝરત ગયાસુદીન કાદરી ષાની (બીજા) ના મરીદ અને ખલીફા છે.

આપ ઉલુમ અને ફુનુન માં મહારત રાખતા હતા અને તેમાં આપ તે વખતના ઉલમા અને સાલેહીનની સોહબતમાં રહીને તેમનાથી ઘણો ફૈઝ હાસિલ કર્યો હતો. આપ સાહિબે હાલ અને કાલ દુર્વેશે બાકમાલ હતા.

દિવસ અને રાત પોતાના મુરિદીન ની તાલીમ અને તરબીયતમાં ગુજારતા હતા.

આખરે હિ.સ. ૯૨૨ માં વફાત પામ્યા. અહમદઆબાદ માં આપનો **મઝારે શરીફ છે.**

નોટ :- આપનો મઝારે શરીફ ક્યાં છે તેના વિશે આજ સુધી કશી જ માહિતી મળતી નથી.

(મહબૂબે ઝુલમેનન ફી તઝકીરએ અવલિયાએ દક્કન ઉર્દુ ભાગ ૨ પાનું ૧૧૨૨)

## (૧૫) હઝરત સૈયદ ગ્યાસુદીન અહમદ મહબૂબુલ્લાહ શહીદ કાદરી

**(રહ્મતુલ્લાહ અલૈહ) (સરસવણી-જિ.ખેડા)**

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "ગ્યાસુદીન" છે. આપ હુઝુર પીરાને પીર દસ્તગીર સૈયદ અબ્દુલકાદીર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) ની ઔલાદમાંથી છે. આપની ગણના અકાબીર ઔલિયા તથા મશહુર આલીમોમાં થાય છે.

**અહમદઆબાદ તશરીફ આવરી :-** હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના એક રૂહાની ઈશારાથી આપ અહમદઆબાદ તશરીફ લાવ્યા. આપે અહમદઆબાદ તશરીફ લાવીને રૂશ્દો-હિદાયત તથા તબ્લીગી કામ સારી રીતે અંજામ આપ્યું. હઝારો લોકોએ આપ હઝરતની ખિદમત વડે ફૈઝ હાસિલ કર્યો.

**હાલાતે ઝીંદગી :-** આપ હઝરતના સ્વભાવમાં તવક્કલ તથા કનાઅત વણાઈ ચુક્યા હતાં. આપ કદાપી અમીર-ઉમરાવો કે માલદારોના દરવાઝા પર ગયા નથી. ઉલ્મા તથા મશાઈખોમાં ઘણાં જ મશહૂર થયા અને શોહરત હાસિલ કરી હતી.

આપનો સિલસિલએ નસબ હઝરત સૈયદ અબ્દુલજબ્બાર જીલાની (રહમતુલ્લાહ અલૈહ) થી હુઝુર ગૌસેઆઝમ દસ્તગીર સૈયદ અબ્દુલકાદીર જીલાની (રદીયલ્લાહો અન્હો) સુધી પહોંચે છે.

આપ ખૂબજ સખ્ત રીયાઝતો મુજાહેદા કરતા હતા. તારીખુલ ઔલિયામાં લખ્યું છે કે, "ઘણીવાર ચાલીસ દિવસ સુધી આપ કશું જ ખાતા-પીતા નહોતા. સતત ૧૨ વરસ સુધી રાતની ઉંઘ છોડીને ઝીક્રો અશ્ગાલમાં મશગુલ રહ્યા. હઝરત સૈયદ યાકુબ ચિશ્તી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) વગેરે આપ હઝરતના

ખુલ્ફાઓમાંથી છે."

અહમદઆબાદના મશહુર કાદરી બુઝુર્ગ હઝરત સૈયદ અબ્દુલ વહહાબ કાદરી (રહમતુલ્લાહ અલૈહ) આપના જ ફરઝંદે અરઝુમંદ છે. તેઓ આપના વાલીદ સાહેબની શહાદત પછી હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની બશારત મળતાં ૨૫ વરસની ઉમ્રે ગામ સરસવણીથી અહમદઆબાદ તશરીફ લાવ્યા.

**આપની શહાદત અને રોઝો :-** આપ હઝરતની શહાદત ખેડા જીલ્લાના એક ગામ સરસવણી (તા. મહેમદાબાદ) મુકામે ઈદુઝઝુહા (બકરી ઈદ) ના દિવસે કુરબાનીના એક ઝઘડામાં થઈ.

તારીખુલઔલીયા આપની વિસાલની તારીખ ૯ મી સફર હી.સ. ૮૯૫ જણાવે છે.

**ગામ-સરસવણી (જિ. ખેડા) મુકામે આપનો મઝારશરીફ આવેલો છે.**



## (૧૬) હઝરત સૈયદ મુહમ્મદશાહ કાદરી

**(રહમતુલ્લાહ અલૈહ) (આંકલાવ-બોરસદ)**

આપ ઈ.સ. ૧૫૫૧માં સુલ્તાન મહમૂદ શાહ બેગડાના જમાનામાં બગદાદ શરીફ (ઈરાક) થી વડોદરામાં, ખાનકાહ મોહલ્લા પાણીગેટમાં તશરીફ લાવ્યા. અહિંયા આપે ખાનકાહે કાદરીયા બનાવી જ્યાં આજે મસ્જિદ છે, આને લીધે આ મોહલ્લાનું નામ "ખાનકાહ મોહલ્લા" રાખ્યું. આ મસ્જિદની પાસે આપના ખાનદાનના લોકો રહે છે અને મસ્જિદની બહાર આપના ખાનદાનના લોકોના મઝારેશરીફ પણ છે.

આપ ખાનદાને કાદરીયહના ઘણાં કમાલવાળા, સાહેબે કરામત, મુત્તકી, પરહેઝગાર અને તકરીર કરવાવાળા હતા. થોડો વખત વડોદરામાં દીન ની ખિદમત આપ્યા પછી ઉમેટા ગામમાં તશરીફ લઈ ગયા. ત્યાં પણ આપે પોતાનો વખત ઈબાદત અને રિયાઝતમાં તથા ચિલ્લાકશી કરીને વખત ગુજાર્યો. ત્યાંથી આંકલાવ ગામ રવાના થયા, જેનું ફારસી દસ્તાવેજી કિતાબોમાં "આંખહોલ" નામ છે. આ ગામ ઈ.સ. ૧૫૫૧ અહમદઆબાદમાં સુબેદારીમાં હતો, હવે આંકલાવ

ગામ, તાલુકા બોરસદમાં આવેલું છે અને બોરસદથી ૧૦ કિ.મીટર દૂર છે અને આ ગામ આપનું આખરી કયામગાહ બન્યું એટલે કે આપની વફાત આ ગામમાં થઈ અને અહિંયા આપનો મઝારેશરીફ છે.

હઝરત મુહમ્મદશાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) એ આંકલાવમાં આવીને ગરાસીયા સમાજના રાજપૂતોને એક અલ્લાહની તરફ વાળ્યા અને ઈસ્લામની માલુમાત આપી અને પોતાના ઈલ્મે ઝાહેરી અને બાતિનીથી તેઓના દિલ અને દિમાગ ઉપર ઈસ્લામનો ઉજાલો ચમકાવ્યો અને તેઓને મુસલમાન કર્યા.

આ મુસલમાન થએલા ગરાસીયાઓમાં પુજીયા વલ્દ અતુલ અને બીજા, બાજી વલ્દ હરીદાસે ૧૦૦ વિઘા ખેતી લાયક જમીન, આપની ખાનકાહમાં આવેલા સૂફીયો, ફકીરો, મદ્રસામાં પઢવા માટે આવેલા તુલબાઓ (વિદ્યાર્થીઓ) અને મસ્જિદના ખર્ચ માટે વકફ કરી હતી. જેનું ફારસી લખાણ મૌજુદ છે.

હઝરત મુહમ્મદશાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના ૩ (ત્રણ) સાહબઝાદાઓ હતા. (૧) હઝરત ફૈઝુલ્લાહ કાદરી (૨) હઝરત મુહમ્મદઅલી કાદરી (૩) હઝરત સૈયદ મુહમ્મદ સૈફુલ્લાહ કાદરી.

(બઝમે બુઝુર્ગોને બળૌદા ગુજરાતી, પાનું ૩૮)

## (૧૭) હઝરત સૈયદ ફૈઝુલ્લાહ શાહ કાદરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (વડોદરા)

હઝરત સૈયદ ફૈઝુલ્લાહ શાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના બારા માં હાલાત નથી મળતાં લેકીન, ગુજરાતી કિતાબ "બઝમે બુઝુર્ગાને બડૌદા" માં એમની એક કરામત લખી છે જે નીચે મુજબ છે :-

કોઈપણ ઐતિહાસીક કે બુઝુર્ગાને દિનની પુસ્તકોમાં આ કરામત નથી પણ લોકોથી સાંભળેલી લોક વાયકા મુજબ, આપ પાંચે વખતની નમાઝ મસ્જિદમાં પઢતા હતા, એકવાર આપ પોતાના ભાઈ હઝરત સૈયદ મુહમ્મદ અલીશાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ની સાથે વડોદરામાં જમનાબાઈ દવાખાના ની પાછળ અને મેમન જમાતખાનાની સામેવાળી કુવ્વતે ઈસ્લામ મસ્જિદમાં નમાઝ અદા કરવા માટે ગયા. આ મસ્જિદ શિઆ બવાહિર કૌમ ની હતી. જ્યારે આપ બન્ને સૂફી અવલિયા ભાઈયોને મસ્જિદમાં નમાઝ પઢતા જોયા તો બધા લોકોએ

મળીને બન્ને ને મસ્જિદમાંથી બહાર કાઢી મુકવા માટે જબરજસ્તી કરવા લાગ્યા અને ઝઘડો કરવા લાગ્યા. જ્યારે એમનાથી કંઈ થયું નહીં તો પોલિસ ચોકીમાં ફરીયાદ કરવા માટે ગયા, એમની ફરીયાદ સાંભળીને પોલીસ આ બન્ને ભાઈઓને પકડી પોલીસ ચોકીમાં લઈ ગયા અને કૈદખાનામાં બંધ કરી દીધા અને પાછા મસ્જિદમાં પહોંચ્યા, પણ ત્યાં જઈને શું જુએ છે કે આ બન્ને ભાઈઓ ત્યાં નમાઝ પઢી રહ્યા છે, તેઓને નવાઈ લાગી, એટલે તેઓ ફરીથી પોલીસ ચોકીમાં પહોંચ્યા અને ફરીયાદ કરી. પોલીસે કૈદખાનામાં જઈને જોયું તો બન્ને ભાઈયો ત્યાં કૈદખાનામાં હતા, એટલે આ શીયા લોકો ફરીથી મસ્જિદમાં ગયા ને જોયું તો તેઓ મસ્જિદમાં નમાઝ પઢી રહ્યા હતા. આ માજરો જોઈને શીયા લોકોને લાગ્યું કે આ બન્ને કોઈ સૂફી અવલિયાઓ લાગે છે પણ પોતાની જીદની ખાતર આ લોકોએ થોડા લોકોને પોલીસ ચોકીમાં આ બન્ને સૂફી અવલિયાઓને જોવા માટે મોકલ્યા અને થોડા લોકો મસ્જિદમાં જોવા ગયા, પણ આ સૂફી અવલિયાઓ બન્ને ઠેકાણે મળ્યા, તો તેમને નવાઈ લાગી અને સમજી ગયા કે આ બન્ને સૂફી અવલિયાઓ સાહેબે કરામત છે એમને એમના હાલ પર છોડી દો.

આ બન્ને સૂફી અવલિયાઓએ તેજ દિવસથી ઈરાદો કર્યો કે, આપણે બન્ને મરતા દમ સુધી આજ મસ્જિદમાં રહીશું અને કયામત સુધી પણ આજ મસ્જિદમાં રહીશું.

આખરે આ બન્ને સૂફી અવલિયાઓની વફાત પણ આજ મસ્જિદમાં થઈ, તો શીયા લોકો સમજ્યા હાશ ! હવે નજાત મળી, પણ જ્યારે આ બન્ને જનાઝાઓને ઉઠાવવાનું શરૂ કર્યો તો જનાઝો ન ઉઠયો, આ બીજી કરામત હતી. આખરે આ બન્ને સૂફી અવલિયાઓને આજ મસ્જિદમાં દફનાવવામાં આવ્યા, અને આ મસ્જિદનું નામ "કુવ્વતે ઈસ્લામ મસ્જિદ" પડી ગયું, કેમકે આ બન્ને સૂફી અવલિયાઓએ ઈસ્લામી કુવ્વત અને તાકત દેખાડી. આપનો ઉર્સ ૨૭ રમઝાનુલ-મુબારક ના દિવસે થાય છે.

(બઝમે બુઝુર્ગાને બળૌદા ગુજરાતી, પાનું ૪૨)

## (૧૮) હઝરત સૈયદ આઝમમિયાં કાદરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (જુના મોભા, તા. પાદરા, જિ. વડોદરા)

આપની શાદી મલિકુલ-મુલ્ક હઝરત નૂરૂલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) બળૌદવીની સ઼ાહબઝાદી બીબીમાં સાહેબા ની સાથે થઈ.

આપના બતનથી ચાર (૪) ફરઝંદ પૈદા થયા.

(૧) હઝરત સૈયદ અઝીમુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) આપનું મઝારેશરીફ આંકલાવ, તા. બોરસદ, જિ. ખેડા માં છે. આપની ઔલાદ ત્યાં આજે પણ મોજુદ છે.

(૨) હઝરત સૈયદમિયાં સાહબ ઉર્ફે બડા સાહબ (રહ્મતુલ્લાહ અલૈહ) આપનું મઝારેશરીફ મુકામ નાપાડ માં છે. આપની નસલ ના લોકો ત્યાં આજે પણ મૌજુદ છે.

(૩) હઝરત સૈયદ મુર્તુઝાઅલી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) આપનો મઝારેશરીફ મુકામ ટુંડાવ, તા. સાવલી માં છે, અને આપની નસલ ટુંડાવ અને કરચીઆ ગામે છે.

(૪) હઝરત સૈયદ નિઝામુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) આપનો મઝારેશરીફ જુના મોભા, તા. પાદરામાં છે.

આ ચારેય ખાનદાનો થી આજે પણ કાદરીયા સિલસિલો ફેલાયેલો છે.

(બઝમે બુઝુર્ગાને બડૌદા ગુજરાતી, પાનું ૪૫)

## (૧૯) હઝરત સૈયદ મુર્તુઝાઅલીશાહ કાદરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (ટુંડાવ - તા. સાવલી, જિ. વડોદરા)

આપ સિલસિલએ કાદરીયાના ફરઝંદ, જલીલુલ-કદ્ર સાહેબે જલાલ અને સાહેબે કરામત બુઝુર્ગ છે. આપનો નસબી અને ખાનદાની સંબંધ હઝરત સૈયદ મુહમ્મદ શાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) થી છે. આપ હઝરત સૈયદ આઝમમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના સાહબઝાદા છે અને હઝરત સૈયદ અઝીમુદ્દીન કાદરી અને સૈયદ નિઝામુદ્દીન કાદરીના ભાઈ છે. આપનો નસબનામું આશરે ૨૯ કે ૩૦ વાસ્તાઓ થી હઝરત ગૌસુલ આઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ

અલૈહ) થી જઈને મળે છે.

આપની આવલાદમાં બે સાહબઝાદા હતા.

(૧) હઝરત સૈયદ બડામિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

(૨) હઝરત સૈયદ સૈદુમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

હઝરત સૈયદ સૈદુમિયાં કાદરીની નસલથી તેમની ઔલાદ ગામ ટુંડાવમાં ફેલાએલી છે અને આજે પણ મૌજુદ છે.

આપની કરામતોમાં આ કરામત મશહૂર છે કે આપનો આસ્તાનો (મઝારેશરીફ) લોકો માટે ફૈઝનો દરિયો આજે પણ જારી છે, જ્યારે પણ ટુંડાવ ગામમાં દુકાલ નો અંદેશો કે બીજી કોઈ પણ આસ્માની સુલ્તાની આફત આવે છે ત્યારે બસ્તીના લોકો આપના વસીલાથી જે પણ તલબ કરે છે તે મળી જાય છે, અને માયુસ થતા નથી.

આપની વફાત ઈ.સ. ૧૬૦૦ માં ૭મી શવ્વાલમાં થઈ. આપનો ઉર્સ તારીખ ૬-૭ શવ્વાલના દિવસે ઘણી શાનો શૌકતથી મનાવાય છે. **આપનો મઝારેશરીફ ટુંડાવ ગામની જામે મસ્જિદના કમ્પાઉન્ડમાં છે.**

## (૨૦) હઝરત સૈયદ નિઝામુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

(જુના મોભા, તા. પાદરા, જિ. વડોદરા)

આપ ખાનકાહ મોહલ્લા વડોદરામાં રહેતા હતા.

**આપનો મઝારેશરીફ :- આપનો મઝારેશરીફ પાદરા તાલુકાના જુના મોભા ગામ ને બહાર ખેતરમાં એક ઝાડ નીચે એક નાના મૈદાનમાં છે.** આપને 'દાતણિયા પીર' ના નામે લોકો ઓળખે છે. દાતણ (મિસ્વાક) ઝમીનમાં બોયો અને તે મિસ્વાક મોટો થઈને એક ઝાડ થઈ ગયો, આપની આ કરામતને લીધો લોકો આપને દાતણિયા પીર તરીકે ઓળખે છે.

**આપની ઔલાદ :-** આપકા સાહબઝાદાનું નામ સૈયદ અહમદમિયાં સાહબ હતા.

આપની શાદી આપના મોટા બાપા (બડે અબ્બા) હઝરત સૈયદ અઝીમુદ્દીન કાદરી આંકલાવીની સાહબઝાદી થી થઈ, જેમનું નામ સૈયદહ સુલ્તાનાબાનુ હતા. આપના બતનથી પાંચ સાહબઝાદા પૈદા થયા.

(૧) સૈયદ મોહ્યુદ્દીન છે.
આપના બે સાહબઝાદા થયા.
(૧) હઝરત સૈયદ સિરાજુદ્દીન અને
(૨) હઝરત સૈયદ જમાલુદ્દીન થયા.
(૨) સૈયદ કમરૂદ્દીન - (મુકામ અડાસ, તા. આણંદ)
(૩) સૈયદ યાસિનમિયાં - (મુ. ગોધરા, જિ. પંચમહાલ)
(૪) સૈયદ ફૈઝુદ્દીનમિયાં - (મુ. ગોધરા, જિ. પંચમહાલ)
(૫) સૈયદ નનામિયાં - (ઉમેટા, આપની ઔલાદ સાવલીમાં છે.)

## (૨૧) હઝરત સૈયદ મહમૂદમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

(મુ. કરચીયા, તા. સાવલી, જિ. વડોદરા)

**આપની પૈદાઈશ :-** ટુંડાવ ગામમાં હઝરત સૈયદ મુહમ્મદ અહમદમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના મુબારક મકાનમાં થઈ. આ મકાન ટુંડાવ ગામમાં ચૌહાણ મુહલ્લામાં આજે પણ મૌજુદ છે. જેમાં મુસ્લિમ ગરાસિયા રાણા છત્રસિંગ ભાલાવાત અને એમના બાળકો રહે છે, આ મોહલ્લો પહેલાના જમાનામાં સૈયદવાડો હતો.

હઝરત મહમૂદમિયાં ની પૈદાઈશની તારીખ માલુમ ન થઈ પણ ખાનદાનના બુઝુર્ગો કહે છે કે આપની વફાત ૪૫ વરસની ઉમ્રમાં થઈ અને તારીખ ૨૬ ઝિલહજ્જ હિ.સ. ૧૩૩૬ મુતાબિક ઈ.સ. ૧૯૧૬.

આપનું બચપન ટુંડાવ ગામમાં ગુજર્યો અને અહિયાં તાલીમ હાંસિલ કરી અને દીની તાલીમ કુર્આન શરીફ અને ઝરૂરી મસાઈલની કિતાબો ખાનદાની બુઝુર્ગોથી પઢી. આપ જુવાન થયા અને શાદી કરી. શાદી કર્યા પછી આપની ઝિન્દગીની કાયા પલટ થઈ, આપે ઈલ્મે ઝાહીરી અને બાતિની હાંસિલ કરવા માટે ભરૂચ શહેરના મશહૂર દારૂલઉલુમમાં દાખલ થઈ આલિમ બન્યા. આ દારૂલઉલુમ જેને હઝરતશાહ વજીહુદ્દીન અલવી ગુજરાતી (રહ્મતુલ્લાહ અલૈહ) ના શાર્ગીદ હઝરત અલ્લામા મૌલાના ઈસ્હાક સાહેબે હિ.સ. ૧૦૨૫, ઈ.સ. ૧૯૧૨ માં કાયમ કર્યો હતો અને ઈ.સ. ૧૯૨૧ માં બંધ થઈ ગયો હતો. આ મદ્રસો આજે પણ કોટ પારસીવાડ મુહલ્લામાં ઈસ્હાકીયા બોર્ડીંગ ના નામે મશહૂર છે.

**આપકી શાદી :-** આપની શાદી જિ. આણંદ ના નાપાડ ગામ ના કાદરી સૈયદ મીર સાહબમિયાં (રહ્મતુલ્લાહ અલૈહ) ની સાહબઝાદી સૈયદા ઝૈનબ બીબી કાદરી ઉર્ફે બડી અમ્મા સાહેબા સાથે થઈ.

**આપનો વિસાલ :-** હિ.સ. ૧૩૩૬ મુતાબિક ૨૯ ઝિલ-હજ્જ ના રોજ વફાત થઈ. આપનો મઝારેશરીફ કરચીયા ગામ ના કબ્રસ્તાનમાં છે.

આપનો મઝારેપાક બગદાદશરીફમાં છે.

## (૨૨) હઝરત સૈયદ અઝીમુદ્દીન મહમૂદ નૂરૂલ્લાહ કાદરી નવસારવી સુમ્મા બળોદવી (રહ્મતુલ્લાહ અલૈહ) (વડોદરા)

**નામ :-** સૈયદ અઝીમુદ્દીન મહમૂદ નૂરૂલ્લાહ કાદરી

આપ હઝરત ગૌસુલઆઝમ અબ્દુલકાદિર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) ની પચ્ચીસમી પેઢીએ છે. આપનું પેઢીનામું (નસબ) નીચે મુજબ છે :-

પીરે તરીકત સૈયદ અઝીમુદ્દીન મહમૂદ નુરૂલ્લાહ કાદરી, ઈબ્ને મૌલાના મુહમ્મદમિયાં, ઈબ્ને અમીરૂદ્દીન, ઈબ્ને મુઈનુદ્દીન, ઈબ્ને અઝીમુદ્દીન, ઈબ્ને જાફર, ઈબ્ને જલાલુદ્દીન, ઈબ્ને શરીફમિયાં, ઈબ્ને મુર્તુઝામિયાં, ઈબ્ને નઝરૂલ્લાહમિયાં, ઈબ્ને યાહ્યા, ઈબ્ને અહમદ, ઈબ્ને શરફુદ્દીન, ઈબ્ને નુરૂદ્દીન, ઈબ્ને અલાઉદ્દીન, ઈબ્ને યુસુફ, ઈબ્ને કમાલુદ્દીન, ઈબ્ને ઝહીરૂદ્દીન, ઈબ્ને સૈફુદ્દીન, ઈબ્ને ઝહીરૂદ્દીન, ઈબ્ને અહમદ, ઈબ્ને શમ્સુદ્દીન, ઈબ્ને અબ્દુલવહહાબ, ઈબ્ને હઝરત સૈયદ અબ્દુલ કાદિર જીલાની ગૌસુલઆઝમ દસ્તગીર હસની, હુસેની (રહ્મતુલ્લાહ અલૈહ)

**પૈદાઈશ :-** આપ હિ.સ. ૧૩૪૫, ઈ.સ. ૧૯૩૦ માં પૈદા થયા.

**વફાત :-** આપની વફાત હિ.સ. ૧૪૦૯, ઈ.સ. ૧૯૯૨ માં થઈ. આપની વફાત તારીખ **"વિસાલે ફખ્રે આરેફાં"** ઉપરથી નીકળે છે અને પૈદાઈશ તારીખ **"રોશનીએ ચશ્મે દિલે આરેફાં"** ઉપરથી નીકળે છે.

**આપના હાલાત :-** આપ કાદરી ખાનદાનમાં પૈદા થયા અને આપ પણ હઝરત ગૌસુલઆઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ) ના નકશે કદમ ઉપર ચાલતા હતા. આપે દિને ઈસ્લામની ઘણી સેવા કરી અને લોકોને નમાઝની તાકીદ કરવાનું ફરમાવતા હતા. આપે પોતાની ઝિંદગી મુરિદોને રાહે હક્ક પર ચાલવા માટે

વકફ કરી દીધી હતી અને હંમેશા પોતાના મુરિદોનો ખયાલ રાખતા હતા. આપની ખાનકાહથી કોઈપણ માયુસ ન જાય તેનું આપ ખાસ ધ્યાન રાખતા હતા. આપ પોતાના મુરિદોને ઈસ્લામી શરીઅત ઉપર ચાલવાની તાકીદ કરતા હતા.

આપના પરદા થયા પહેલા આપે પોતાના મોટા સાહબઝાદા હઝરત સૈયદ મુઈનુદ્દીન ઉર્ફે મુઈન બાબા કાદરીને ખર્કએ ખિલાફત આપી અને ખિલાફતની ગાદી એ બેસાડ્યા.

હઝરત સૈયદ મુઈનુદ્દીન કાદરી ઉર્ફે મુઈન બાબા પોતાના વાલિદની જેમ પોતાના મુરિદોની રૂહાની ઈસ્લાહ અને તર્બીયત કરવા અનથક મહેનત કરી રહ્યા છે અને સજ્જાદગીનો હક્ક પુરી તરફ અદા કરી રહ્યા છે.

**આપનો મઝારે શરીફ :-** વડોદરામાં બાવામાન ના કબ્રસ્તાનમાં ઘણો આલીશાન મઝારેશરીફ છે.

## (૨૩) હઝરત મુનવ્વર શાહ

**(રહમતુલ્લાહ અલૈહ) (ધમણાદ - તા. આમોદ)**

હિ.સ. ૬૯૭ માં બગદાદથી હિન્દુસ્તાન આવેલા કાદરીયા સિલસિલાના આ બુઝુર્ગનું નામ મુનવ્વર આલમ ઉર્ફે મુનવ્વરશાહ છે. આમોદ તાલુકાના ધમણાદ ગામે આપનો મઝારેશરીફ આવેલો છે. હાલમાં એ ગામમાં ફક્ત એક જ ઘર સૈયદનું છે, બીજી તમામ વસ્તી બિન મુસ્લિમોની છે, ખાસ કરીને રાજપુતોની.

**આપની વફાત :-** હિ.સ. ૭૯૨ ના શવ્વાલ મહીનાની ૮ મી તારીખે થયો છે. ઈ.સ. ૧૩૮૯.

આપનો ઉર્સ ભરૂચના સૈયદ ખાનદાનના લોકો જે ધમણાદમાં છે, તેમના તરફથી ૮ મી શવ્વાલના રોજ થાય છે.

(બઝમે બુઝુર્ગાને ભરૂચ, ગુજરાતી, પાનું. ૯૯)

## (૨૪) હઝરત સૈયદ અલી બગદાદી કાદરી

(રહમતુલ્લાહ અલૈહ) (ભરૂચ)

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "સૈયદઅલી" છે. આપના વાલીદે બુઝુર્ગવારનું ઈસ્મેગીરામી હઝરત સૈયદ અહમદ (રહમતુલ્લાહ અલૈહ) છે. આપ મૂળ બગદાદ શહેરના વતની હતા, માટે "બગદાદી" કહેવાય છે.

આપ સિલસિલએ કાદરીયાહમાં મુરીદ હતાં અને ખિર્કએ ખિલાફત હાસિલ કરી હતી. આપનો સમયગાળો હી.સ. ની ૯ મી સદીનો ગણાય છે.

**હાલાતે ઝીંદગી :-** એક નોંધ મુજબ આપે ગરીબો-મીસ્કીનો માટે લંગરખાનું ખોલ્યું હતું. આ લંગરખાનામાં આપ દરેકને એક ટંક જમાડતા હતાં. ઘણીવાર આપ મીસ્કીનોને પોતાના હાથે પીરસ્તા હતા, તેઓ સાથે જમવા પણ બેસી જતા હતાં. આપ ફરમાવતા હતાં કે, "લોકોને ખવડાવવામાં મને જે ખુશી થાય છે, એવી ખુશી મને બીજા કોઈ કાર્યમાં થતી નથી."

**વિસાલ અને મઝારેપાક :-** આપનો વિસાલ ૧૧મી સફરે થયો હતો. **આપનો મઝાર ભરૂચ ખાતે લાલબઝાર, ગુલીયારવાડમાં આવેલો છે.**

## (૨૫) હઝરત સૈયદ અબ્દુલહલીમ કાદરી (ભંડારી)

(રહમતુલ્લાહ અલૈહ) (અંકલેશ્વર)

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "અબ્દુલહલીમ" છે. આપના વાલીદે બુઝુર્ગવારનું નામ સૈયદ મુસ્તફા કાદરી (રહમતુલ્લાહ અલૈહ) છે. આપ હુસૈની સાદાત છે. આપનો સિલસિલએ નસબ હુઝુર સરકાર ગૌષે આઝમ સૈયદ અબ્દુલકાદીર જીલાની (રદીયલ્લાહો અન્હો) ને જઈ મળે છે.

**ઈરાદત અને ખિલાફત :- આપ હઝરત પોતાના વાલીદે બુઝુર્ગવારથી જ બયઅત કરીને મુરીદ બન્યા હતા** અને કાદરી સિલસિલાના ઝીકો-અઝકાર તથા સુગલોને પુરો કરીને સિલસિલાની ખિલાફત હાસિલ કરી હતી.

આપ હંમેશા ઝિક્ર, રીયાઝત અને મુજાહેદામાં મશગુલ રહેતા હતાં. આપની ગણના તે વખતના મશહૂર મશાઈખોમાં થાય છે.

**આપની કરામતો :-** આપ ઘણાં જ મહાન સાહેબે કશ્ફો-કરામત અને સાહેબે તસર્રુફ શખ્સ હતા. આપની કરામતો કિતાબ "તઝકીરતુલઔલિયા, બરકાતુલઔલિયા અને સિયરુલઔલિયા" માં નોંધાયેલી છે.

શહેનશાહ જહાંગીરે બુર્હાનપુરથી ગુજરાત તરફ પ્રયાણ કર્યું ત્યારે અંકલેશ્વરખાતે શાહ અબ્દુલહલીમ (રહ્મતુલ્લાહ અલૈહ) ની મુલાકાત લીધેલી. શહેનશાહ જ્યારે મળવા માટે આપની ખાનકાહ શરીફ પર આવ્યો ત્યારે હુજરામાં પ્રવેશવાનો દરવાજો સાંકડો જોઈને ખચકાયો. શહેનશાહનો આ ખંચકાટ આપ પોતાના કશ્ફ વડે જાણી ગયા એટલે આપે દરવાજા તરફ આંગળી ચીંધતાં તે ઘણો મોટો બની ગયો. હુજરો પણ પહોળો અને પ્રકાશીત થઈ ગયો. હઝરતની આ કરામત જોઈને શહેનશાહ ઘણો જ મુતાસ્સીર થયો. પછી શહેનશાહ પોતાના સાથીદારો સાથે હુજરામાં પ્રવેશ્યો અને આપના દીદાર વડે મુશર્રફ થયો. હઝરતને ખાનકાહના નિભાવ માટે તેણે કેટલાક ગામો ભેટ ધર્યા.

સુરત જીલ્લાના તડકેશ્વર ગામના રહીશ જનાબ **ઈસ્માઈલ મુહમ્મદ દેસાઈ** ને ત્યાં શહેનશાહ જહાંગીરનું એક ફરમાન સચવાયેલું છે તેમાં હઝરત સૈયદ અબ્દુલહલીમ (રહ્મતુલ્લાહ અલૈહ) ની આ કરામત લખેલી છે.

"શહેનશાહ જહાંગીરે અંકલેશ્વર પાસેની સુખીયા વાવ આગળ (લશ્કર સાથે) પડાવ નાંખ્યો. અહીં આપે કરામત દેખાડી. ફક્ત એકજ દેગમાં ખાણું પકાવડાવીને પૂરા લશ્કરને પેટ ભરી જમાડ્યું. કેટલાકે તો બે બે વખત ખાધું. હઝરતની આ કરામતથી શહેનશાહ ઘણા જ મુતાસ્સીર અને ખુશ થયા. હઝરતના વિશાળ લંગરખાનાના ખર્ચ માટે તેઓને રોકડ રકમ તથા બે ગામ નજરાણામાં આપ્યા."

**વિસાલની સાલ અને આ ફરમાન વચ્ચે તફાવત :-** આ ફરમાન હી.સ. ૧૦૧૭, ઈ.સ. ૧૬૦૮ માં લખાયેલું છે. આ ફરમાનમાંથી સાલ તથા શહેનશાહ જહાંગીરના ગુજરાત પરના હુમલાની તવારીખોએ નોંધેલ સાલ વચ્ચે તફાવત છે. તેમજ "તઝકેરતુલઅન્સાબ" તથા બીજી તવારીખોએ હઝરતના વિસાલની સાલ ૧ લી રજ્જબ હી.સ. ૧૦૦૫ લખેલ છે. આ શાહી ફરમાન ખરુ હોય તો આપના વિસાલની સાલ ખોટી પૂરવાર થાય છે. આ એક વિચારવા લાયક બાબત છે.

**આપનો મઝારેપાક :-** કેટલાક લોકો હઝરત શાહ અબ્દુલહલીમ

(રહમતુલ્લાહ અલૈહ) ને શાહ અબ્દુલહલીમ ભંડારી તરીકે સંબોધે છે. આપનો મઝારેપાક અંકલેશ્વર કસ્બામાં આવેલો છે. આપના મઝારેપાક પર લાકડાની છત્રી છે, જે ગુજરાતના સુબા મુર્તઝાખાન બુખારીએ બનાવડાવેલી છે.

## (૨૬) હઝરત સૈયદ શાહ હાજી ખાકસાર કાદરી લંકાપતી

(રહમતુલ્લાહ અલૈહ) (હાંસોટ, જિ. અંકલેશ્વર)

આ બુઝુર્ગ કાદરીયા સિલસિલાના દખ્ખન તરફથી આવેલા જણાય છે. આપની ખિલાફતનો સિલસિલો ૧૮ વાસ્તાથી હઝરત પીરાનપીર દસ્તગીર અબ્દુલ કાદીર જીલાની (રહમતુલ્લાહ અલૈહ) થી મળે છે. 'સાહેબે મકાશીફા' એ લખ્યું છે કે :- હઝરત ગૌસે સમદાની મહબૂબે સુબહાની અબ્દુલ કાદીર જીલાની (રહમતુલ્લાહ અલૈહ) ઔલાદમાંથી સૈયદ અબ્દુલ કાદીર યુસુફ ષાની (રહમતુલ્લાહ અલૈહ) ઈબ્રાહીમ આદિલશાહ (હી.સી. ૯૪૦ થી ૯૬૫) ના વખતમાં બગદાદથી બીડર (બીજાપુર દખ્ખન) આવ્યા અને ત્યાં રહ્યાં. તેમના પૌત્ર હઝરત સૈયદ અબુલ હસન કાદરીએ (વફાત હી.સ. ૧૦૪૫) અને બીજા પૌત્ર હઝરત સૈયદ મુસ્તુફા કાદરીએ (વફાત હી.સ. ૧૦૫૪) બીજાપુરમાં રહેવાનું પસંદ કર્યુ. આપના નવાસા હઝરત સૈયદ મહમૂદશાહ અહમદશાહ બુખારી (મહમૂદ ખુશદેહન) એ પોતાના નાના હઝરત અબ્દુલ કાદીર ષાનીથી ખિલાફત મેળવી હતી.

'લતાઈફે કાદરીયા' માં જણાવ્યું છે કે આપની ઔલાદ મોજે ગુમરાશી તા. સીધનપોરમાં વસી છે. હઝરત મહમૂદ બુખારીએ હઝરત મહમૂદ ખુશદેહનથી ખિલાફત મેળવી, તેમનાથી હઝરત સૈયદશાહ દિવાનશાહે (મલિક હુસેન) ખિલાફત મેળવી, તેમનાથી હઝરતશાહ બાદલીશાહએ ખિલાફત મેળવી, તેમનાથી હાજી ખાકસાર લંકાપતિ (રહમતુલ્લાહ અલૈહ) એ ખિલાફત મેળવી.

હઝરત દિવાનશાહ (રહમતુલ્લાહ અલૈહ) અલી આદીલશાહના દિવાન હતા અને તેઓ ૧૭ વર્ષ સુધી દિવાન રહ્યા અને અલી આદિલશાહ પુખ્તવયના થયેથી આપે વિઝારત છોડી ઝોહદ અને તકવા અખત્યાર કર્યા અને ઈસ્લામાબાદ (ભીવંડી, મહારાષ્ટ્ર) આવી ત્યાં પોર્ટુગીઝો પાસેથી આપે તળાવ જીતી લઈ તેનું નામ નસરૂલ્લાહ તળાવ રાખ્યું. એના કિનારેજ આપનું મદફન છે. આલીશાન

મઝાર અને વિશાલ કમ્પાઉન્ડ છે. હઝરત બાદલીશાહ માટે કોઈ માહિતી મળી નથી જેથી ભિવંડી જઈ ત્યાં દિવાનશાહ (રહમતુલ્લાહ અલૈહ) ના મઝાર પર તથા ત્યાંના શહેર કાઝી સાહેબને ત્યાં તપાસ કરતાં કોઈ લેખીત ખબર મળી નહીં પરંતુ મઝારના વિશાળ કંપાઉન્ડના એક ખુણે છોબંધ ઉંચા ઓટલા ઉપર એક પાકી કબર છે જે આપના કોટવાલની કબર કહેવાય છે તે કદાચ હોઈ શકે.

હાજી સાહેબના મઝાર ઉપર ભૂત-પ્રેત-જીન્નાતવાળા તથા બીમાર શીફા પામે છે. ૧૯૧૮ ઈ.સ. માં મેં મારી આંખે જોઈ, એક જીન્નાતવાળાની હાજરી સાંભળી છે.

'ગુલઝારે સાદિક' નામની એક નાની કિતાબમાં જનાબ બશીરૂદ્દીન અહમદ ઈબ્ને સૈયદ ઈમામુદ્દીન ગુલશન આબાદી (નાસીક) જણાવે છે કે હઝરત સાદીક શાહ હુસેની સરમસ્ત (રહમતુલ્લાહ અલૈહ) ના પહેલા ખલીફા હઝરત સૈયદ હુસેન બાલ બીરહેના હતા અને બીજા ખલીફા હઝરત શાહ ખાકસાર કોહ લંકાપતિ (રહમતુલ્લાહ અલૈહ) દુરવેશ બા ખુદા મસ્ત જાતે કિબ્રિયા મોટા સૈયાહ હતા. પીરના કદમ બ કદમ રિયાઝત અને નફસકશીમાં જીવન પસાર કરતા હતાં. જીઝબની હાલતમાં મસ્તાનાવાર ક્યાંથી ક્યાં પહોંચી યાદે ઈલાહીમાં વાસીલ થયા. (ગુજરી ગયા)

હઝરત સાદિકશાહ શહેનશાહ શાહજહાંના સમયમાં હતા અને ૨૦૦ વર્ષની ઉંમરે ૧૦૪૯ હી.સ. માં નાસીકમાં વફાત પામ્યા. તેમના બીરાદરે તરીકત બાવા પ્યારે (રહમતુલ્લાહ અલૈહ) વફાત હી.સ. ૯૮૬ માલસરમાં અને બાબામાન ચિશ્તી (રહમતુલ્લાહ અલૈહ) વડોદરામાં હતા. વડોદરામાં તપાસ કરતાં લેખકને હાંસોટના ખાકસાર (રહમતુલ્લાહ અલૈહ) બાબત કોઈ હકીકત ત્યાં મળી નથી.

ઉપર જણાવેલા ખાકસારના નામમાં હાજી અને સૈયદ નથી. પણ તેમાં કોહ લંકાપતિ છે જે હાંસોટમાં મદફન ખાકસારના નામમાં નથી. વળી ઉપરના ખાકસારના નામમાં હાજી અને સૈયદ નથી. સૈયદ હુસેન બાલ બીરહેના સુફી સરમદ હૈદરાબાદીના મુરીદ હોવાનું મહબૂબે ઝુલમીનન પાના ૨૯૭ માં જણાવ્યું છે અને તેમની વફાત હી.સ. ૧૦૬૪ માં થઈ છે (ગોલકોંડા) અને તે પછી હાજી ખાકસાર લંકાપતિનું હાંસોટમાં અવસાન થયું છે. ખિલાફતના સીલસીલામાં પણ ફેર છે. ખાકસાર ઘણા થયા છે. દાખલા તરીકે હઝરત દીવાનશાહ (રહમતુલ્લાહ

અલૈહ) ના મઝારના કમ્પાઉન્ડમાં ભીવંડીમાં પણ એક ખાકસારનો મઝાર છે. કોહ ઓરંગાબાદમાં એક ખાકસારનો મઝાર છે. સાગરમાં શાહમીરાનજી સમશુલઉશાક ચિશ્તી બીજાપુરીના ખલીફા અને મુરીદ સુફી શાયર મીરઝા ફસીહુદ્દીન અલ મઅરૂફ બાબા સંજલ ખાકસારનો મઝાર છે. એટલે ખાકસારીયત તરીકામાં જીવન ગુજારનારાઓ ઘણા હશે.

આ બુઝુર્ગ સૈયદ શાહ હાજી સાહેબ સેલાની જીંદા પીરના નામથી સંબોધાય છે. આપ પ્રચારક તરીકે દેશ દેશ ફરી છેવટે લંકાથી મહારાષ્ટ્રમાં આવ્યા હશે, જેથી સાહબ સૈલાની અને લંકાપતિ તરીકે બોલાય છે. મહારાષ્ટ્રમાં પતિ શબ્દ વાળા અગર ધારણકર્તા તરીકે બોલાય છે જેમકે છત્રપતિ, સેનાપતિ વિગેરે. સૈયદશાહ હાજી ખાકસાર (રહ્મતુલ્લાહ અલૈહ) ની રહેલત પછી તેમને તેમના હુઝરામાં દફન કરેલા, જે હુઝરાને હાલ તેમના ખિદમતગાર અહમદ ઉમરશાહે નવેસરથી મરામત કરી બંધાવેલો છે.

એમની વફાતના ૧૩ વર્ષ પછી જ્યારે મરાઠા રાજ્યકર્તા રાજારામનો સમય આવ્યો ત્યારે એમના ખિદમતગાર અલીશાહે તેને આ બુઝુર્ગની હકીકત કહેવાથી તેણે હાલનું ગુંબદ બંધાવેલું અને તેમાં આપના જસદ મુબારકને મદફનની જગ્યાએથી કાઢી ગુબંદમાં દફનાવેલું. મરાઠા રાજવી રાજારામ શિવાજી મહારાજાની બીજી સ્ત્રીનો પુત્ર સંભાજી પછી ઈ.સ. ૧૬૮૯ માં ગાદીએ આવ્યો અને ૧૭૦૦ ઈ.સ. માં મરણ પામ્યો (એટલે ૧૧૦૧ થી ૧૧૧૨ હી.સ. સુધી), જેમાંથી ૧૩ વર્ષ બાદ કરતાં હઝરત લંકાપતિ (રહ્મતુલ્લાહ અલૈહ) ૧૦૮૮ થી ૧૦૯૯ હી.સ. વચ્ચે થયું હોવાનું જણાય છે. આ તારીખ પણ ખીલાફતથી મળતી આવે છે. કારણ કે હઝરત અબ્દુલ કાદીર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) ની ઔલાદમાંથી હઝરત અબ્દુલકાદીર ષાની (રહ્મતુલ્લાહ અલૈહ) ની વફાત ૯૪૦ હી.સ. માં બીડરમાં થઈ છે. તેમના ખલીફા તેમના નવાસા શેખ મહમૂદશાહ અહમદશાહ બુખારીની વફાત હી.સ. ૯૬૫ માં બીજાપુરમાં થઈ છે. તેમના ખલીફા મહમૂદ બુખારી (રહ્મતુલ્લાહ અલૈહ) ની વફાત હી.સ. ૧૦૭૧ માં બીજાપુરમાં થઈ છે અને તેમના ખલીફા હઝરત દિવાનશાહ (રહ્મતુલ્લાહ અલૈહ) ની વફાત હી.સ. ૧૦૭૬ માં ભીવંડીમાં થઈ છે. એટલે ઉપલી વફાતની સાલ મળતી આવે છે.

આપના હાથે લખેલાં કુર્આને પાકનો નુસખો હાલમાં મોજુદ છે તેના

છેલ્લા પાના ઉપર આપની હકીકત લખેલી હતી જે નુરીપીર લઈ ગયા છે, એમ ઉમરશાહે (ખીદમતગાર) કહ્યું હતું. તપાસ કરી નુરીપીર હઝરત નુરમુહમ્મદ અજમેરી ઉર્ફે નુરીપીર અવસાન ૧૨૯૧ હી.સ. માં પરેલ (મુંબઈ) માં થયું છે અને મુંબઈમાં મદફન થયું ત્યાં જઈ તપાસ કરતાં ત્યાંના સજ્જાદા નશીનથી કોઈ હકીકત મળી નથી.

એક ફારસી લખાણ મુજબ હઝરત લંકાપતી (રહમતુલ્લાહ અલૈહ) પોતાની હયાતીમાં હઝરત અલીશાહને દસ્તાર આપી પોતાનો ખિદમતગાર બનાવ્યો. તેમણે ૨૫ વર્ષ સુધી હઝરત લંકાપતી (રહમતુલ્લાહ અલૈહ) ની હયાતીમાં ખિદમત ગુજારી કરી અને ૧૩ વર્ષ સુધી દફન થયા પછી ખિદમત કરી હતી. તે હુજરાની, ઝાડુવાળી દીવાબત્તી કરી અને પોતાની હયાતીમાં મુજાવરી પોતાના છોકરા ભીખનશાહને આપી જેથી દરગાહમાં જે સજરો છે તેમાં હઝરત અલીશાહને બદલે હુસેનશાહ લખેલુ છે, તે ઉણપ જણાય છે. હુસેનશાહ ભીખનશાહનો દીકરો અને તે પછી બીજા અને પછી ગુલાબશાહ તે પછી મુહમ્મદશાહ અને ઉમરશાહ અને તે પછી હાલના મુજાવરનો સીલસીલો ચાલે છે.

મુજાવરી અને દરગાહના વહીવટ માટે સરથાણ, તેલવા, અંભેટા, અને કુડાદરા ગામોમાં કેટલીક જમીનો હતી જે વેચાઈ ગઈ છે.

(૧) મહેબુબઝીલમીનન પાના ૯૪, ૯૬ (૨) બરકાતુલ ઓલીયા પાના ૪૫ (૩) તઝકેરતુલ અનસાબ પાના ૪૪ (૪) ગુલઝારે સાદીક અને બીજી કિતાબો (૫) ફારસી હાથે લખેલી નોંધ અને જાત માહિતી.

(તારીખે બુઝુર્ગાને ભરૂચ, ગુજરાતી, પાનું ૯૦)

## (૨૭) હઝરત સૈયદ અબ્દુર્રહીમ બગદાદી કાદરી

(રહમતુલ્લાહ અલૈહ) (સુરત)

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ અબ્દુર્રહીમ છે. આપ હઝરતનો સિલસિલએ નસબ (વંશાવળી) પંદરમી પેઢીએ હુઝુર પીરાને પીર દસ્તગીર સૈયદ અબ્દુલકાદીર જીલાની (રદીયલ્લાહો અન્હો) ને જઈ મળે છે.

**નસબનામું :-** આપ હઝરતની વંશાવળી (નસબનામું) આ મુજબ છે :- હઝરત સૈયદ અબ્દુર્રહીમ કાદરી બિન સૈયદ ખલીલ બિન સૈયદ અબ્દુર્રહીમ બિન સૈયદ નાસીર બિન સૈયદ હુસૈન બિન સૈયદ અબ્દુલકાદીર બિન સૈયદ અબ્દુર્રઝઝાક બિન સૈયદ મહમૂદ બિન સૈયદ ફરજુલ્લાહ બિન સૈયદ મહમૂદ બિન સૈયદ અલી બિન સૈયદ અહમદ બિન સૈયદ શૈખ અબુબકર અબ્દુર્રઝઝાક બિન હઝરત સૈયદ અબ્દુલકાદીર જીલાની-બગદાદી (રીદવાનુલ્લાહે તઆલા અલયહીમ અજમઈન).

**ઈરાદત અને ખિલાફત :-** આપ [illegible] ખાનકાહે ગૌષેઆઝમ દસ્તગીર (રદીયલ્લાહો અન્હો) ના સજ્જાદાહનશીન હઝરત સૈયદ સાલેહ બગદાદી (રહમતુલ્લાહ અલૈહ) ના મુરીદ બન્યા હતા અને ખિલાફત હાસિલ કરી હતી.

**સુરતમાં તશરીફ આવરી :-** આ યુવાન વયમાં હી.સ. ૧૨૨૨ માં સુરત આવીને વસ્યા. આપ હઝરત સુરત ખાતે તશરીફ લાવ્યા ત્યારે પહેલા શહેરની બહાર સૈયદ અશરફી ઉર્ફે હઝરત પીર સૌદા (રહમતુલ્લાહ અલૈહ) ના તકિયામાં કયામ કર્યો હતો. સૌદાગરવાડના પટની સુન્ની જમાઅતના કેટલાક આગેવાનોના આગ્રહથી આપ હઝરત સુરતમાં મુગલીસરાય લત્તામાં તશરીફ લાવ્યા.

**હાલાતે ઝીંદગી :-** તઝકીરતુસ્સાલેહીન માં લખ્યું છે કે, પટનીઓની પડતીનું કારણ આપ હઝરતની દીલ આઝારી હતી. આપ હઝરત નમાઝના પાબંદ હોઈ એવા જ શખ્સને પોતાનો હાથ ચુમવા દેતા હતાં.

એકવાર એક હાસીદ-અદેખા શખ્સની શરારતના કારણે આપ હઝરતને અદાલત સામે હાજર થવું પડ્યું હતું. પરંતુ, મુન્સિફ જજ આપને જોતાં જ ઘણો મુતાસ્સીર (પ્રભાવીત) થઈ ઊઠયો અને આપને પોતાની નજદીક બેસાડયાને વાતથી વાકિફ થઈને માન સહીત આપ હઝરતને અદાલતથી વિદાય કર્યા.

**વિસાલ અને મઝારેપાક :-** આપે ૭ મી જમાદીયુલઅવ્વલ હી.સ. ૧૨૪૭ મતાબીક ઈ.સ. ૧૮૩૧ માં વિસાલ ફરમાવ્યો. સુરતના ચલબ્બી કબ્રસ્તાનમાં આપ હઝરતની મદફનગાહ છે. સચીનના નવાબ સીદી ઈબ્રાહીમખાન આપના પ્રત્યે પૂરી અકીદત ધરાવતા હતા. તેઓએ આપ હઝરતના મઝાર પર રોઝો બંધાવ્યો છે.

**ઔલાદ અને સજ્જાદાનશીન :-** આપ હઝરતના ચાર સાહેબઝાદા હતા. જે પૈકી ત્રીજા સાહેબઝાદા સૈયદ અબ્દુર્રઝ્ઝાકનો મઝાર આપ હઝરતના મઝારની જમણી બાજુએ છે. જેઓનો વિસાલ ૧લી શવ્વાલ હી. ૧૩૦૦ મુતાબીક ઈ.સ. ૧૮૮૩ માં થયો હતો.

આપના ચોથા ફરઝંદ હઝરત સૈયદ અલી મસ્તાન (રહ્મતુલ્લાહ અલૈહ) કે જેઓનો વિસાલ ૨૯ રજ્જબ હી.સ. ૧૩૧૨, મુતાબીક ઈ.સ. ૧૮૯૪ માં થયો, તેઓનો મઝાર હઝરત હાજી મુહમ્મદ તકરૂરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના મઝાર પાસે છે. કહેવાય છે કે ઈ.સ. ૧૮૮૯ માં બુર્હાનપુરી ભાગલ ઉપર ભયંકર આગ લાગી હતી. આગ રાણી તળાવ તરફ આગળ વધી રહી હતી. આ જોઈને કેટલાક પટની જમાઅતના સજ્જનોએ આપ હઝરતને રાણી તળાવ લત્તાની સલામતી માટે દુઆ કરવા વિનંતી કરી. આપ હઝરત ચાંદશહીદની મસ્જિદના એક છાપરા પર ચડી ગયા અને જે દિશામાં આગ ભભુકી રહી હતી તે તરફ પાણીના છાંટા માર્યા, આગ આગળ વધતી અટકી ગઈ.

આપ હઝરતના ફરઝંદ હઝરત સૈયદ અબ્દુલકાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના બે ફરઝંદ હતાં (૧) હઝરત સૈયદ અબ્દુર્રહીમ ઉર્ફે સૈયદ સયદુમીયાં અને (૨) હઝરત સૈયદ હસન. હઝરત સૈયદ સયદુમીયાં સાહેબની શાદી સચીન શહેરના નવાબ સીદી અબ્દુલ કરીમની સાહેબઝાદી સાથે થઈ હતી. હઝરત સૈયદ સયદુમીયાં જેઓ ખાનકાહે આલીયાહના સજ્જાદાનશીન હતા તેઓનો વિસાલ ૭ જમાદીયુલઅવ્વલ હી.સ. ૧૩૨ (મુતાબીક ૧૭ મે ઈ.સ. ૧૯૧૦ ના રોજ થયો. જ્યારે હઝરત સૈયદ હસન (રહ્મતુલ્લાહ અલૈહ) ૧૯ રબીઉલ આખર, હી. ૧૩૧૬ મુતાબીક ઈ.સ. ૧૮૮૯ માં વિસાલ પામ્યાં. હઝરત સૈયદ હસનની મદફનગાહ તેઓના કાકા હઝરત સૈયદ અલી સાહેબ (રહ્મતુલ્લાહ અલૈહ) ના સિરહાને છે. આપના મઝાર પાસે તેઓના ફરઝંદ હઝરત સૈયદ અબ્દુલ્લાહના કબ્રશરીફ છે, જેઓએ ૧૧, રબીઉલ આખીર હી. ૧૩૩૧ મુતાબીક ૨૦ માર્ચ ઈ.સ. ૧૯૧૩ માં વિસાલ ફરમાવ્યો.

## (૨૮) હઝરત સૈયદ ફતહનૂર સુરતી કાદરી

**(રહમતુલ્લાહ અલૈહ) (સુરત)**

**મુબારક નામ અને વતન :-** આપનું મુબારક નામ "ફતહનૂર" છે. આપનું મૂળવતન પંજાબ છે અને પંજાબથી જ આપ હીજરત કરીને સુરત તશરીફ લાવ્યા અને અહીં દીનની તબ્લીગમાં લાગ્યા.

**સિલસિલએ નસબ :-** આપનો સિલસિલએ નસબ હુઝુર સરકાર ગૌષેઆઝમ દસ્તગીર સૈયદ અબ્દુલ કાદીર જીલાની (રદીયલ્લાહો અન્હો) ને જઈ મળે છે. આપ સાદાતે કાદરીમાંથી છે, તેમજ તરીકતનો સિલસિલો પણ કાદરી છે. આપ પોતાના યુગના મહાન સુફી, આરીફ તથા જૈય્યદ (પ્રખર) આલીમ હતાં.

**આપનો સિલસિલએ નસબ આ મુજબ છે :-** સૈયદ ફતહનૂર બિન સૈયદ અબ્દુર્રહીમ બિન સૈયદ સાલેહ બિન સૈયદ અબ્દુર્રહીમ બિન સૈયદ નુરૂદ્દીન બિન સૈયદ દુર્વેશ બિન સૈયદ હિસામુદ્દીન બિન સૈયદ નૂરૂદ્દીન બિન સૈયદ ઝયનુદ્દીન બિન સૈયદ સરફુદ્દીન બિન સૈયદ મનસુર બિન સૈયદ અબ્દુસ્સલામ બિન સૈયદ વલીયુદ્દીન બિન સૈયદ શમ્સુદ્દીન બિન સૈયદ મુહમ્મદ બિન સૈયદ મુહમ્મદ હત્તાક બિન સૈયદ અબ્દુલઅઝીઝ બિન હઝરત સૈયદ અબ્દુલકાદીર જીલાની ગૌષુલઆઝમ દસ્તગીર (રીદવાનુલ્લાહે અલયહીમ અજમઈન)

**વિસાલ અને મઝારેપાક :-** આપે હી.સ. ૧૨૦૦ મુતાબીક ઈ.સ. ૧૭૮૬ માં વિસાલ ફરમાવ્યો. **આપનો મઝારેપાક સુરત શહેરમાં તાંતવાડા - શાહપુરના નાકે ઝાવિયાહમાં છે.**

**ઔલાદ :-** આપના એક ફરઝંદ સૈયદ મુહયુદ્દીન હતા, જેઓનો મઝારેપાક પણ આજ ઝાવિયાહમાં છે, તેમજ આપના નવાસા મીરઝા અહમદબેગનો મઝાર પણ આ જ સંકુલમાં આવેલ છે.

## (૨૯) હઝરત સૈયદ કુતુબશાહ ફારૂકી કાદરી

**(રહ્મતુલ્લાહ અલૈહ)** **(સુરત)**

**મુબારક નામ અને પરિચય :-** આપના વિશે કિતાબ "બરકાતુલ ઔલિયા" માં લખ્યું છે કે, આપ સુરતના મશહુર મશાઈખે કિરામમાંથી છે, આપ ઘણાં જ સાહેબે કમાલ અને ઉચ્ચ દરજ્જાના બાઅખ્લાક કામીલ ઈન્સાન અને વિલાયતના માલીક હતાં. આપનું મુબારક નામ "કુત્બુદ્દીન" હતું અને મૂળવતન પીરાન પટ્ટન હતું. આપનો સિલસિલએ નસબ (વંશાવળી) અમીરૂલ મોઅમેનીન હઝરત ઉમર ફારૂકે આઝમ (રદીયલ્લાહો અન્હો) ને જઈ મળે છે.

**બયઅત અને તાલીમ :-** આપ હઝરતે ઉચ્ચ પ્રકારની દીની તાલીમ હઝરત મુફતી નસરૂલ્લાહ સાહેબ (રહ્મતુલ્લાહ અલૈહ) થી હાસિલ કરી હતી. **આપ હઝરત શાહ ફઝીલ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના દસ્તે હક્કપરસ્ત પર બયઅત થયા હતાં, તેમજ ખિર્કએ ખિલાફત હાસિલ કર્યો હતો.** આ રીતે આપનો તરીકતનો સિલસિલો કાદરી હતો. જ્યારે નસબની દૃષ્ટિએ 'ફારૂકી' હતા.

**વાઈઝમાં ફૈઝાને ગૌષેઆઝમ :-** આપ હઝરત જૈય્યદ (પ્રખર) આલીમ હોવા ઉપરાંત ઘણા મહાન વાઈઝ (વકતા) હતા. આપના વાઈઝમાં ફૈઝાને ગૌષેઆઝમ (રદીયલ્લાહો અન્હો) જોવા મળતો હતો, આપ ઘણી અસરકારક શૈલીમાં વાઅઝ કરતા હતા જે સાંભળવા હઝારો માણસો દૂર દૂરથી એકઠા થતા હતા. વાઅઝની ઘણી ભારે અસર થતી અને હઝારો માણસો પોતાના ગુનાહોથી તૌબાહ કરતા હતા. આપના એક શાર્ગીદ **હઝરત અહમદમિયાં** કહે છે કે, એકવાર ગામડાનો એક શખ્સ આપ હઝરતનું વાઈઝ સાંભળવા આવ્યો હતો તેના દિલ પર વાઅઝની એટલી હદે અસર થઈ કે તે બે બાળકો બની જંગલ તરફ ભાગ્યો. ચાર દિવસ સુધી તેની કશી ભાળ મળી નહીં પાંચમા દિવસે જાણવા મળ્યું કે તે ઈંતેકાલ કરી ગયો છે.

**આપના શાગીર્દો :-** હઝરત સૈયદ અહમદમીયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) તથા ઉત્તર પ્રદેશના સહસવાનના વતની હઝરત મૌલાના જીલાની સાહેબ (રહ્મતુલ્લાહ અલૈહ) આપના શાગીર્દોમાં ગણાય છે.

**વિસાલ અને રોઝો :-** આપનો વિસાલ ૨૬ મી જમાદીયુલ આખીર હી. ૧૨૧૭ માં થયો. **સુરતમાં મરજાન શામીની મસ્જિદ પાસેની ખાનકાહમાં આપ હઝરતનો મઝારશરીફ છે.**

## '(૩૦) હઝરત સૈયદ મુહમ્મદ મગરિબી કાદરી

**(રહમતુલ્લાહ અલૈહ) (સુરત)**

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "સૈયદ મુહમ્મદ" છે. આપ હઝરત સરકાર ગૌષેઆઝમ દસ્તગીર (રદીયલ્લાહો અન્હો) ની ઔલાદમાંથી સાદાતે કાદરી છે, તેમજ આપનો સિલસિલો પણ કાદરી છે.

**મહાન શાગીર્દ :-** આપ હઝરતના શાગીર્દોમાં સુરતના મહાન કાદરી બુઝુર્ગ હઝરત સૈયદ અબ્દુર્રહીમ બગદાદી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ની ગણના થાય છે.

**વિસાલ અને મઝારેપાક :-** આપે ૧૭ મી ઝીલકઅદ હી.સ. ૧૨૨૮ મુતાબીક ઈ.સ. ૧૮૧૩ માં એકસો વરસની ઉંમરે વિસાલ ફરમાવ્યો. આપનો મઝાર સુરતમાં હઝરત સૈયદ એદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ના મકબરામાં છે.

## (૩૧) હઝરત હબીબશાહ કાદરી

**(રહ્મતુલ્લાહ અલૈહ) (સુરત)**

**મુબારક નામ અને સિલસિલો :-** આપનું મુબારક નામ "હબીબશાહ" હતું. આપ અહમદઆબાદના અગ્રગણ્ય બુઝુર્ગ અને વલી હઝરત શાહ અબ્દુર્રઝ્ઝાક (રહ્મતુલ્લાહ અલૈહ) ના મુરીદ તથા ખલીફા હતા, આપ કાદરી તરીકા વડે પણ ફૈઝયાબ થયા હતાં. ખાસ કરીને આપને કાદરી સિલસિલાનો ફૈઝ હઝરત કાદીરશાહ (રહ્મતુલ્લાહ અલૈહ) તરફથી પ્રાપ્ત થયો હતો.

**હાલાતે ઝીંદગી :-** આપની પાસે હાજતમંદો પોતાની જરૂરતો માટે પધારતા આપ દો-ઝાનુ બેસી નીચે શિર નમાવી લોકોની હાજતો સાંભળતા અને તેઓ માટે દુઆ કરતા હતા. અલ્લાહના ફઝલો કરમથી આપ હઝરતની દુઆમાં એટલી બધી અસર હતી કે લોકોની હાજત પુરી થતી. સુરતના હીંદુ શરાફો-શાહુકારો આપના ભારે અકીદતમંદ હતા, આ શાહુકારો પૈકી લાલા ચુનીલાલ કરીને એક શાહુકાર આપના ખૂબ જ અકીદતમંદ હતાં. દરરોજ ભાત-ભાતનું જમણ હઝરતની ખાનકાહે પહોંચાડતા હતાં. કેટલીકવાર હાજર એવા મહેમાનો અને ફકીરોને લાલા પોતાના હાથે જ જમાડતા. લાલાએ ખંડેરાવપુરામાં એક

મસ્જિદ પણ બંધાવી આપી હતી. તેમજ તેની પાસે જ એક બાગ ખરીદી તેમાં મકાન બનાવડાવી હઝરત હબીબશાહ (રહમતુલ્લાહ અલૈહ) ના કુટુંબીઓને રહેવા માટે આપ્યું હતું. લાલાએ હઝરત હબીબશાહની ખિદમત પેટે એકાદ લાખ રૂપિયાનો ખર્ચ કર્યો હતો. આ ખિદમતના બદલામાં તેની દોલતમાં દિન-પ્રતિદિન વધારો થતો જતો હતો.

**વિસાલ અને મઝારેપાક :-** હઝરત હબીબશાહ કાદરી (રહમતુલ્લાહ અલૈહ) એ ૧૧૦ વરસની લાંબી ઉમ્રશરીફ હાસિલ કરી, માહે શાબાનની ૨ જી તારીખે હી.સ. ૧૨૨૮ મુતાબીક હી. ૧૮૩૧ માં વિસાલ ફરમાવ્યો. સુરતમાં નાનપુરામાં આપનો મઝાર પ્રખ્યાત છે. આપ હઝરતના નામથી અહીં એક મોહલ્લો પણ આબાદ થયેલો છે.



## (૩૨) હઝરત સૈયદ અહમદ ઉર્ફે સૈયદમિયાં કાદરી

**(રહમતુલ્લાહ અલૈહ) (સુરત)**

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "અહમદ" છે. આપ મૂળ પાટણના રહેવાસી હતા. આપ નસ્લથી સાદાતે કિરામના રોશન ચિરાગ છે. હઝરત સૈયદ કુત્બુદીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ) આપના નાના છે.

**ઈરાદત અને ખિલાફત :-** આપ મુરીદ પોતાના નાના હઝરત સૈયદ કુત્બુદીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ) ના છે અને આપે તેઓ પાસે જ તરીકતની તાલીમ હાસિલ કરી સિલસિલએ કાદરીયાહનો સુલુક પૂરો કર્યો અને ખિલાફતનો ખીર્કો હાસિલ કર્યો.

**હાલાતે ઝીંદગી :-** આપ હઝરત પોતાના યુગના મહાન આલીમ તથા અકાબીર શૈખ ગણાય છે. તવક્કલ, ફક્ર, રિયાઝત તથા ઈબાદતમાં ઘણો જ ઊંચો દરજ્જો મેળવ્યો હતો. આપે હઝરત મૌલાના નસરૂલ્લાહ, હઝરત મૌલાના ઝહીરૂદ્દીન અને હઝરત મૌલાના મુહમ્મદ હાદી (રહમતુલ્લાહ અલયહીમ અજમઈન) જેવા મહાન આલીમો પાસેથી દીની તાલીમ હાસિલ કરી.

સુરતની મરજાનશામી મસ્જિદમાં આપ હઝરત દીની તાલીમનો દર્સ આપતા હતા, તેમજ ઈબાદત-રિયાઝત-મુજાહેદાઓમાં આજ મસ્જિદમાં મશ્ગુલ રહેતા હતા. હઝરત સૈયદ મુહમ્મદ હાદી સાહેબના શાગીર્દ તથા ફકીરોના સરદાર

એવા હઝરત દુલાશાહ (રહ્મતુલ્લાહ અલૈહ) ના વિસાલ પછી હઝરત સૈયદ અહમદ ઉર્ફ સૈયદમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ને તેના ગાદીનશીન બનાવવામાં આવ્યા હતા. આપે અહીં એક મુર્શીદે કામીલ તરીકે ઘણી જ સારી ખિદમત અદા કરી, હઝારો લોકો આપના થી ફૈઝયાબ થયા અને હિદાયતનો રસ્તો અપનાવ્યો.

હઝરત મૌલાના શાહ ફતહસાહેબ (રહ્મતુલ્લાહ અલૈહ) પોતાના હજ-સફર નામામાં આપ હઝરતની ખૂબ જ તારીફ ફરમાવી છે.

**વિસાલ અને મઝારશરીફ :-** આપનો વિસાલ ૧૫મી ઝીલહજ્જ હી.સ. ૧૨૫૫ મુતાબીક ઈ.સ. ૧૮૪૦ માં થયો. **આપનો મઝાર સુરતમાં મરઝાન શામી મસ્જિદ પાસે આવેલી ખાનકાહમાં હઝરત શાહ ફઝીલ અને શાહ કુત્બુંદીનના રોઝાની બાજુમાં છે.**

## (૩૩) હઝરત સૈયદ અબ્દુર્રઝ્ઝાક કાદરી ઉર્ફે પીર થપ્પડ

**(રહ્મતુલ્લાહ અલૈહ)** **(સુરત)**

**મુબારક નામ અને પરિચય :-** આપનું મુબારક નામ ''સૈયદ અબ્દુર્રઝ્ઝાક'' છે. આપ હઝરત સૈયદ કુત્બુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના પૌત્ર હઝરત સૈયદ અબ્દુર્રહીમ ઉર્ફ સૈદુમીયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના એક ગાદીનશીન અને ખલીફા છે. આપ પણ સુરતના ઘણા નામવર બુઝુર્ગોમાંથી છે.

**એક કરામત :-** આપ આમ લોકોમાં ''પીર થપ્પડ''ના નામે મશહુર છે. આપ હઝરત ઉપર સદા મસ્તી તારી રહેતી હતી. જ્યારે કોઈ માણસ તાવની ફરિયાદ લઈને હઝરત પાસે આવતો ત્યારે આપ તેને થપ્પડ મારતા, થપ્પડ મારતા વેંત જ તેનો તાવ દૂર થઈ જતો. આપની આ કરામતના કારણે જ આપ લોકોમાં ''પીર થપ્પડ'' ના નામે મશહુર થઈ ગયા છે.

**વિસાલ અને મઝારેપાક :-** આપના વિસાલની તારીખ જાણી શકાતી નથી. **આપનો મઝાર સુરતમાં મરજાનશામી મસ્જિદ પાસેની ખાનકાહમાં છે.**

## (૩૪) હઝરત સૈયદ અબ્દુલકાદીર કાદરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (સુરત)

**મુબારક નામ અને સિલસિલો :-** આપનું મુબારક નામ "અબ્દુલકાદીર" છે. આપ સુરતમાં કાદરીયાહ સિલસિલાના સજ્જાદાનશીન હતા. ઘણાં જ મહાન બુઝુર્ગ અને સાહેબે કશ્ફો કરામત હતા.

**વિસાલ અને મઝારેપાક :-** આપે ૬, જમાદીયુસ્સાની, હી.સ. ૧૨૪૩ માં વિસાલ ફરમાવ્યો. આપનો મઝારશરીફ સુરતના કિલ્લાની સામે ટીંગલી ફળીની મસ્જિદમાં આવેલો છે.

## (૩૫) હઝરત શાહ ફાઝીલ સુરતી કાદરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (સુરત)

**મુબારક નામ અને પરિચય :-** આપનું મુબારક નામ "શાહ ફાઝીલ" છે. આપનું મૂળવતન અહમદઆબાદ છે અને આપ અહમદઆબાદના સુન્ની વ્હોરા કૌમમાંથી હતાં.

**તાલીમ અને બયઅત :-** આપે હઝરત મૌલાના ગુલામમુહમ્મદ બુર્હાનપુરી (રહ્મતુલ્લાહ અલૈહ) થી દીની ઉલુમોની તાલીમ હાસિલ કરી હતી. આપ હઝરત શાહ પીર મુહમ્મદ ઔરંગાબાદી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) થી બયઅત થયા હતા અને કાદરી તરીકાનો સુલુકપૂર્ણ કરીને ખિર્કએ ખિલાફત હાસિલ કરી હતી.

**શજરએ તરીકત :-** આપના પીરો મુર્શીદ હઝરત શાહ પીર મુહમ્મદ ઔરંગાબાદી (રહ્મતુલ્લાહ અલૈહ) છે, તેઓએ શાહબાઝ મલકુતશાહના ખલીફા શાહ ઈનાયતુલ્લાહ સુફી શહીદથી જેઓ સીંધના મીરાંપુરમાં મદફુન છે, જે જગ્યા બૂઝુક નામથી મશહુર છે. આ હઝરત શાહ ઈનાયતુલ્લાહ હઝરત અબ્દુલમલિકના ખલીફા હતા, તેઓએ ખીર્કો હાસિલ કર્યો હતો શૈખ શાહીથી, તેઓએ શાહ બહાઉદ્દીન થી, તેઓએ મખ્દુમ અબુલફતહથી, તેઓએ મખ્દુમ ઈબ્રાહીમથી, તેઓએ શમ્સુદીનથી, તેઓએ બહાઉદ્દીન દૌલતાબાદીથી, તેઓએ અબુલઅબ્બાસ અહમદથી, તેઓએ મીર હસનથી, તેઓએ સૈયદ મુસા કાદરીથી,

તેઓએ સૈયદ અલીથી, તેઓએ સૈયદ મુહમ્મદ બગદાદીથી, તેઓએ સૈયદ હસન બગદાદીથી, તેઓએ સૈયદ મુહમ્મદ ઝુ બગદાદીથી, તેઓએ અબુસાલેહ નસર ફખ્રુદીનથી, તેઓએ સૈયદ અબ્દુર્રઝઝાકથી અને તેઓએ હઝરત ગૌષેઆઝમ દસ્તગીર (રદીયલ્લાહો તઆલા અલયહીમ અજમઈન) થી.

**વિસાલ અને મઝારે પાક :-** હઝરત શાહ ફાઝીલ સુરતી (રહ્મતુલ્લાહ અલૈહ) સુરત આવીને મરજાનશામી મસ્જિદમાં વસવાટ કર્યો હતો. આપનો વિસાલ ૨૯ મોહર્રમુલહરામ હી.સ. ૧૧૯૯ માં થયો અને આજ જગ્યાએ મદફુન થયા.

હઝરત મરી શાહ અબ્દુલ્લાહ સાહેબે આપના વિસાલની તારીખ પેટે આ શેર કહ્યા છે.

શાહ ફાઝીલ બુદ ચું પીર કમાલ. ૧૧૯૯.

હઝરત શાહ કુત્બુદ્દીન (રહ્મતુલ્લાહ અલૈહ) આપના જાનશીન થયા હતા.

## (૩૬) હઝરત કાદીરશાહ સુરતી કાદરી

**(રહ્મતુલ્લાહ અલૈહ) (સુરત)**

**મુબારક નામ અને પરિચય :-** આપનું મુબારક નામ કાદીરશાહ છે. કિતાબ હકીકતુસ્સુરત માં આપના વિશે લખ્યું છે કે, આપ સુરતમાં સાહેબે કમાલ ફકીર ગુજર્યા છે.

આપનો તરીકો કાદરીયાહ હતો. સુરતના મશહુર કાદરી બુઝુર્ગ હઝરત હબીબશાહ કાદરીએ આપનાથી નેઅમત હાસિલ કરી હતી અને ખીર્કએ ખિલાફત પણ મેળવ્યો હતો.

**વિસાલ અને મઝારેપાક :-** આપે ૧૦૭ વરસની ઉમ્ર મુબારકમાં હી.સ. ૧૨૦૪ માં વિસાલ ફરમાવ્યો. આપનો મઝાર સુરતમાં નાનપુરા માં છે.

## (૩૭) હઝરત શૈખ અબ્દુર્રઉફ કાદરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (સુરત)

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "અબ્દુર્રઉફ" છે. આપનું ખાનદાન અહમદઆબાદ ના સુન્ની વ્હોરા કૌમથી છે. શજરએ નસબ આ મુજબ છે. હઝરત શૈખ અબ્દુર્રઉફ બિન મુહમ્મદ ફય્યાઝ બિન શૈખ ઝયનુલ આબેદીન બિન મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન મૌલાના શૈખ ઝયનુલ આબેદીન અહમદઆબાદી (રહમતુલ્લાહ અલયહીમ અજમઈન)

**તાલીમ અને ખીર્કો :-** હઝરત શૈખ અબ્દુર્રઉફ (રહ્મતુલ્લાહ અલૈહ) એ ઉલુમોની તકમીલ હઝરત શાહ કુત્બુદ્દીન સાહેબ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) થી હાસિલ કરી હતી, તેમજ તેઓની પાસે જ બાતિની તર્બિય્યત હાસિલ કરીને સિલસિલ્એ કાદરીયાહની ખિલાફત હાસિલ કરી હતી.

આ ઉપરાંત આપે સિંધ જઈને હઝરત શાહ ઈનાયતુલ્લાહ સુફી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) થી પણ ખિર્કએ ખિલાફત હાસિલ કર્યો હતો.

કિતાબ 'હકીકતુસ્સુરત' માં લખ્યું છે કે, "હઝરત શૈખ અબ્દુર્રઉફ (રહ્મતુલ્લાહ અલૈહ) બે-નફસ ફકીર હતા, મુદતો સુધી મરજાનશામી મસ્જિદમાં ખતીબ તરીકે રહ્યા હતા. આપનું વાઈઝ ઘણું જ અસરકારક અને ચોટદાર હતું."

**વિસાલ અને મદફનગાહ :-** આપનો વિસાલ ૧૯મી શાબાન હી.સ. ૧૨૪૯ માં થયો અને સુરતમાં મરજાનશામી મસ્જિદમાં પોતાના વાલીદ સાહેબના પહેલુમાં મદફુન થયાં.

આપના બે પુત્રો હતાં. (૧) શૈખ ઝયનુલ આબેદીન અને (૨) મુહમ્મદ અબ્દુલ્લાહ. આપ આ બન્નેને પોતાની સાથ સીંધ લઈ ગયા હતા અને ત્યાં તેઓને હઝરત શાહ ઈઝઝતુલ્લાહ સુફી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) થી બયઅત કરાવ્યા હતાં, જેઓની ઉમ્ર ત્યારે ૧૦૦ વરસની થઈ ચુકી હતી. આ શાહ ઈઝઝતુલ્લાહ સીંધના સુફી શહીદ ઈનાયતુલ્લાહના ખલીફા હતાં. સીંધથી પાછા ફરતીવેળાએ હઝરત શૈખ ઝયનુલ આબેદીન હી.સ. ૧૨૩૮ માં રસ્તામાં જ વિસાલ ફરમાવી ચુક્યાં અને હઝરત મુહમ્મદ અબ્દુલ્લાહ શાહ (રહ્મતુલ્લાહ અલૈહ) સુરત પાછા ફરીને હી.સ. ૧૨૪૬ માં કોલેરાની બિમારીમાં વિસાલ પામ્યાં. તેઓની મદફનગાહ મરજાનશામી મસ્જિદમાં છે.

## (૩૮) હઝરત મુહમ્મદ અલી જીન્ની

(રહમતુલ્લાહ અલૈહ) (સુરત)

**મુબારક નામ અને વતન :-** આપનું મુબારક નામ "મુહમ્મદ અલી" છે. આપ ઈ.સ. ૧૮૦૦ ની શરૂઆતમાં બગદાદ શરીફથી સુરત તશરીફ લાવ્યા હતાં.

**'જીન્ની' નામે મશહુર :-** આપનો સિલસિલો કાદરી હતો. આપ ઘણાં જ સાહેબે કશ્ફો-કરામત બુઝુર્ગ હતા. પોતાના યુગના મહાન આમીલ હતા. આપ અમલિયાતમાં માહીર હોવાના કારણે જિન-ભુત, વળગાડ, જાદૂ-સહરથી પીડાતા લોકો અને બીમારો આપની પાસે ઈલાજ માટે આવતા હતા. આપ હઝરતના તાબામાં જિન્નાતો પણ હતા, માટે આપ લોકોમાં 'જિન્ની' ના નામે મશહુર થઈ ગયા હતા.

**વિસાલ અને મઝારેપાક :-** ઈ.સ. ૧૮૫૦ માં આપે ૮૪ વરસની મુબારક વયે વિસાલ ફરમાવ્યો. **આપનો મઝારશરીફ સુરતમાં પટની કો.ઓ. હાઉસીંગ સોસાયટીએ બંધાવેલી કોલોનીની બહાર પૂર્વ બાજુએ આવેલ છે.**

## (૩૯) હઝરત સૈયદ ફતહુલ્લાહ જીલાની કાદરી

(રહમતુલ્લાહ અલૈહ) (સુરત)

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "ફતહુલ્લાહ" છે. આપના વાલીદ સાહેબનું નામ "સૈયદ મુહમ્મદ" હતું. આપ જીલાની કાદરી ખાનદાનના ફર્દ છે. આપ હઝરતની વિલાદત હી.સ. ૯૮૯ ની આસપાસ થઈ હોવાનું જાણી શકાય છે.

**હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) એ ફરઝંદીમાં સ્વીકાર્યા :-** આપના વાલીદ સાહેબ પોતાના પરિવાર સાથે હી.સ. ૯૮૮ મુતાબીક ઈ.સ. ૧૫૮૦ માં સમરકંદથી હજ્જે બયતુલ્લાહ માટે ગયા હતા. હજથી ફારીગ થયા પછી મદીનાશરીફ ખાતે તેઓનું એક વરસનું રોકાણ થયું. આ દરમિયાન મદીનાશરીફમાં જ હઝરત સૈયદ ફતહુલ્લાહની વિલાદત થઈ, આપને લઈને વાલીદ સાહેબ **હુઝુર નબીએ પાક** (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના રોઝા

મુબારક પર હાજર થયા તથા અર્ઝ કરી કે, "મારા ફરઝંદને આપની ગુલામીમાં સ્વીકાર કરો." તે જ રાત્રે નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ખ્વાબમાં ફરમાવ્યું કે, "આ ફરઝંદ તમારો નહીં, પરંતુ અમારો છે." ખ્વાબની હકીકત સાંભળીને આપના વાલીદે ગીરામીના પીરોમુર્શીદ હઝરત સૈયદ જલાલ ગીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) ઘણા ખુશ થયા અને આપનું નામ "ફતહુલ્લાહ" રાખ્યું.

**ઈરાદત અને તાલીમ :-** હઝરત સૈયદ ફતહુલ્લાહ (રહ્મતુલ્લાહ અલૈહ) એ પોતાના વાલીદ સાહેબ પાસેથી જ ખીર્કએ ખિલાફત હાસિલ કર્યો હતો. વાલીદ સાહેબના વિસાલ પછી તેઓના પીરોમુર્શીદ હઝરત સૈયદ જલાલ (રહ્મતુલ્લાહ અલૈહ) ની છત્રછાયા હેઠળ આપે ફીકહ તથા હદીષની ઉચ્ચ દીની તાલીમ હાસિલ કરી, તદુપરાંત આપે સમરકંદ ખાતે હઝરત સૈયદ નાસીરુદ્દીન જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) થી પણ ફૈઝ મેળવ્યો હતો, તેમજ આપે દિલ્હી ખાતે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયારકાકી (રહ્મતુલ્લાહ અલૈહ) થી પણ ઉવૈસી તરીકા વડે રૂહાની ફૈઝ હાસિલ કર્યો હતો.

**સુરત તશરીફ આવરી :-** આપને મળેલી એક બશારત અનુસંધાને આપે સુરત ખાતે તશરીફ લાવીને અહીં રૂશ્દો હિદાયતની ખિદમત કરવાનું કામ શરૂ કર્યું. આપ હઝરતે અહીં એક કુવો ખોદાવીને દુઆ ફરમાવી હતી કે, હે અલ્લાહ, તું આ કુવાના પાણીમાં બરકત તથા શીફા આપ. ઘણા રોગીઓ આ કુવાના પાણી વડે શીફાયાબ થયા છે.

**વિસાલ અને મઝારેપાક :-** આપે ૧૭ મી જમાદીયુલ આખીર હી.સ. ૧૦૬૬ મુતાબીક ઈ.સ. ૧૬૫૫ માં વિસાલ ફરમાવ્યો. **આપની મદફનગાહ સુરતમાં બેગમ બાગ (વાડી), કોટ પાસે છે.** આપ લોકોમાં તબે તાબેઈનના નામે મશહુર છે.

## (૪૦) હઝરત સૈયદ મુફતી અબ્દુર્રહીમ કાદરી લાજપુરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (સાહિબે-કિતાબ) (રાંદેર, જિ. સુરત)

**પેદાઈશ :-** માહે શવ્વાલ હિ.સ. ૧૩૨૧, ઈ.સ. ૧૯૦૩ માં નવસારી, જિલ્લા સુરત માં આપ પૈદા થયા.

**વાલિદાનું નામ :-** રસૂલાબીબી બિન્તે સૈયદ મુહમ્મદી છે.

**વાલિદનું નામ :-** સૈયદ અબ્દુલ કરીમ કાદરી.

હઝરત સૈયદ મુફતી અબ્દુર્રહીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) નું પેઢીનામું (વંશાવલી) નીચે મુજબ છે :-

(૧) સૈયદ અબ્દુર્રહીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨) ઈબ્ને સૈયદ અબ્દુલ કરીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૩) ઈબ્ને સૈયદ ઈબ્રાહીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૪) ઈબ્ને સૈયદ અબ્દુર્રહીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૫) ઈબ્ને સૈયદ મુહમ્મદ ફકીરૂલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૬) ઈબ્ને સૈયદ આબિદમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૭) ઈબ્ને સૈયદ મુહમ્મદ દુરવેશ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૮) ઈબ્ને સૈયદ મુહમ્મદ ફકીરૂલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૯) ઈબ્ને સૈયદ પીર મુહમ્મદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૦) ઈબ્ને સૈયદ રૂકનુદીન યુસુફ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૧) ઈબ્ને સૈયદ હિસામુદ્દીન ઉર્ફે નન્નામિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૨) ઈબ્ને સૈયદ હસન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૩) ઈબ્ને સૈયદ નિઝામુદ્દીન સુલેમાન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૪) ઈબ્ને સૈયદ અબ્દુલ ફત્હ ઈસ્હાક કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૫) ઈબ્ને સૈયદ અબુ મુહમ્મદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૬) ઈબ્ને સૈયદ અલાઉદ્દીન આદમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૭) ઈબ્ને સૈયદ ઈબ્રાહીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૮) ઈબ્ને સૈયદ કુત્બુદ્દીન મુસા કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૯) ઈબ્ને સૈયદ હાશીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૦) ઈબ્ને સૈયદ ગ્યાસુદ્દીન કાસિમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

(૨૧) ઈબ્ને સૈયદ મુહમ્મદ સ્વાલેહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૨) ઈબ્ને સૈયદ ફતેહુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૩) ઈબ્ને સૈયદ નસરૂલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૪) ઈબ્ને સૈયદ મુહમ્મદ દાઉદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૫) ઈબ્ને સૈયદ મુહમ્મદ સિદિક કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૬) ઈબ્ને સૈયદ અબ્દુલ ખાલિક કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૭) ઈબ્ને સૈયદ ગૌસુલઆઝમ અબ્દુલકાદિર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ)

આ રીતે ૨૬ મી પેઢીએ આપ હઝરત ગૌસુલઆઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ) ની ઔલાદમાંથી છે.

**આપના હાલાત :-** આપે શરૂઆતની તાલીમ પોતાના દાદા સૈયદ ઈબ્રાહીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) પાસેથી હાસિલ કરી, પછી દારૂલ ઉલુમ જામીઆ અશરફીયા રાંદેર. (જી. સુરત) માં હાફીઝ કલાસમાં દાખલ થયા, ત્યાં આપના ચાચા હાફીઝ સૈયદ હિસામુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) થી હાફીઝની તાલીમ લઈને "કુર્આને હાફીઝ" થયા.

આપે પોતાના વાલિદ મોહતરમ પાસેથી ગુલિસ્તાં અને બોસ્તાં નામની ફારસી કિતાબો પણ પઢી. આપે અરબી, ઉર્દુ, ફારસી તથા બીજી દુન્યવી અને દિની તાલીમ મુકમ્મલ તૌર થી હાસિલ કરી અને સનદ યાફતા આલિમ બન્યા, એ પછી "મુફતી" ની તાલીમ પણ હાસિલ કરી "મુફતી" બન્યા.

**આપની ખિદમત :-** આપે તાલીમ પુરી કર્યા પછી દિને ઈસ્લામની ખિદમત કરવા માટે જે દારૂલઉલુમમાં આપે તાલીમ હાસિલ કરી હતી તેજ દારૂલઉલુમ જામેઆ અશરફીયા, રાંદેર માં જોડાઈને ત્યાં અનથક મહેનત કરી લોકોને દિને ઈસ્લામની મહેનત કરવામાં લાગી ગયા. આ દારૂલઉલુમમાં આપે મુફતીની પદવી (જગ્યા) સંભાળીને "ફત્વા નવેશી" માં મશરૂફ થયા અને લોકોને ફતવા અંગે ઈત્મીનાન બખ્શ જવાબો આપવા લાગ્યા.

**આપની પુસ્તકો :-** **"ફતાવા એ રહીમીયા"** આપે લખેલી મશહૂર કિતાબ છે, જે લગભગ ૪ કે ૫ ભાગમાં છપાઈ છે અને ઘણી ભાષાઓમાં આપના ફતાવાનો તર્જુમો થયો છે.

**સિલસિલા :-** આપ હઝરત ગૌસુલઆઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ) ની ૨૬ મી પેઢીએ એમની ઔલાદમાંથી છે. પોતે પોતાના વાલિદ અને

પીરો મુર્શિદથી "કાદરી સિલસિલા" ની ખિલાફત હાસિલ કરી હતી અને આ સિલસિલાના ફેલાવામાં પણ ખૂબ મહેનત કરીને લોકોને સિલસિલાના ફેઝથી ફેઝયાબ કર્યા. આપ ખૂબજ મહાન અને મશ્હૂર બુઝુર્ગ હતા. આપની ઉમ્ર શરીફ સો (૧૦૦) વરસની થઈ પછી થોડા દિવસ બિમાર રહ્યા અને આ ફાની દુનિયાથી કુચ કરી ગયા. (તારીખે રાંદેર મંઝુમ, ગુજરાતી પાનું. ૭૮)

## (૪૧) હઝરત સૈયદ ગુલામઅલી બાવા કાદરી

**(રહ્મતુલ્લાહ અલૈહ) (બહિયલ, તા. દહેગામ)**

**પરિચય :-** આપનું મુબારક નામ "સૈયદ ગુલામઅલી" છે. આપ હુઝુર સરકાર ગૌષેઆઝમ દસ્તગીર (રદીયલ્લાહો અન્હો) ની ઔલાદમાંથી છે. આપના વાલીદે બુઝુર્ગવાર હઝરત સૈયદ ગ્યાસુદીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) છે. જેઓનો મઝારેપાક સરસવણી (તા. મહેમદાબાદ, જી. ખેડા) માં આવેલ છે.

અહમદઆબાદના મશહુર કાદરી બુઝુર્ગ હઝરત સૈયદ અબ્દુલ વહહાબ (રહ્મતુલ્લાહ અલૈહ) આપના બિરાદરે હકીકી છે.

**ઉર્ષ મુબારક અને મઝારશરીફ :-** આપનો મઝારેપાક ગુજરાતમાં બહિયલ ગામે આવે છે, જે દહેગામ તાલુકામાં આવેલું છે અને તેનો જીલ્લો ગાંધીનગર છે.

## (૪૨) હઝરત સૈયદ તાજુદીન (બિહારી) કાદરી

**(રહ્મતુલ્લાહ અલૈહ) (પાટણ)**

**મુબારક નામ અને નસબ :-** આપનું મુબારક નામ "સૈયદ તાજુદીન" છે. આપ સૈયદુલઔલીયા, કુત્બુલઅકતાબ, ગૌસુસ્સકલૈન, મહબૂબેસુબ્હાની, સૈયદ અબ્દુલકાદીર જીલાની પીરાને પીર દસ્તગીર (રદીયલ્લાહો અન્હો) ની ઔલાદમાંથી છે. આપનું નસબનામું આ મુજબ છે.

હઝરત સૈયદ તાજુદ્દીન બિન સૈયદ મહમૂદ બિન સૈયદ ઈબ્રાહીમ બિન સૈયદ ઈસ્માઈલ બિન સૈયદ યાકુબ બિન સૈયદ શહાબુદ્દીન બિન કાઝી અબુ સાલેહ નસર બિન હાફીઝ અબુબક્ર બિન સૈયદ અબ્દુર્રઝઝાક બિન સૈયદ અબ્દુલકાદીર જીલાની પીરાને પીર દસ્તગીર (રીદવાનુલ્લાહ તઆલા અલયહીમ અજમઈન)

**આપની રૂશ્દો-હિદાયત :-** આપ ઘણી નાની ઉમંરે હાફીઝે કુર્આન બની ગયા હતાં, તેમજ સિહાહ સત્તાહ (હદીસની મશહુર કિતાબોનો સંગ્રહ) ના પણ હાફીઝ હતા. આપની રૂશ્દો હિદાયત વડે બેશુમાર મખ્લુક વાસીલે ઈલલ્લાહ થઈ.

તારીખે **અઝકારૂલ અબરાર**માં છે કે, આપ પાટણના અકાબીર ઔલીયા પૈકીના છે. પાટણના જૂના કિલ્લામાં આપની ખાનકાહ હતી. આપના અસંખ્ય મુરીદો તથા તુલ્બાઓ હતાં અને દર્સો તદરીસ તથા રૂશ્દો હીદાયતનો બઝાર ઘણી જ ગરમ રહેતો હતો.

**આપના વિસાલની ઘટના :-** આપના યુગમાં પાટણની અંદર હઝરત સૈયદ કાસીમ બિન સૈયદ મહમૂદ બારહા જાગીરદાર હતા. તેઓ ઘણાં જ હકપરસ્ત તથા હકશનાસ હતા, આરીફ તેમજ દુર્વેશપરસ્ત હોવા ઉપરાંત પોતે પણ દુર્વેશ સીફત ઈન્સાન હતા.

હઝરત સૈયદ તાજુદ્દીન (રહ્મતુલ્લાહ અલૈહ) એ એકવાર આ જાગીરદાર સૈયદ કાસીમને કહેવડાવ્યું કે, "પરમ દિવસે ફકીર તાજુદ્દીન આ આલમથી બીજા આલમ તરફ રૂખ્સત થઈ જશે અને ખરેખર આપે આ ઘટનાના ત્રીજા જ દિવસે ૧૦ જમાદીયુલ અવ્વલ હી.સ..૧૦૦૭ મુતાબીક ઈ.સ. ૧૫૯૮ માં વિસાલ ફરમાવ્યો. આપ ન તો બીમાર થયા કે ન તો કોઈ બિમારીની નિશાની જાહેર થઈ. જે લોકોએ આ ઘટના વિશે સાંભળ્યું ઘણી જ નવાઈ પામ્યા. આપના વિસાલથી પાટણમાં દરેક શખ્સ રંજો-ગમમાં ડૂબી ગયો."

**આપની ઔલાદ :-** આપના ત્રણ ફરઝંદો હતા (૧) હઝરત સૈયદ જમાલ (૨) હઝરત સૈયદ અહમદ અને (૩) હઝરત સૈયદ ઈસ્હાક (રહમતુલ્લાહ અલયહીમ અજમઈન). આપ વિસાલથી પહેલા પોતાના નાના ફરઝંદ હઝરત સૈયદ ઈસ્હાકને ખિર્કએ ખિલાફત પહેરાવીને સજ્જાદાહનશીન ફરમાવ્યા.

**મઝારે પાક :-** આપનો મઝારેપાક પાટણમાં જૂના કિલ્લાની અંદર છે.

પરંતુ અફસોસ કે હવે એ જાણી શકાતુ નથી કે પાટણમાં આ જૂનો કિલ્લો ક્યાં હતો ? તેમજ આપનો મઝાર ક્યાં આવેલો છે ? તે પણ જાણી શકાતું નથી. હા એટલું ચોક્કસ કે, જેને પાટણમાં આજે જૂનો કોટ કહેવામાં આવે છે તે કાલકાથી રાણીની વાવ તરફ જતાં ડાબા હાથ પર છે.

## (૪૩) હઝરત સૈયદ ઉમર શહીદ કાદરી

**(રહ્મતુલ્લાહ અલૈહ)** **(પાટણ)**

**મુબારક નામ અને પરિચય :-** આપનું મુબારક નામ "સૈયદ ઉમર" છે. આપ સરકાર ગૌષેઆઝમ પીરાને પીર દસ્તગીર સૈયદ અબ્દુલકાદીર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) ની ઔલાદમાંથી છે. કિતાબ "કરામાતુલ ઔલીયા"માં આપના હાલાતો ઘણાં જ મુખ્તસર (ટૂંકમાં) લખાયેલા છે.

**નસબનામું :-** કિતાબ "કરામાતુલઔલીયા"માં આપનું નસબનામું આ રીતે લખ્યું છે :- હઝરત સૈયદ ઉમર શહીદ બિન સૈયદ મહમૂદ બિન સૈયદ અબ્દુર્રઝઝાક બિન હઝરત મહબૂબે સુબ્હાની ગૌષુસ્સમદાની સૈયદ અબ્દુલ કાદીર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ).

**હાલાતે ઝીંદગી :-** આપ પોતાના વાલીદે બુઝુર્ગવાર હઝરત સૈયદ મહમૂદ (રહ્મતુલ્લાહ અલૈહ) ના મુરીદ તથા ખલીફા હતાં, તેમજ હઝરત બાબા હાજી રજજબ રફાઈ (રહ્મતુલ્લાહ અલૈહ) ના સમકાલીન હતા. આપને શહીદ કરી દેવામાં આવ્યા હતા, પરંતુ આપની શહાદતની ઘટના વિશે જાણી શકાતું નથી કે આપ કેવી રીતે શહીદ થયા ? અને આપને કોણે શહીદ કર્યા ?

**વિસાલ અને મઝારશરીફ :-** આપનો વિસાલ ૨૨ મી રજજબના દિવસે હીજરી. સન. જાણી શકાતી નથી, પરંતુ એટલું જરૂર છે કે, આપની શહાદતના સમયે ગુજરાત પર રાજા ભીમદેવ સોલંકીનું રાજ હતુ અને તેની હુકુમતનો સમયગાળો હી.સ. ૫૭૫ થી ૬૪૧ દરમિયાનનો છે (ઈ.સ. ૧૧૭૯ થી ૧૨૪૩ સુધી) તો આ દરમિયાન આપ શહીદ થયા. આપનો મઝારેપાક પાટણમાં ખાન સરોવર તળાવની નજદીક આવેલો છે.

## (૪૪) હઝરત શાહ અબ્દુલલતીફ કાદરી શત્તારી

(રહ્મતુલ્લાહ અલૈહ) (પાટણ)

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ "અબ્દુલલતીફ" છે. આપ હઝરત શૈખ નુરમુહમ્મદ કાદરી શત્તારી અહમદઆબાદી (રહ્મતુલ્લાહ અલૈહ) ના ફરઝંદ છે. આપની ઉમ્ર જયારે (૬) છ વરસની હતી એ સમયે હઝરત સૈયદ મુહમ્મદ ગૌષ ગ્વાલીયરી શત્તારી (રહ્મતુલ્લાહ અલૈહ) એ પોતાના ફરઝંદ હઝરત સૈયદ ઝીયાઉલ્લાહને હઝરત શૈખ નુરમુહમ્મદ (રહ્મતુલ્લાહ અલૈહ) ની ખિદમતમાં શહેર પાટણ મોકલી દીધા હતા.

**પૈદાઈશ :-** આપની પૈદાઈશ હી.સ. ૯૫૪ મુતાબીક હી.સ. ૧૫૪૭ માં થઈ હતી.

**હાલાતે ઝીંદગી :-** હઝરત શાહ અબ્દુલલતીફ (રહ્મતુલ્લાહ અલૈહ) એ પૈદા થતાં જ ઘરમાં તંગદસ્તી (ગરીબી) જોઈ, કારણકે હઝરત શૈખ નુર મુહમ્મદ કામીલ દુર્વેશ હતા અને પુરા મુતવક્કીલ (સંપૂર્ણ પણે અલ્લાહ પર ભરોસો કરનાર) હતા. દુનિયાના સરો સામાન પૈકી ઘરમાં કંઈ જ રાખતા નહોતા. એટલે આપે પણ બાળપણથી જ નફસ સામે મુજાહેદો અપનાવ્યો અને પોતાની ૬૪ વરસની ઝીંદગી મુતવક્કીલાના (અલ્લાહ ને ભરોસે) ગુજારી.

આપે પોતાની ઝીંદગી દરમિયાન ક્યારેય પણ કોઈ અમીર કે વઝીરનું નજરાણું લીધું નથી. હઝરત શૈખ દાઉદ સત્તારી (રહ્મતુલ્લાહ અલૈહ) નું બયાન છે કે, "એક દિવસ હઝરત શાહ અબ્દુલલતીફે ફરમાવ્યું કે, એક રાત્રે મેં હઝરત ગૌષુલઔલીયા મુહમ્મદ ગૌસ ગ્વાલીયરી (રહ્મતુલ્લાહ અલૈહ) ને ખ્વાબમાં જોયા. આપ ફરમાવી રહ્યા છે કે, "અબ્દુલલતીફ ફલાણી તાકમાં એક સિક્કાદાર વસ્તુ છે, તે લઈ લો." જયારે હું ફજરમાં ઈબાદતોથી ફારીગ થયો, તો જઈને તાકમાં જોયું ત્યાં એક સોનાની અશરફી પડેલી હતી, જે મેં ઊઠાવી લીધી અને તેને કામમાં લાવ્યો. પછી તો દરરોજ એ તાકમાંથી અશરફી મળતી રહી. આ ઘટના પછી અલ્લાહ તઆલા તરફથી મારી ક્યારેય અજમાઈશ ન થઈ."

આપ કાદરી નિસ્બત ધરાવતા હતા તેમજ સિલસિલએ શત્તારીયાહમાં હઝરત મૌલાના શાહ ઝિયાઉલ્લાહ બિન હઝરત સૈયદ મુહમ્મદ ગૌષ ગ્વાલીયરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના મુરીદ તેમજ ખલીફા છે. જયારે હઝરત મૌલાના શાહ

ઝિયાઉલ્લાહ શત્તારી પાટણથી આગ્રા ચાલ્યા ગયા તો આપને મખ્લુકની રૂશ્દો હિદાયત માટે પાટણ છોડતા ગયા. આપના ફૈઝ અને તસર્રુફ વડે અનેક લોકો વાસીલે હક થયા.

**વિસાલ અને મઝારશરીફ :-** આપે હી.સ. ૧૦૩૨ મુતાબીક ઈ.સ. ૧૬૨૨ માં ૭૮ વરસની વયે વિસાલ ફરમાવ્યો. આપની મઝારશરીફ પાટણમાં "મરજએ ખલાઇક" છે.

## (૪૫) હઝરત કાઝી અનવરમિયાં અઝોમિયાં કાદરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (શાયર) (પાલનપુર)

**નામ :-** અનવરમિયાં કાઝી

**પૈદાઈશ :-** વિસનગરમાં વિક્રમ સંવત ૧૮૯૯ ના વૈશાખ વદ-૭ જુમ્આના દિવસે પૈદા થયા હતા.

**અબ્બાનું નામ :-** અઝોમિયાં કાઝી

આપની વંશાવલી હઝરત નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના ચાચા હઝરત ઝુબેર બિન અબ્દુલ મુતલીબ (રદિયલ્લાહુ તઆલા અન્હુ) થી મળે છે, તો નિસ્બન આપ કુરેશી, હાશમી, ઝુબેરી છે.

આપનો સિલસિલાએ તરીકત કાદરીયા છે. બગદાદના સજ્જાદાનશીન હઝરત સૈયદ મુહમ્મદ મુકર્રમ કાદરી રઝ્ઝાકી (રહ્મતુલ્લાહ અલૈહ) થી આપે બગદાદ (ઈરાક) માં જઈને બૈઅત (બૈત) કરી (મુરીદ બન્યા) અને તેજ વખતે આપની કાબેલીયત, લિયાકત, ઝહની ફરાશત જોઈને સજ્જાદાનશીન હઝરતે પોતાનો ખિરકએ ખિલાફત અતા ફરમાઈ અને ઝિક્રો અઝકારની પણ ઈજાઝત અતા ફરમાવી.

પછી આપે વિસનગરમાં રહી અલ્લાહની મખ્લુકની ખિદમત કરી, લોકોને અલ્લાહના રસ્તા ઉપર અમલ કરવાની હિદાયત આપી અને લોકોને કાદરીયા સિલસિલાની રૂહાની રોશની થી નવાઝયા.

નાનપણથી જ આપની પેશાની ઉપર વિલાયતના નુરની રોશની ચમકી રહી હતી. આપ ઘણા મુત્તકી, પરહેઝગાર અને નમાઝ, રોઝાના પાબન્દ હતા.

નાનપણથી જ આપના ઉપર સૂફિયાના રંગ ચઢેલો હતો, ધીમે ધીમે તે

રંગ, જેમ જેમ આપની ઉમંર વધતી ગઈ તેમ તેમ આપના દિલ અને દિમાગ ઉપર અલ્લાહ અને પ્યારા રસૂલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની મુહબ્બત વધતી ગઈ, જેને આપે સૂફિયાન અંદાઝમાં રૂહાની ગઝલોના રૂપમાં ગુજરાતી ઝબાનમાં એક મોટા કાવ્ય સંગ્રહ (સૂફિયાના શાયરી)ને ગુજરાતીમાં કલમબંદ કરી (લખીને) અલ્લાહ અને અલ્લાહના પ્યારા રસૂલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના દીની રસ્તા ઉપર ચાલવાવાળા માટે રૂહાની ગિઝા (ખાવાનું) આપી, લોકોની સામે રજૂ કરી. જેનું નામ "અનવર કાવ્ય" છે.

આપની વફાત (ઈન્તેકાલ) ઈ.સ. ૧૯૧૬ ની જાન્યુઆરી મહિનાની બાવીસમી (૨૨) તારીખે હિ.સ. ૧૩૩૪ રબીઉલ અવ્વલની સોળમી (૧૬) તારીખે, દોપહર (બપોર) ના ૨ વાગે, તોંતેર (૭૩) વરસની ઉંમરે થઈ, આપનો મઝારેશરીફ પાલનપુરમાં મીર દરવાજા પાસે આવેલો છે.

## અનવરમિયાં અઝોમિયાં (રહમતુલ્લાહ અલૈહ) નો શજરએ તરીકત નિચે મુજબ છે :-

હઝરત સૈયદ અબ્દુલ કાદીર જીલાની ગૌસુલ આઝમ (રહમતુલ્લાહ અલૈહ)

(૧) હઝરત સૈયદ અબ્દુર્રઝાક તાજુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૨) હઝરત સૈયદ અબ્દુલ્લાહ એમાદુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૩) હઝરત સૈયદ મુહમ્મદ મુહ્યુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૪) હઝરત સૈયદ અહમદ ઝહીરૂદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદ યાહ્યા સૈફુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત સૈયદ મુહમ્મદ શમ્સુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત સૈયદ અલી અલાઉદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત સૈયદ હુસૈન નુરૂદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૯) હઝરત સૈયદ યાહ્યા મુહ્યુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૦) હઝરત સૈયદ કાસિમ શરફુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૧) હઝરત સૈયદ અહમદ શહાબુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૨) હઝરત સૈયદ અલી હાશ્મી કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૩) હઝરત સૈયદ અહમદ કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૧૪) હઝરત સૈયદ શરફુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૫) હઝરત સૈયદ અબ્દુર્રઝઝાક ષાની કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૬) હઝરત સૈયદ મુહમ્મદ યાસિન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૭) હઝરત સૈયદ મુહમ્મદ ઉમર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૮) હઝરત સૈયદ મુહમ્મદ અઝહર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૯) હઝરત સૈયદ મુહમ્મદ તાહીર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૦) હઝરત સૈયદ મુહમ્મદ ગૌસ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૧) હઝરત સૈયદ મુહમ્મદ મુકર્રમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૨) હઝરત કાઝી અનવરમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

## (૪૬) હઝરત પીર મહમૂદશાહ બુખારી કાદરી ઉર્ફે પીર ભડિયાદ (રહ્મતુલ્લાહ અલૈહ) (ભડિયાદ)



**મુબારક નામ :-** આપનું મુબારક નામ હઝરત સૈયદ મહમુદશાહ બિન સૈયદ શમ્સુદ્દીન કાઝીયુલબુખારી છે.

**લકબ અને ખિતાબ :-** આપ બાલાશહીદ, ભડિયાદરાપીર, ભાલના પીર તેમજ પીર બુખારી વગેરે લકબો વડે આમ લોકોમાં મશહુર છે.

**માદરે વતન અને જન્મ સ્થળ :-** આપનું મુબારક વતન રશિયાના તુર્કસ્તાની પ્રદેશમાં આવેલ તાર્તર પ્રાંત છે અને આપની વિલાદતનું સ્થળ રશિયાનું મશહુર શહેર બુખારા છે, જે હવે રશિયા પ્રદેશમાંથી છુટા થયેલા એક દેશ ઉઝબેકિસ્તાન માં હાલ આવેલ છે.

**આપના વાલીદે ગીરામી :-** આપના વાલીદે બુઝુર્ગવારનું નામ સૈયદ શમ્સુદ્દીન અલ મુકલ્લીબ શમ્સુલઆરેફીન કાઝીયુલબુખારી (રહ્મતુલ્લાહ અલૈહ) છે. આપ જાહેરી તથા બાતિની ઇલ્મ વડે માલામાલ હતાં, પોતાના યુગના વલીએ કામીલ અને મહાન આલીમ હતાં. આપ હઝરત સૈયદ યાકુબ (રહ્મતુલ્લાહ અલૈહ) ના મુરીદ હતાં, જેનો સીલસીલો આગળ જઈને હઝરત સૈયદ અબ્દુલ વહહાબ ઈબ્ને સૈયદ અબ્દુલકાદીર જીલાની (રદીયલ્લાહો અન્હો) ને જઈ મળે છે.

**આપનો નસબ (વંશાવળી) :-** આપનું ખાનદાન ઉલુલુઅઝમ ખાનદાન

**છે. આપ નસબે સાદાતે હુસૈનીમાંથી છે,** એટલે કે આપનો વંશવેલો સાતમા ઈમામ હઝરત ઈમામ મુસા કાઝીમ (રદીયલ્લાહો અન્હો) થી હઝરત ઈમામહુસૈન (રદીયલ્લાહો અન્હો) ને જઈ મળે છે અને ત્યાંથી અમીરૂલ મોઅમેનીન હઝરત અલી ઈબ્ને તાલીબ (રદીયલ્લાહો અન્હો) ને જઈ મળે છે.

**આપનો સિલસિલએ તરીકત :-** હઝરત પીર સૈયદ મહમૂદશાહ બુખારી (રહ્મતુલ્લાહ અલૈહ) પોતાના વાલીદે બુઝુર્ગવારના મુરીદ હતાં, તેઓ સૈયદ યાકુબ (રહ્મતુલ્લાહ અલૈહ) ના મુરીદ તથા ખલીફા હતાં. હઝરત સૈયદ યાકુબ (રહ્મતુલ્લાહ અલૈહ) હઝરત સૈયદ અલી (રહ્મતુલ્લાહ અલૈહ) ના મુરીદ હતાં, તેઓ સૈયદ મસઉદ (રહ્મતુલ્લાહ અલૈહ) ના મુરીદ હતાં, તે સૈયદ અહમદ (રહ્મતુલ્લાહ અલૈહ) ના મુરીદ હતાં, તે હઝરત સૈયદ અસગરના મુરીદ હતાં, તે સૈયદ અબ્દુર્રહમાન (રહ્મતુલ્લાહ અલૈહ) ના મુરીદ હતાં અને તે સૈયદ અબ્દુલ વહહાબ જીલાની કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) ના મુરીદ હતાં તેમજ હઝરત સૈયદ અબ્દુલ વહહાબ (રહ્મતુલ્લાહ અલૈહ) હુઝુર ગૌસેઆઝમ સૈયદ અબ્દુલકાદીર (રદીયલ્લાહો અન્હો) ના ફરઝંદ તથા મુરીદ છે.

**વતનનો ત્યાગ અને ભડિયાદ આગમન :-** **આપ પોતાના વાલીદે મોહતરમ અને પીરો મુર્શીદ હઝરત સૈયદ શમ્સુદીન** (રહ્મતુલ્લાહ અલૈહ) ના વિસાલ પછી આંહઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની બશારત મુજબ બુખારાને અલવીદા કહીને મક્કાશરીફ ગયા અને પોતાના અજદાદી વતનમાં આવી પહોંચ્યા. અહીંથી આપ હઝરત નાનાજાન (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના રોઝએ મુબારકની ઝિયારતે પાક માટે મદીનાશરીફ પહોંચ્યાં, અહીં આપ દીદારે સરકારે દો જહાં (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) વડે મુશર્રફ થયા અને આપની ઘણી જ નવાઝીશ થઈ.

અહીં આપે ખિદમતમાં થોડો સમય વિતાવ્યો. એક દિવસ આપ નાનાજાનના મઝારેપાક પર ઝિયારત માટે ગયા અને અહીં મુરાકીબા થયા તો આપની ઉપર ગુનુદગી (તંદ્રાવસ્થા) તારી થઈ ગઈ અને આં હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) એ આપને હિંદુસ્તાનમાં ભડિયાદ ગામે મુકામ કરવાનો આદેશ ફરમાવ્યો, તેમજ આપને આ સ્થળ પણ દેખાડવામાં આવ્યું.

પછી આપ વતન પાછા ફર્યા અને ઘેર આવીને કહ્યું કે, મને નાનાજાનનો હુકમ થયો છે કે, "હું હિંદુસ્તાનમાં જઈ ભડિયાદ ગામે રોકાઉ અને અહીંના

મુસલમાનોની દરેક રીતે મદદ કરું.'' એટલે ઘેરથી ઈજાઝત મળતાં આપ સફરનો સામાન બાંધીને વહાણ દ્વારા ધોલેરા બંદર પર ઉતર્યા અને અહીંથી ભડિયાદ આવી મુકામ કર્યો.

**ભડિયાદ આવવાનું કારણ :-** આપને ભડિયાદ તશરીફ લાવવા સંબંધે બીજી એક રિવાયત એવી છે કે, "ભડિયાદ પાસે આવેલું ચોકડી ગામ એ યુગમાં ઘણું મોટું શહેર હતું, અહીં એક હિંદુ રાજાનું રાજ હતું. આ રાજા ઘણો જ ઝુલ્મી અને બદઅખ્લાક હતો. આ રાજાના દરબારમાં જ્યોતિષો અને પંડિતોનું ઘણું જ વર્ચસ્વ હતું અને રાજા તેની સલાહ મુજબ જ પોતાનું રાજ્ય ચલાવતો હતો. આ ચોકડી ગામમાં એ યુગમાં મુસલમાનોની પણ ઘણી આબાદી હતી અને આ રાજાના પંડિતોને મન મુસલમાનો એક કાંટા સમાન હતાં. આ પંડિતો રાજાને મુસલમાન વિરુધ્ધ અવારનવાર ઉશ્કેરતા રહેતા હતા અને કહેતા હતાં કે, "જેને આપણે માતા તરીકે માનીએ છીએ, તેને એ લોકો કાપે છે, તે લોકો ઘણા પાપી છે, જલ્દી એ લોકોને રાજ્યમાંથી હાંકી કાઢો. એ લોકો જો અહીંથી ચાલ્યા જશે, તો તમારી ઉપર દેવ-દેવીઓ પ્રસન્ન થશે.'' આવું કહીને રાજાને ભટકાવ્યા કરતા હતાં.''

રાજાએ પંડિતોને કહ્યું, હું તમારા કહેવા મુજબ જ કરીશ અને પછી રાજાના દિલમાં અદાવતની આગ ભડકી ઊઠી અને તેણે એકદમ ગુસ્સામાં આવીને આદેશ આપ્યો કે, "તમામ મુસલમાનોને મારી-પીટી લૂંટીને રાજ્ય બહાર કાઢી મુકો. કોઈ મુસલમાન રાજ્યમાં જીવતો રહેવા ન પામે.'' રાજાના હુકમનું પાલન કરવામાં આવ્યું અને મુસલમાનો પર ઝુલ્મો-સીતમનો વરસાદ વરસ્યો. રાજાએ એટલી હદે નાલાયકી શરૂ કરી કે જ્યાં સુધી મુસલમાનોનું તે ખૂન કરતો નહીં, ત્યાં સુધી તેને ચેન પડતું નહોતું.

**નવજવાનનું ખૂન રંગ લાવ્યું :-** એકવાર એવું બન્યું કે એક નવજવાન મુસલમાનને કોઈ જગ્યાએથી પકડીને સૈનિકો રાજા પાસે લઈ આવ્યા. તે નવજવાને રાજા આગળ ઘણી આજેઝી કરી કે મને છોડી દો, મારો જીવ ન લો, પરંતુ રાજાના દિલ પર શૈતાનીયત સવાર થઈ ચુકી હતી. તેણે કહ્યું કે, "કેટલાય વખતથી મને કોઈ શિકાર મળ્યો નથી, તેથી હું બેચૈન અને ભુખ્યો છું, મારે દેવ-દેવીઓને ખુશ કરવા છે,'' આટલું કહીને તે નવજવાનની બલી ચઢાવી દીધી.

આ વાતની જાણ તે નવજવાનની ઘરડી મા ને થઈ, તો તે ગાંડી અને બેબાકળી બની ગઈ અને રડતી-રડતી રાજાના દરબારમાં પહોંચી, પરંતુ

પહેરાગીરીઓએ તેને રાજા પાસે પહોંચવા ન દીધી. આ ઝઈફા હૈયાફાટ રૂદન કરતી હતી અને રાજાને બદદુઆ આપતી હતી, છેવટે આ ઝઈફાની બદદુઆ રંગ લાવે છે.

**ઝઈફા મા હજ કરવા માટે પહોંચી :-** આ ઝઈફા રડતી-કકળતી સુરત બંદરે પહોંચી, એ યુગમાં સુરત એક મોટું બંદર હતું અને હજ માટે હાજીઓ અહીંથી જ જતા હતાં, આ ઝઈફા જ્યારે સુરત પહોંચી તો હજની મૌસમ હતી અને હજ માટે લોકો વહાણ દ્વારા રવાના થઈ રહ્યા હતાં. આ ઝઈફાએ હાજીઓના ટોળામાં પોતાની કરૂણ કહાની કહી સંભળાવી. હાજીઓએ તેણી પ્રત્યે હમદર્દી દેખાડી અને કહ્યું કે, "અમારી સાથે ચાલવું હોય તો વહાણમાં બેસી જાવ અમે તમને લઈ જઈશું, પહેલા મક્કાશરીફ અને પછી મદીનાશરીફ જઈશું. તમે ત્યાં જઈને તમારી આ કરૂણ દાસ્તાન પેશ કરજો. પરવરદીગાર સૌનો મદદગાર છે, તમારી મદદ ફરમાવશે, મુમ્કીન છે કે ગૈબથી કોઈ મદદ મળી જાય."

ઝઈફાને હાજીઓની આ વાત પસંદ પડી અને હાજીઓ સાથે વહાણમાં બેસી ગઈ અને મક્કાશરીફ પહોંચી. ખૂબ હૈયાફાટ રૂદન કરીને દુઆઓ કરી, હજના અરકાન અદા કર્યા પછી, મદીનાશરીફ પહોંચી અને અહીં હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના રોઝએ અતહર પર હાજરી આપીને આં હઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની બારગાહ શરીફમાં પોતાની અરજી પેશ કરી અને રડી-રડીને દુઆ માંગી.

**હુઝુર નબીએપાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની ઝઈફાને બશારત :-** આ દુઆઓ પછી તે ઝઈફાની અચાનક જ આંખ લાગી ગઈ અને ખ્વાબમાં હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના દીદાર કર્યા, હુઝુરે પાકે તેને ખ્વાબમાં ફરમાવ્યું કે, "હે ઝઈફા, તું માયુસ કેમ છો ? તું બુખારા શહેર ચાલી જા ત્યાં તારો મકસદ પૂરો થશે. બુખારામાં મારી ઔલાદમાંથી 'મહમૂદ' નામના એક કામીલ શખ્સ તારી મદદ કરશે."

થોડીવાર પછી ઝઈફાની આંખ ખુલી અને તે ઘણી ખુશ હતી. દરેક હાજી આ ઝઈફાનું ખ્વાબ સાંભળીને ખુશ થતા હતાં. પછી તે એક કાફલા પાસે પહોંચી. કાફલાના સરદારે કહ્યું કે, "માજી, અમારો આ કાફલો બુખારા જશે અમારી સાથે આવવું હોય તો ચાલો અમે તમને લઈ જઈશું." જઈફાએ શુક્રિયા અદા કરતા હાં પાડી અને કાફલા સાથે તે બુખારા પહોંચી. બુખારામાં એક સૈયદોનો

અલગ મોહલ્લો હતો, ત્યાં જઈને હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની બશારત મુજબ "સૈયદ મહમૂદ" ની તલાશ કરી.

**'સૈયદ મહમૂદ' ને બશારત :-** આ તરફ હઝરત સૈયદ મહમૂદ ઉર્ફે પીર ભડિયાદને હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) એ બશારત આપી કે, "હે નૂરે નઝર, તમારી તરફ એક ઝઈફાને મોકલી છે, તેની દરેક રીતે મદદ કરજો, એ કામથી તમને ઘણો મહાન દરજ્જો હાસિલ થશે."

હઝરત સૈયદ મહમૂદ સાહેબ બુખારીને આ બશારત મળતાં તેમણે પોતાના એહલે ખાનદાન સામે તે રજૂ કરી. જે સાંભળીને તમામ ખુશ થયાં. આ બાજુ તે ઝઈફા પણ બુખારા પહોંચી અને આપની તલાશ કરી. હઝરત સૈયદ મહમૂદ પણ તે ઝઈફાની શોધમાં હતા. એક દિવસ બંનેનો ભેટો થઈ ગયો. આપની હસીન સુરત અને હુલીયા પરથી ડોસીમાં આપને ઓળખી ગયા. પછી સૈયદ મહમૂદ તે ઝઈફાને પોતાના ઘેર લઈ ગયા. ઝઈફાએ પોતાની દર્દભરી કહાની અને મુસલમાનો પર થતાં ઝુલ્મોની વાત રજૂ કરી અને આ અનુસંધાને આપની મદદ માટે ઈલ્તેજા કરી તેમજ હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની બશારત પણ સંભળાવી, જે સાંભળીને આપ ઝઈફા સાથે ભડિયાદ મુકામે આવવા તૈયાર થઈ ગયાં.

**ગુજરાતમાં તશરીફ આવરી :-** હઝરત સૈયદ મહમૂદે આ અનુસંધાને પોતાના વાલેદૈન પાસે જંગમાં જવાની ઈજાઝત માંગી. આપના નેક માં બાપે વારી જઈને રજા આપતાં ફરમાવ્યું કે, અમે પણ રસુલલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) સામે સુર્ખરૂ થઈ જઈશું. પછી આપે પોતાના દોસ્ત-એહબાબો વચ્ચે જાહેર કર્યું કે, મને વાલેદૈન તરફથી જંગમાં જવાની રજા મળી છે, તેમજ આપ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની બશારત પણ અહીં સંભળાવી અને પછી દોસ્ત-એહબાબોને આ જંગમાં સામેલ થવાની દાવત આપતા કહ્યું કે, "જેઓને શહીદોમાં સામેલ થવું હોય તે મારી સાથે જંગમાં આવવાની તૈયારી કરે."

**આપનું એલાન સાંભળીને શહાદતનો ઝૌકો શૌક ધરાવનારનું એક નાનું એવું લશ્કર જમા થઈ ગયું અને તેઓએ અહીંથી કૂચ ફરમાવી. આ ગાઝીઓનો કાફલો અહમદઆબાદ આવી પહોંચ્યો. અહીં થોડો સમય કયામ કરીને, કાફલો ધોળકા પહોંચ્યો.**

કહેવાય છે કે, હઝરત મહમૂદશાહ બુખારી (રહ્મતુલ્લાહ અલૈહ)

અહમદઆબાદ કાફલા સાથે તશરીફ લાવ્યા ત્યારે રજજબનો પાંચમો (૫) ચાંદ હતો. અહીં અહમદઆબાદમાં જ્યાં આપે કયામ કર્યો હતો, તે સ્થળ પર પાંચમાં ચાંદે ઉર્ષ મનાવાય છે.

પછી આપ ધોળકા થોડો સમય રોકાયા અને અહીંનું જંગલ સાફ કરીને ધોલેરા બંદર પહોંચ્યાં, અહીં પહોંચ્યા ત્યારે અડધી રાતનો સમય હતો, અહીં જે જગ્યા પર આપે કયામ કર્યો હતો ત્યાં આપની યાદદાશ્ત તરીકે ચિલ્લો સ્થાપવામાં આવ્યો છે.

ધોલેરા બંદરે પહોંચીને તંબુ નાખીને ગુસ્લ-વુઝૂ કરીને સૌએ સાથે મળીને શુક્રાનાની નમાઝ અદા કરી અને દુઆ માટે હાથ ઊઠાવ્યો. દુઆ માંગી રહ્યા પછી લગભાગ સવારની નમાઝ (ફજર) નો ટાઈમ થઈ ગયો, એટલે બધાએ મળીને નમાઝ અદા કરી અને નમાઝ બાદ સૌ સાથીઓએ હઝરત પીર ભડિયાદ સૈયદ મહમૂદ પાસે આવીને જંગ સંબંધે મશ્વરો કર્યો. બધાએ અલગ-અલગ મશ્વેરો રજૂ કર્યો. પરંતુ આપે છેવટે કહ્યું કે, “ઈસ્લામના કાનૂન અનુસાર જો આપણે લડશું તો હઝરત રસુલલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) આપણાથી ખુશ થશે.”

એટલે આપે સૌ પ્રથમ રાજાને હિદાયત પહોંચાડતો પત્ર લખ્યો.

**રાજા ને પત્ર :-** હઝરત મહમૂદ શાહ બુખારી (રહમતુલ્લાહ અલૈહ) એ એક પત્ર ટુંકમાં લખ્યો, તેમાં રાજાને સંબોધીને લખ્યું કે, “અલ્લાહ એક છે, તેના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, તે જે ચાહે તે કરી શકે છે અને અલ્લાહના મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) છે અને તને ઈસ્લામમાં દાખલ થવાની દાઅવત આપીએ છીએ અને સાથે તાકીદ કરીએ છીએ કે આ તારા ઝુલ્મો સીતમ રૈયત પર કરવાનું છોડી દે, તેમાં જ તારું હીત છે, અમને તારા તખ્ત, પૈસા, જમીન કોઈ વસ્તુ જોઈતી નથી, નહીં તો છેવટે અમારી તલવારો જંગ માટે બેચૈન છે.”

આ પત્ર પર હઝરત પીર મહમૂદશાહે દસ્તખત કરી અને મહોર લગાડી બે સવારો સાથે રાજા પર મોકલ્યો. એ પત્ર રાજાના દરબારીને આપ્યો.

દરબારીએ તે પત્ર રાજાને આપ્યો. રાજાએ પત્ર વઝીરને વાંચી સંભળાવવાનું કહ્યું. પત્ર સાંભળી રાજા ઘણો જ આવેશમાં આવી ગયો અને તેણે આવેલ કાસીદો સાથે કહેવડાવ્યું કે, “હું ગુજરાતનો શૂરવીર અને બહાદુર રાજા

છું, તમે એક પણ બચીને મારાથી જઈ શકશો નહીં.'' કાસીદોએ રાજાના ઘમંડી વર્તનની હઝરત મહમૂદશાહ બુખારી (રહ્મતુલ્લાહ અલૈહ) ને જાણ કરી. પછી રાજાએ આ લોકો પાછળ છુપી પોલીસ એ જાણવા માટે કે આ લોકોએ ક્યાં મુકામ કર્યો છે, કેટલા જણાં છે અને શું કરે છે ? વગેરે.

છેવટે હઝરત મહમૂદશાહે સવારની નમાઝ પછી જંગનું એલાન કર્યું.

**જંગમાં રાજા મરાયો :-** છેવટે બીજે દિવસે જંગના મંડાણ થયા. મુસલમાનોનું લશ્કર મુઠ્ઠીભર હતું, છતાં ઘણો જ બહાદુરીપૂર્વક મુકાબલો કર્યો અને દુશ્મનોનો કચ્ચર ઘાણ કાઢી નાંખ્યો. છેવટે રાજા હઝરત મહમૂદશાહ (રહ્મતુલ્લાહ અલૈહ) ની સામે આવી જાય છે અને આપ પોતાની તલવારના એક જ ઘા વડે તેનું માથુ ધડથી જુદુ કરી નાંખે છે, રાજાના કત્લથી તેના લશ્કરમાં ભંગાણ પડે છે અને નાસભાગ શરૂ થઈ જાય છે. છેવટે યુદ્ધ બંધ થાય છે. હઝરત સૈયદ મહમૂદ બુખારી (રહ્મતુલ્લાહ અલૈહ) આ યુદ્ધ જીતી લે છે.

ઈસ્લામી કાફલામાં જે ગાઝીઓની કિસ્મતમાં શહાદત લખી હતી, તેઓ શહીદ થયા, પરંતુ હઝરત મહમૂદ (રહ્મતુલ્લાહ અલૈહ) ને આ યુદ્ધમાં શહાદત ન મળતાં, તેઓ ઘણા માયુસ હતા. આપ ફરમાવતા હતાં કે, હું કેવો કમનસીબ કે શહાદતના દરજ્જાથી મેહરૂમ રહ્યો. આટલું ફરમાવીને આપ ખેમામાં જઈને ઘણું જ રડ્યાં તથા અલ્લાહ તઆલાથી દુઆ કરી કે, "હું શહાદતના શૌકમાં આવ્યો હતો, મને કેમ શહાદત ન મળી ?'' આપ આ રીતે દુઆ માંગતા-માંગતા જ બીસ્તર પર સુઈ ગયા. ખ્વાબમાં હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે, "ફરઝંદ શા માટે બેચૈન છો ? હું તારી સાથે જ છું અને આપને જન્નત દેખાડી.''

**આપની શહાદત :-** આ રાજાનો એક ભાઈ હતો જે આ લડાઈ દરમિયાન ત્રણ-ચાર સિપાઈઓ સાથે ભાગી ગયો હતો, તેને રાજાના મરવાની ખબર પડી તો કહ્યું કે, "હું તેનો બદલો લઈશ'' અને પછી મોડી રાતે જ્યારે હઝરત મહમૂદ બુખારી (રહ્મતુલ્લાહ અલૈહ) આરામ ફરમાવી રહ્યા હતા ત્યારે તે ચુપકીદીથી તંબુની અંદર ઘુસી ગયો અને પાછળથી આપની ગરદન મુબારક પર વાર કર્યો, આ રીતે શહાદતના તલબગારને શહાદત મળી ગઈ. આપ શહીદ થતાં જ ખેમામાં નૂર જલ્વાગર થયું, બધે રોશની થઈ ગઈ, તે ઝાલીમો ત્યાંથી ભાગી ગયા, તે પછી તેમનો પત્તો લાગ્યો નહીં.

સવારની અઝાન પછી હઝરત મહમૂદ નમાઝમાં ન દેખાયા તો કાફલાવાળા આપના તંબુમાં પહોંચી ગયા, ત્યાં જોયું તો આપની શહાદત થઈ ચુકી હતી. આપના ચહેરામુબારક પર નૂર વરસી રહ્યું હતું. એક તરફ વિજયની ખુશી હતી તો સાથીદારો માટે બીજી તરફ જુદાઈનો ગમ હતો. સાથીદારો સમજી ગયા કે જે તેઓની ઈચ્છા હતી, તે પૂરી થઈ ગઈ. સવારની નમાઝ સૌએ રંજોગમમાં અદા ફરમાવી.

**હંમેશા માટે ભડિયાદમાં મુકામ :-** સવારની નમાઝ પછી ચોકડી ગામથી કાફલાવાળાઓ તથા સાથીઓએ જનાઝો તૈયાર કરી ઊંચકીને ચાલવા માંડ્યું. વહાણ તૈયાર કરાવ્યું. સફર લાંબો હતો એટલે ઉતાવળ કરવામાં આવી, કે જલ્દી બુખારા પહોંચી જઈએ. પરંતુ કોઈને ખબર નહોતી કે ખુદાવંદ કુદ્દુસે અજલમાં આપના માટે કઈ જમીન નક્કી કરેલી હતી. જનાઝો આગળ વધી રહ્યો છે, વચ્ચે ભડિયાદ ગામ આવે છે, અહીં નમાઝનો સમય થતાં તેના તળાવ પર જનાઝો મૂકી સૌ સાથીઓએ નમાઝ અદા કરી પછી જનાઝો અહીંથી ઊઠાવીને આગળ વધવાનું પ્રયાણ કર્યું તો જનાઝો એટલો ભારે થઈ ગયો કે ઊઠી શક્યો નહીં, બધા તાજ્જુબમાં પડી ગયા. સૌ વિચારમાં પડી ગયા કે આ શું ભેદ હશે ? અલ્લાહ તઆલાથી સૌએ દુઆ કરી કે આ શું ભેદ છે, તેનું રાઝ અમને દેખાડ ? અગર જો આ જ હાલત રહી તો અમારી બેઈઝઝતી થશે.'' ગેબથી નિદા આવી, ''હે ગાઝીઓ... મૈયતને અહીંયા જ દફન કરજો. અહીં જ તેઓની મદફનગાહ છે, તેઓ કાયમી મુકામ અહીં જ કરશે અને હઝારો લોકો તેમના થકી ફૈઝ પ્રાપ્ત કરશે.''

ગાઝીઓએ આ નિદા સાંભળી તો તેઓએ આપને અહીં જ દફન કર્યા પછી, તેઓ બુખારી પરત ફર્યા અને આપના વાલીદૈનને આ અંગે જાણ કરી.

**આપનો મઝીર શરીફ :-** આ રીતે આપનો મઝારેપાક ભડિયાદમાં **આવેલો છે અને આપ લોકોમાં પીર ભડિયાદ તરીકે મશહુર છે.**

આપનો ઉર્ષ મુબારક ૧૧ અને ૧૨ રજ્જબના રોજ મનાવવામાં આવે છે.

**આપની કરામતો :-** હઝરત સૈયદ મહમૂદ બુખારી ઉર્ફે પીર ભડિયાદ (રહ્મતુલ્લાહ અલૈહ) ની હઝારો કરામતો મશહુર છે, જે તમામ રજૂ કરવી અશક્ય છે.

## (૪૭) હઝરત સૈયદ મુહર્રમઅલી કાદરી

**(રહમતુલ્લાહ અલૈહ) (શીશાંગ, તા. કાલાવડ શિતલા, જિ. જામનગર)**

આજ થી લગભગ ૧૭૫ (પોણા બસો વરસ) પહેલા આપ બગદાદ શરીફ (ઈરાક) થી મુરાદાબાદ (યુ.પી.) તશરીફ લાવ્યા અને ત્યાંથી શીશાંગ (ગામ) તા. કાલાવડ શિતલા, જિ. જામનગર માં આવીને કાયમી વસવાટ કર્યો. આપના વંશજો આજે પણ ત્યાં મૌજુદ છે.

**હઝરત સૈયદ મુહર્રમઅલી કાદરી (રહમતુલ્લાહ અલૈહ) નું નસબનામું (વંશીય સિલસિલો) :-**

હઝરત સૈયદ અબ્દુલ કાદીર જીલાની ગૌસુલઆઝમ દસ્તગીર (રહમતુલ્લાહ અલૈહ)

(૧) હઝરત સૈયદ અબુબકર અબ્દુલઅઝીઝ કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૨) હઝરત સૈયદ મુહમ્મદ હત્તાક કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૩) હઝરત સૈયદ શમ્સુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૪) હઝરત સૈયદ મુહમ્મદ શરફુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૫) હઝરત સૈયદ ઝૈનુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૬) હઝરત સૈયદ વલીયુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૭) હઝરત સૈયદ નુરૂદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૮) હઝરત સૈયદ હિસામુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૯) હઝરત સૈયદ મુહમ્મદ દુર્વેશ કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૧૦) હઝરત સૈયદ ઝૈનુદ્દીન સાની કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૧૧) હઝરત સૈયદ મુસ્તુફા કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૧૨) હઝરત સૈયદ સલમાન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૧૩) હઝરત સૈયદ અલી કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૧૪) હઝરત સૈયદ સલમાન સાની કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૧૫) હઝરત સૈયદ મુસ્તુફા સાની કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(૧૬) હઝરત સૈયદ મુહર્રમઅલી કાદરી (રહમતુલ્લાહ અલૈહ)

(તારીખે મશાઈખે કાદરીયા ઉર્દુ ભાગ ૧ પાનું ૧૮૯)

## (૪૮) હઝરત સૈયદ ઈબ્રાહીમમિયાં ઈબ્ને સૈયદ નઝરમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) (કાલાવડ-શિતલા, જિ. જામનગર)

**આપની વફાત :-** હિ.સ. ૧૨૯૬ માં આપની વફાત થઈ. આપનો મઝારે શરીફ કાલાવડ-શિતલા ના મોટા કબ્રસ્તાનમાં છે.

**આપનું પેઢીનામું આ પ્રમાણે છે :-**

હઝરત સૈયદ અબ્દુલકાદિર ગૌસુલઆઝમ જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ)

(૧) હઝરત સૈયદ અબ્દુર્રઝાક તાજુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨) હઝરત સૈયદ અબ્દુલ્લાહ એમાદુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૩) હઝરત સૈયદ મુહમ્મદ મુહૈયુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૪) હઝરત સૈયદ અહમદ ઝહીરૂદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદ યાહ્યા સૈફુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત સૈયદ મુહમ્મદ શમ્સુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત સૈયદ અલી અલાઉદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત સૈયદ હુસૈન નુરૂદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૯) હઝરત સૈયદ યાહ્યા મુહૈયુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૦) હઝરત સૈયદ કાસિમ શરફુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૧) હઝરત સૈયદ અહમદ શહાબુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૨) હઝરત સૈયદ અબ્દુર્રહીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૩) હઝરત સૈયદ અબુલહસન અલી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૪) હઝરત સૈયદ મુહમ્મદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૫) હઝરત સૈયદ દાઉદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૬) હઝરત સૈયદ ઈબ્રાહીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૭) હઝરત સૈયદ મુહમ્મદઅલી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) (આ બુઝુર્ગના નામની મસ્જિદ અહમદઆબાદ, જમાલપુર ચકલામાં આવેલી છે, જેમાં આપનો મઝારેશરીફ પણ છે.)
(૧૮) હઝરત સૈયદ હસનઅલી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૯) હઝરત સૈયદ મુહમ્મદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૦) હઝરત સૈયદ નઝરમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

(૨૧) હઝરત સૈયદ ઈબ્રાહીમમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

**આપના હાલાત :-** આજથી લગભગ પોણા બસ્સો (૧૭૫) વરસ પહેલા, કાલાવડ-શિતલામાં આપ તશરીફ લાવ્યા અને આપે આપના વંશ પરંપરા કાદરીયા સિલસિલાને આગળ વધારવામાં અનથક મહેનત કરી અને લોકોને કાદરીયા સિલસિલાના ફેઝથી ફૈઝયાબ કર્યા. આપે આ ગામમાં એક જુમ્મા મસ્જિદ બનાવી અને આપ એજ મસ્જિદમાં ઈમામત પણ કરતા રહ્યા.

આપના પછી આપના વંશજોએ પણ પોતાના વાલિદના નકશે કદમ પર ચાલીને ઈમામતનું કામ કર્યું, આ રીતે આ વંશમાં છેલ્લા ઈમામ **હઝરત સૈયદ અહમદ ઉર્ફે મીઠુમિયાં બાપુ** એ પણ પોતાની આખી જીંદગી આજ જુમ્મા મસ્જિદમાં ઈમામત કરી અને લોકોને પોતાના ઈલ્મે ઝાહેરીથી ફૈઝ પહોંચાડ્યો.

હઝરત સૈયદ ઈબ્રાહીમમિયાં ઈબ્ને સૈયદ નઝરમિયાં બાપુ (રહ્મતુલ્લાહ અલૈહ) ના વંશ પરંપરાના લગભગ ૪૦ (ચાલીસ) મકાનો આવેલા છે.

## (૪૯) હઝરત મહબૂબશાહ કાદરી ઉર્ફે મોતીચુંવાલે બાવા

**(રહમતુલ્લાહ અલૈહ) (બેટ દ્વારકા, ઓખા)**

**મુબારક નામ અને ખાનદાન :-** આપનું મુબારક નામ મહબૂબશાહ છે. આપ હુઝુર ગૌષે પાક (રદીયલ્લાહો અન્હો) ની ઔલાદમાંથી કાદરી સાદાત છે. આપના વડવાઓમાંથી એક, **હઝરત સૈયદ અબ્દુલગનીના સાહબઝાદા હઝરત મુહમ્મદશાહ** હિંદુસ્તાન આવેલાં અને નયા પોર્ટ પાસે તેઓએ વિસાલ ફરમાવેલો. આ નયાપોર્ટ કયું તે નક્કી થતું નથી, પરંતુ શક્ય છે કે ભાદર નદી સમુદ્રને મળે છે ત્યાં નવું બંદર આવેલું છે, તે હોઈ શકે. હઝરત મુહમ્મદશાહની ત્રીજી પેઢીમાં આ મુહમ્મદશાહ અથવા મુમાશાહ થયા, તેઓનો મઝારશરીફ વેરાવળ - પ્રભાસ પાટણ પાસે હોવાનું કહેવાય છે. આ હઝરત મુહમ્મદશાહ (રહ્મતુલ્લાહ અલૈહ) ના બે સાહેબઝાદાઓમાંથી મોટા સાહેબઝાદા આ હઝરત મહબૂબશાહ (રહમતુલ્લાહ અલૈહ) છે.

**જામનગર તશરીફ આવરી :-** 'કહેવાય છે કે હઝરત મહબૂબશાહ

વેરાવળ (પાટણ) થી દીની તાલીમ માટે બગદાદ ગયેલા અને ત્યાં પુરી તાલીમ હાસિલ કર્યા પછી બગદાદ શરીફમાં જ આપે શાદી કરી અને બે પુત્રો પણ થયા. ત્યાર બાદ આપને દીનની તબ્લીગનો આદેશ મળતાં આપ સિંધ અને કચ્છમાં થઈને દરિયામાર્ગ જામનગર તશરીફ લાવ્યાનું કહેવાય છે.

**કરામત :-** આપની એક કરામત મશહુર છે કે એકવાર પોતાના બે પુત્રો સાથેના પરીવારને લઈને પીર મહબૂબશાહ કોઈ વાઘેરના વહાણમાં બેડી બંદર આવતા હતાં, ત્યારે વહાણ માલીકે મુસાફરીનું ભાડું માંગતા આપે ગુસ્સામાં બે બાળકોનો દરિયામાં ફેંકી દીધાં અને તે બંને બાળકો વહાણ કિનારે પહોંચતા કિનારા પર જીવતા જોવા મળ્યા અને તેઓની મુઠ્ઠીમાં સાચા મોતી હતા તે વહાણવટી વાઘેરને ભાડા તરીકે આપવામાં આવ્યા. આ નવાઈજનક ઘટનાની વાત વાઘેર વહાણવટીએ જામરાજાને કરતા, જામરાજાએ પીરસાહેબને જામનગરમાં આગ્રહ કરીને રોકી લીધાં એટલે આપ જામનગરમાં વસી ગયા એવું કહેવાય છે.

**"મોતીચુંવાળા પીર" :-** હઝરત પીર મહબૂબશાહે જામનગરના સમુદ્ર કિનારેથી મોતી શોધી કાઢ્યાં તેથી તેઓ મોતીચુંવાળા પીર તરીકે ઓળખાય છે. આપ મોતીની શોધ કરનાર હોવાથી જામનગર રાજ્ય તરફથી જે મોતી કાઢવામાં આવતા તેમાં આપનો ભાગ પણ રાખવામાં આવતો હતો.

કહેવાય છે કે વાઘેરોને તેઓએ સૌપ્રથમ મુસ્લિમ બનાવ્યા, તેથી વાઘેર કોમ આપના તરફ ખૂબજ અકિદત ધરાવે છે. હઝરત પીર મહબૂબશાહ (રહ્મતુલ્લાહ અલૈહ) ને ચાર સાહબઝાદા થયાં તેમના વંશજો હાલ જામનગર અને કચ્છમાં છે.

**આપનો મઝારશરીફ :-** આપ જામનગર આવ્યા ત્યારે તળાવની પાળે હાલની આરીફમિયાં મસ્જીદવાળી જગ્યામાં રહેતા અને પાછળથી કુંભારવાડામાં રહેવા ગયેલા હતાં. હાલ આપનો મઝારશરીફ જામનગર શહેરમાં કુંભારવાડામાં આવેલ છે.

## (૫૦) હઝરત સૈયદ ફઝલુલ્લાહ ઉર્ફે સૈયદ યાસિનશાહ કાદરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (જેતપુર, જિ. રાજકોટ)

આપના વાલિદે મોહતરનું નામ હઝરત સૈયદ 'સૈફુર્રહમાન' છે.

હઝરત સૈયદ ફઝલુલ્લાહ (રહ્મતુલ્લાહ અલૈહ) 'સૂરએ યાસિન શરીફ' ના આમિલ હતા, એ માટે આપને 'યાસિનશાહ' કહેવામાં આવે છે.

આજથી લગભગ પોણા બસો (૧૭૫) વરસ પહેલા, હઝરત નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની હુકમથી આપ સિંધ (પાકીસ્તાન) થી જેતપુર, સૌરાષ્ટ્રમાં તશરીફ લાવ્યા.

આપ 'સૂરહ યાસિન શરીફ' ના આમિલ હોવાથી લોકોને આ કુર્આની અમલની બરકતથી ફૈઝયાબ કરતા હતા.

આપ હઝરત ગૌસુલ આઝમ, પીરાને પીર દસ્તગીર અબ્દુલ કાદિર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ) ની વંશપરંપરા થી એમની ઔલાદોમાં છે. આપનો સિલસિલએ તરીકત પણ આપના વંશ મુજબ કાદરી છે.

**આપની વફાત અને મઝારે શરીફ :-** જમાદીઉલ અવ્વલના ૧૬ માં ચાંદે આપની વફાત થઈ. આપનો શાનદાર મઝારે શરીફ જેતપુર, જિ. રાજકોટમાં છે.

આપની દરગાહશરીફ ના હાલનાં સજ્જાદાનશીન હઝરત 'સૈયદ મુહમ્મદ તાહિર મિયાં બાપુ' છે. જેઓ હાલ ઘણી કામ્યાબીથી આ સિલસિલો ચલાવી રહ્યા છે.

## (૫૧) હઝરત સાંઈ અબ્દુલ કાદીર બાવા

(રહ્મતુલ્લાહ અલૈહ) (ધોરાજી)

હઝરત સાંઈ અબ્દુલ કાદીર બાવાની વંશાવલી શહીદે આઝમ હઝરત ઈમામહુસૈન (રદીયલ્લાહુ અન્હુ) થી મળે છે, તે માટે આપ સાદાતે હુસૈની છે.

**આપનું નસબનામુ આ પ્રમાણે છે :-**

હઝરત સૈયદના ઈમામઅલી મુર્તુઝા (રદીયલ્લાહુ અન્હુ)
હઝરત સૈયદના ઈમામહુસૈન શહીદે કરબલા (રદીયલ્લાહુ અન્હુ)
હઝરત સૈયદના ઈમામ અલી ઝૈનુલ આબેદીન (રદીયલ્લાહુ અન્હુ)
હઝરત સૈયદના ઈમામ મુહમ્મદ બાકર (રહ્મતુલ્લાહ અલૈહ)

હઝરત સૈયદના ઈમામ જાફર સાદિક (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદના ઈમામ મુસા કાઝિમ (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ જાફર હવારી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ હુસૈન અકબર (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ અલી હવારી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ યુસુફ (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મુહમ્મદ (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ અહમદ (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ અલી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ હુસૈન (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મુહમ્મદ (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મીર અલી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ હૈદર (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મીર અલી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ શરફુદ્દીન ઉર્ફે મુહમ્મદ અશરફ (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ જલાલ ઉર્ફે જર્રારશાહ (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મહમૂદ (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ જલાલ (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ ફતેહ મુહમ્મદ (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મુહમ્મદ (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ સૈયદ સાહબ (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મોહસીન (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ અબ્દુન્નબી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ ઝિયાઉદ્દીન ઉર્ફે ઝિયામિયાં (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મોતીમિયાં (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ અમીરૂદ્દીન (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ ઉમેદઅલી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મોતીમિયાં (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ પીર શાહ (રહ્મતુલ્લાહ અલૈહ),
હઝરત સૈયદ સાંઈ અબ્દુલ કાદીર બાવા (રહ્મતુલ્લાહ અલૈહ)

હઝરત સૈયદ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ ધાની શહીદ કાદરી (રહમતુલ્લાહ અલૈહ) સિંધ, (પાકીસ્તાન) માં આપનું મઝારેશરીફ છે. આપ હઝરતથી સાંઈ અબ્દુલકાદીર બાવા મુરીદ બન્યા, આગળ જાણવા મળ્યું કે આપ સાદાતે હુસૈની છે અને તરીકત કાદરીયા છે.

આપે ઘણી ઈબાદત અને રિયાઝત કરી ત્યાં સુધી કે આપના પીરો મુર્શીદે આપને ખિર્કએ ખિલાફતથી નવાઝ્યા.

ધોરાજી (સૌરાષ્ટ્ર) માં આવીને આપે ખાનકાહે કાદરીયાની બુનિયાદ નાંખીને હજારો મખ્લુકે ખુદાને સિલસિલએ કાદરીયાના ફૈઝથી નવાઝ્યા.

આપની વફાત :- હિ.સ. ૧૩૧૦, મોહર્રમની ૨૭ (સત્તાવીસ) તારીખ છે.

આપનું મઝારેશરીફ :- ધોરાજીમાં બહારપુરામાં, મદ્રસએ રૌનકે ઈસ્લામ સ્કુલની સામે છે.

## (૫૨) હઝરત સૈયદ જમાલુદ્દીન કાદરી બગદાદી ઉર્ફે હાજીપીર

(રહમતુલ્લાહ અલૈહ) (કલારીયા, તા. ઉપલેટા)

આપ બગદાદશરીફ થી કલારીયા (જિ. ઉપલેટ, સૌરાષ્ટ્ર) તશરીફ લાવ્યા, આપની વંશાવલી ૧૭ મી પેઢી એ હુઝુર ગૌસુલઆઝમ દસ્તગીર (રહમતુલ્લાહ અલૈહ) થી મળે છે.

ગુજરાતના લોકો માટે ઘણી જ ખુશીની વાત છે કે બગદાદશરીફના કાદરી સિલસિલાના સજ્જાદાનશીને, બગદાદશરીફ છોડીને કલારીયાને પોતાનું વતન બનાવ્યું અને ત્યાંના લોકોને કાદરીયા સિલસિલાના રૂહાની અનવારથી નવાઝયા અને પોતાની આખરી આરામગાહ (મઝારશરીફ) પણ આજ ગામને બનાવ્યું.

આપના ઈલ્મે ઝાહેરી અને બાતિની વડે આપે મખ્લુકે ખુદાની રહબરી ફરમાવી અને ઘણાં લોકોને વાસિલે ઈલાહી કર્યા, જેમાં સૈયદ મુહમ્મદ સ્વાલેહ શીરાઝી કાદરી (રહમતુલ્લાહ અલૈહ) ઘણાં જ મશહૂર છે.

## (૫૩) હઝરત સૈયદ મુહમ્મદ સ્વાલેહ શીરાઝી કાદરી

**(રહ્મતુલ્લાહ અલૈહ) (કલારીયા, જિ. ઉપલેટા)**

આપ વંશ પરંપરા શહીદે આઝમ, ઈમામ હુસેન (રદીયલ્લાહો અન્હો) ની મુબારક ઔલાદોમાંથી છે અને તરીકતમાં આપ હઝરત સૈયદ જમાલુદીન કાદરી બગદાદીથી મુરીદ બનીને ખૂબ મહેનત અને રીયાઝત કરી, ઝીકો ફીકમાં એટલા બધા મશગુલ રહેતા કે પીરો મુર્શિદ હઝરત સૈયદ જમાલુદીન કાદરી બગદાદી આપના આ રૂહાની અને સૂફિયાના અમલથી ઘણાં જ ખુશ થયા અને **આપને ખિર્કએ ખિલાફતથી નવાઝયા.**

આપનો રૂહાની તરીકો ત્યારથી કાદરી સિલસિલો થયો. આપે પણ આપના પીરો મુર્શીદની જેમ કાદરીયા સિલસિલાને ફેલાવવામાં ઘણી કોશીશ કરી, ત્યાં સુધી કે ઘણાં ખરા ગૈર મુસ્લિમોએ પણ આપના હાથમાં કલમો પઢીને મુસલમાન થયા.

આપની ઘણી કરામતો છે, જેમાંથી એક કરામત ઘણી મશહૂર છે કે, આપે ભવિષ્યવાણી કરી કે આજથી એકસો સિત્તેર વરસ (૧૭૦) બાદ, ચૌદમી સદી (૧૪) ના મુજદીદ હઝરત ઈમામ અહમદ રઝાંખાં (બરેલી શરીફ) (રહ્મતુલ્લાહ અલૈહ) પૈદા થશે, (જેઓ હિન્દુસ્તાન અને પુરા આલમમાં સુન્નીયતનો ફેલાવો કરશે અને કુર્આનશરીફનો બહેતરીન તર્જુમો કરશે) આપની આ કરામતે અને ભવિષ્યવાણીએ એક મહાન વલીએ કામિલની ઓળખાણ કરાવી, જેમણે સુન્નીયતને ફેલાવવા માટે ઘણી કુર્બાની આપી.

**આપની વફાત :-** હિ.સ. ૧૧૭૦ તારીખ ૧૭ રબીઉલ અવ્વલમાં થઈ.

**આપનો મઝારેશરીફ :-** મુકામ કલારીયા (જિ. ઉપલેટા, સૌરાષ્ટ્ર) માં છે. આજે પણ **આપના મઝારશરીફ થી ફૈઝનો** દરિયો વહે છે અને મોઅતકીદ લોકો ફૈઝ ઉઠાવે છે.

**આપના જાનશીન (સજ્જાદનશીન) :-**

(૧) હઝરત સૈયદ કાસિમ ઉર્ફે કામુશાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨) હઝરત સૈયદ મીર શાહ બાવા કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૩) હઝરત સૈયદ ઝિયાઉલ્લાહ બાવા કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

(૪) હઝરત સૈયદ લાલ મુહમ્મદ બાવા કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદ હુસૈનમિયાં બાવા કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) (આપનો મઝારે શરીફ ટંકારા ગામ, જિ. મોરબીમાં છે) આપ ઘણાં મહાન સૂફી અવલિયા થયા છે અને ઝીક્રો ફીક્રમાં એટલા બધા મશગુલ રહેતા કે આપને 'કુત્બીયત'નો મર્તબો હાસિલ થયો
(૬) હઝરત સૈયદ મહમૂદમિયાં બાવા કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત સૈયદ હાજી સઈદમિયાં બાવા કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત સૈયદ મુહમ્મદ મુસ્તુફા કાદરી (મદ્દ-ઝિલ્લહુ) (હાલના મૌજુદા સજ્જાદાનશીન છે.

## (૫૪) હઝરત સૈયદ મુહમ્મદ પનાહ કાદરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (ભૂજ, કચ્છ)

આપનું નસબનામું આ પ્રમાણે હઝરત ગૌસુલ આઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ) થી મળે છે :-

(૧) હઝરત સૈયદ અબ્દુલકાદીર જીલાની ગૌસુલ આઝમ (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨) હઝરત સૈયદ અબ્દુર્રઝઝાક કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૩) હઝરત સૈયદ અલી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૪) હઝરત સૈયદ મુસા કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદ અબ્દુલ મોઅમીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત સૈયદ મુશ્તાક અહમદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત સૈયદ શમ્સુલ આરીફીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત સૈયદ શમ્સુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૯) હઝરત સૈયદ ઝહુરૂદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૦) હઝરત સૈયદ જલાલુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૧) હઝરત સૈયદ મુહમ્મદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૨) હઝરત સૈયદ ફતેહુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૩) હઝરત સૈયદ અબ્દુલ મોઅમીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

(૧૪) હઝરત સૈયદ મુબારક શાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૫) હઝરત સૈયદ અલી કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૬) હઝરત સૈયદ અબ્દુલહક્ક કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૭) હઝરત સૈયદ ઈબ્રાહીમ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૮) હઝરત સૈયદ મુહમ્મદ બાકર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૯) હઝરત સૈયદ મુહમ્મદશાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૦) હઝરત સૈયદ અહમદશાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૧) હઝરત સૈયદ મુહમ્મદ પનાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૨) હઝરત સૈયદ બદરૂદીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૩) હઝરત સૈયદ ઈસ્માઈલ શાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૪) હઝરત સૈયદ મુહમ્મદ પનાહ ષાની કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૫) હઝરત સૈયદ ઈસ્માઈલ શાહ ષાની કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨૬) હઝરત સૈયદ વઝીર અલી શાહ કાદરી (મદઝિલ્લહુ)

હઝરત સૈયદ મુહમ્મદ પનાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) આજથી લગભગ બસો પચાસ વરસ પહેલા બગદાદ શરીફ (ઈરાક) થી નિકળી દેહલી તશરીફ લાવ્યા. દેહલીમાં થોડો વખત રહીને ભુજ (કચ્છ) માં તશરીફ લાવ્યા અને ત્યાંજ ખાનકાહે કાદરીયાની સંગે બુનિયાદ નાંખી.

ભુજની ઝમીન પર સિલસિલએ કાદરીયાને ફેલાવવા માટે ખૂબ કોશીશ કરી. આપની કોશીશો અને આપના રૂહાની ફેઝ થી હજારો ગૈર મુસ્લિમોએ ઈસ્લામ મઝહબ અપનાવ્યો.

આપે ભુજ (કચ્છ) માં એક શાનદાર મસ્જિદ બનાવી. આજ મસ્જિદમાં આપ લોકો દીની તાલીમ અને તરબીયત આપતા હતા અને મુરિદોનો પણ ખાસ ખયાલ રાખતા હતા. પોતાના મુરિદોને હંમેશા નમાઝ પઢવાનું કહેતા હતા અને હંમેશા તકવા અને પરહેઝગારીની તાલીમ આપતા હતા.

આપના આખરી વખતમાં જયારે બિમાર થયા તો આપના મોટા સાહબઝાદા જેમનું નામ સૈયદ બદરૂદીન હતું તેઓને ખિર્કએ ખિલાફત આપીને પોતાના જાનશીન બનાવ્યા અને આ ફાની દુનિયાનું ત્યાગ કર્યો અને વફાત પામ્યા.

હઝરત સૈયદ બદરૂદીન બાવા (રહ્મતુલ્લાહ અલૈહ) પણ ઘણાં મોટા

અને પાયાના બુઝુર્ગ હતા. આપે પણ કાદરી સિલસિલાને આગળ વધારવા માટે ઘણી મહેનત-કરી, જયારે આપનો આખરી વખત આવ્યો ત્યારે આપે પોતાના સાહબઝાદા સૈયદ ઈસ્માઈલ કાદરી (રહમતુલ્લાહ અલૈહ) ને પોતાના જાનશીન બનાવ્યા. આપે પોતાના બુઝુર્ગોના નકશે કદમ પર ચાલીને અલ્લાહના મખ્લુકની ખિદમત કરતા રહ્યા.

આપની વફાત પછી આપના સાહબઝાદા હઝરત સૈયદ મુહમ્મદ પનાહ ષાની (બીજા) એ પણ પોતાના બુઝુર્ગો થી ફૈઝ હાસિલ કરીને કાદરી સિલસિલાને આગળ ચલાવ્યો.

આપની વફાત પછી આપના સાહબઝાદા હઝરત સૈયદ ઈસ્માઈલ ષાની (બીજા) એ પણ કાદરી સિલસિલાને કચ્છમાં ખૂબ ફેલાવ્યો અને કચ્છની સરઝમીનને કાદરીયા સિલસિલાના અનવાર અને બરકતોથી ખૂબ ફેલાવી.

આપના પછી આપના ઘણાં જ લાયક અને આલીમ, ફાઝીલ અને દર્સે હદિષ, દર્સે કુર્આન અને સિલસિલાઓના દર્સ પોતાના મુરિદો અને અકિદતમંદો ને આપી રહ્યા છે. આ બુઝુર્ગનું મુબારક નામ હઝરત સૈયદ વઝીરઅલી કાદરી (મદઝિલ્લહુ) નકશબંદી છે.

આપ હઝરત સાહિબે કિતાબ પણ છે. આપે તસવ્વુફ ઉપર બે શાનદાર અને માલુમાતી કિતાબો લખી છે જેમનું નામ નિચે મુજબ છે :-

(૧) મન કી આખેં ખોલ - ગુજરાતી
(૨) ઈશ્ક હે ઈમ્તીહાં - ગુજરાતી

આપ આજે પણ પોતાની રૂહાની, અખલાકી અને ઈલ્મી સલાહિયતોથી કચ્છમાં અને આખા ગુજરાતમાં સિલસિલો ચલાવી રહ્યા છે. આપના રૂહાની મીશન ને આગળ વધારવા માટે પોતાના મોટા સાહબઝાદા હઝરત સૈયદ શમ્શુલ આરીફીન કાદરી (મદઝિલ્લહુ) ને પોતાના જાનશીન મુકર્રર કર્યા છે, તે અમારા માટે ઘણી ખુશી ની વાત છે.

આ બધા બુઝુર્ગોને દીનના મઝારશરીફ ભુજ માં હઝરત સૈયદ મુહમ્મદ પનાહ (પહેલા) ના મઝારે પાકની આસપાસ છે.

આપના મઝારે શરીફમાં અકિદતમંદો, હાજતમંદો અને દિલને રૂહાની સુકુન હાસિલ કરવા માટે હાજરી આપે છે અને પોતાની મનમાની મુરાદો પામે છે.

## (૫૫) હઝરત સૈયદ અબ્દુલ્લાહ કાદરી હમવી ઉર્ફે સાંકળવાળા પીર

(રહમતુલ્લાહ અલૈહ) (ભુજ, કચ્છ)

આજથી લગભગ પાંચસો (૫૦૦) વરસ પહેલા હઝરત સૈયદ અબ્દુલ્લાહ કાદરી હમવી ઉર્ફે સાંકળવાળા પીર (રહમતુલ્લાહ અલૈહ) બગદાદ શરીફથી ભુજ (કચ્છ) ગુજરાતમાં તશરીફ લાવ્યા અને આ ઝમીનને કાદરીયા સિલસિલાના નુર અને ફૈઝથી જગમગાવી દીધી.

આપના ઈલ્મે ઝાહીરી અને બાતિની ફૈઝથી હજારો મખ્લુકે ખુદા ઈમાનની રોશનીથી મુસલમાન થયા.

આપ હઝરત ગૌસુલઆઝમ પીરને પીર દસ્તગીર (રહમતુલ્લાહ અલૈહ) ની વંશમાંથી છે. આપનું નસબનામું નીચે મુજબ છે :-

હઝરત સૈયદ અબ્દુલ કાદીર ગૌસુલઆઝમ પીરાને પીર દસ્તગીર (રહમતુલ્લાહ અલૈહ)

(૧) હઝરત સૈયદ અબ્દુર્રઝઝાક તાજુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૨) હઝરત સૈયદ અબ્દુલ્લાહ એમાદુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૩) હઝરત સૈયદ મુહમ્મદ મુહ્યુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૪) હઝરત સૈયદ અહમદ ઝહીરૂદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદ યાહ્યા સૈફુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત સૈયદ મુહમ્મદ શમ્સુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત સૈયદ અલી અલાઉદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત સૈયદ હુસૈન નુરૂદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૯) હઝરત સૈયદ યાહ્યા મુહ્યુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૦) હઝરત સૈયદ કાસિમ શરફુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૧) હઝરત સૈયદ અહમદ સહાબુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૨) હઝરત સૈયદ મુહમ્મદ કુત્બુદ્દીન કાદરી (રહમતુલ્લાહ અલૈહ)
(૧૩) હઝરત સૈયદ અબ્દુલ્લાહ કાદરી હમવી ઉર્ફે સાંકળવાળા પીર (રહમતુલ્લાહ અલૈહ)

**આપની વફાત :-** હિ.સ. ૧૦૧૬ માં આપની વફાત થઈ. આપના

મઝારેશરીફનો સંદલ તારીખ ૧૦ રબીઉલ આખરમાં મનાવવામાં આવે છે અને ઉર્સ તારીખ ૧૧ મી ના દિવસ ઘણી શાનો શૌકતથી મનાવવામાં આવે છે.

**આપનો મઝારે શરીફ :-** આપનો મઝારેશરીફ ભીડ બજાર, ભુજ (કચ્છ) માં આવેલો છે. આપનો મઝારેશરીફ મુગલ બાદશાહોના જમાનાનો શાહી મકબરો છે. મકબરો ઘણો જ મોટો અને આલિશાન છે, જે ઘણી મોટી જગ્યામાં ફેલાએલો, જે ભુજ માં જોવાલાયક સ્થળોમાંથી એક છે.

હઝરત સૈયદ અબ્દુલ્લાહ કાદરી હમવી (રહ્મતુલ્લાહ અલૈહ) ઉર્ફે સાંકળવાળા પીર ના બે સાહબઝાદા હતા. જેમનાથી હાલમાં આપનો વંશ ચાલી રહ્યો છે.

## (૫૬) હઝરત સૈયદ ઝાહિદમિયાં કાદરી

**(રહ્મતુલ્લાહ અલૈહ) (ઉના, જિ. જુનાગઢ)**

આપ હઝરત ગૌસુલઆઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ) ની ૨૩ મી પેઢીએ છે.

આપનું નસબનામું નીચે મુજબ છે :-

હઝરત સૈયદ ઝાહિદમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ અબામિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ સદરમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ અહમદમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ ઝાહિદમિયાં ષાની કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ તાહીરમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ અબ્દુશ્શકુર કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ અબ્દુલ વહહાબ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ વલીયુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મુહમ્મદમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મુઝફ્ફરહુસૈન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ યાહ્યા કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ હુસૈન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ અઝીઝુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

હઝરત સૈયદ મુહમ્મદ રહમતુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મુહમ્મદ ઉમ્મતુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મુહમ્મદ અર્શુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મુહમ્મદ ફર્શુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ નઈમુલ્લાહ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ અમીરૂદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ મુહમ્મદ હસન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ કરીમુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ અબ્દુલ વહહાબ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
હઝરત સૈયદ ગૌસુલ આઝમ અબ્દુલ કાદિર જીલાની (રહ્મતુલ્લાહ અલૈહ)

**આપ હઝરત સૈયદ નઝરમિયાં કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ) થી બૈત થયા અને ખૂબ ઈબાદત અને રિયાઝત, ઝીક્રો ફીક્ર માં મશગુલ રહેતા હતા. આપના પીરો મુર્શીદ એ આપની રૂહાની કસીશ જોઈને ઘણાં ખૂશ થયા અને આપને કાદરી સિલસિલાને ફેલાવવા માટે ખિર્કએ ખિલાફત થી નવાઝયા.**

આપના બે રિશ્તાઓ હઝરત ગૌસુલ આઝમ દસ્તગીર (રહ્મતુલ્લાહ અલૈહ) થી મળે છે. એક તો જીસ્માની રિશ્તો, કારણ કે આપ ગૌસુલ આઝમની ઔલાદોમાંથી છે અને બીજો રિશ્તો આપને કાદરીયા સિલસિલાનો ખિર્કો અને ખિલાફત મળી.

કાદરી સિલસિલાને ફેલાવવા માટે આપે ઘણી મહેનત કરી અને અલ્લાહના બંદાઓને અલ્લાહ તરફ વાળ્યા અને પોતાના છેલ્લા સાંસ સુધી દિને ઈસ્લામની ખિદમત કરતા રહ્યા.

**આપનો વિસાલ અને મઝારે શરીફ :-** આપનો વિસાલ (વફાત) હિ.સ. ૧૩૬૩ માં થયો. તારીખ ૭ જમાદીઉલ અવ્વલના દિવસે થયો. આપનો ઉર્સ ઘણા ધૂમધામ થી થાય છે, જેમાં આખા સૌરાષ્ટ્રના લોકો અને આપના અકિદતમંદો હાજરી આપે છે.

**આપનો મઝારેશરીફ :- ઉના, જિલ્લા જુનાગઢ (સૌરાષ્ટ્ર) માં, કોટ વિસ્તાર, કાદરી મોહલ્લા, બડે પીર સાહબ ના મઝારે શરીફની પાસે છે.**

## (૫૭) હઝરત સૈયદ અબ્દુર્રઝઝાક ઉર્ફે રિઝકુલ્લાહ બાવા કાદરી

(રહ્મતુલ્લાહ અલૈહ) (કોડીનાર-જિ.જુનાગઢ)

આપ હઝરત ગૌસુલ આઝમ અબ્દુલ કાદીર જીલાની લગભગ ૪૦૦ વરસ પહેલા આપ કોડીનાર, જિ. જુનાગઢ (સૌરાષ્ટ્ર) માં તશરીફ લાવ્યા અને કાદરી સિલસિલાને ફેલાવવામાં ખૂબજ મહેનત કરી અને હજારો મખલુકે ખુદાને ફૈઝ પહોંચાડ્યો અને દિને ઈસ્લામની ખિદમત કરી.

**મઝારે શરીફ :-** આપનો મઝારે શરીફ મુકામ કોડીનાર, જિ. જુનાગઢ, સૌરાષ્ટ્રમાં આવેલો છે જ્યાં આજે પણ મખલુકે ખુદા આપથી રૂહાની ફૈઝ હાસિલ કરી રહી છે.

**શિજરએ તૈય્યબહ :-** હઝરત રિઝકુલ્લાહ બાવા કોડીયાર હાજી અબ્દુર્રઝઝાક શૈફુદ્દીન કાદરી કોડીયારના છપાએલ નસબનામામાંથી લીધું છે.

હઝરત સૈયદ અબ્દુલ કાદીર જીલાની ગૌસેઆઝમ દસ્તગીર
(રહ્મતુલ્લાહ અલૈહ)

(૧) હઝરત સૈયદ અબ્દુર્રઝઝાક તાજુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૨) હઝરત સૈયદ અબ્દુલ્લાહ એમાદુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૩) હઝરત સૈયદ મુહમ્મદ મુહ્યુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૪) હઝરત સૈયદ અહમદ કબીરૂદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદ યાહ્યા મુઈનુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત સૈયદ મુહમ્મદ શમ્સુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત સૈયદ હામિદ મહમૂદ કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત સૈયદ અહમદ રૂકનુદ્દીન કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૯) હઝરત સૈયદ અબ્દુર્રઝઝાક રિઝકુલ્લાહ (સાલીસ મુહ્યુદ્દીન) કાદરી (રહ્મતુલ્લાહ અલૈહ)

# (પં૮) ઐદ્રુસીયા ખાનદાન

**ઐદ્રુસીયા ખાનદાન વિશે અમને બે ત્રણ કિતાબોમાંથી જાણકારી મળી છે, જે આપને રજુ કરીએ છીએ :**

ઐદ્રુસીયા ખાનદાનના હાલાત મેળવવા માટે ઘણી કિતાબો વાંચી અને એમાંથી અમને જેટલા હાલાત મળ્યા છે, તે આપને પુસ્તકોના નામ અને પાના નંબર સાથે રજુ કરીએ છીએ, જે વાંચીને આપને ઘણો ઈત્મીનાન (સંતોષ) થશે.

**નીચે મુજબની ઐદ્રુસીયા ખાનદાનની માહિતી અમને નિચે મુજબની કિતાબોમાંથી મળી છે :-**

(૧) હકીકતે સુરત - ઉર્દુ

(૨) અન્નુરુસ્સાફીર - ઉર્દુ
આ કિતાબ ઐદ્રુસીયા ખાનદાનના સૂફી અવલિયાએ લખેલી છે. જેમાંથી અમને વધારે જાણકારી મળી છે, જેને અમે ઘણાં વિસ્તારથી રજુ કરી છે.

(૩) સુખનવરાને ગુજરાત - ઉર્દુ

(૪) અવલિયાએ ગુજરાત - ગુજરાતી

(૫) બઝમે બુઝુર્ગાને ભરૂચ - ગુજરાતી

(૬) ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો

(૭) તારીખે અવલિયાએ ગુજરાત - ગુજરાતી
(મિરાતે અહમદી પૂરવણી)

(૮) ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ

# હકીકતે સુરત ઉર્દુમાંથી
# ખાનદાને ઐદ્રુસીયા ની એક ઝલક
## નસબનામા ખાનવાદાએ ઐદ્રુસીયા

(૧) સૈયદના ઈમામ હઝરત અલી મુર્તુઝા (રદીયલ્લાહો તઆલા અન્હો)
(૨) હઝરત સૈયદના ઈમામ હુસેન શહીદે કરબલા (રદીયલ્લાહો તઆલા અન્હો)
(૩) હઝરત સૈયદના ઈમામ અલી ઝયનુલ આબેદીન (રદીયલ્લાહો તઆલા અન્હો)
(૪) હઝરત સૈયદના ઈમામ મુહમ્મદ બાકર (રહ્મતુલ્લાહ અલૈહ)
(૫) હઝરત સૈયદના ઈમામ જાફર સાદિક (રહ્મતુલ્લાહ અલૈહ)
(૬) હઝરત સૈયદ મુહમ્મદ ઉરૈઝી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૭) હઝરત સૈયદ અલી ઉરૈઝી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૮) હઝરત સૈયદ સકાફ અબ્દુર્રહમાન (રહ્મતુલ્લાહ અલૈહ)
(૯) હઝરત સૈયદ સકરાન અલ્વી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૦) હઝરત સૈયદ મુહમ્મદ ફકીહુલ મુકદ્દમ (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૧) હઝરત સૈયદ અલ્વી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૨) હઝરત સૈયદ અલી (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૩) હઝરત સૈયદ મુહમ્મદ (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૪) હઝરત સૈયદ અબ્દુર્રહમાન સકાફ (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૫) હઝરત સૈયદ અબુબકર સકરાન (રહ્મતુલ્લાહ અલૈહ)
(૧૬) હઝરત સૈયદ અબ્દુલ્લાહ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) (ખાનદાને ઐદ્રુસી કે બાની સ્થાપક)

હઝરત સૈયદ અબુબકર સકરાન (રહ્મતુલ્લાહ અલૈહ) ઘણાં મોટા આલીમ અને ફાઝીલ હતા અને ઘણાં મોટા આરીફે બિલ્લાહ હતા.

આપને ત્યાં એક સાહબઝાદા ની પૈદાઈશ થઈ, આ સાહબઝાદાને જોઈને આપની ઝબાને મુબારકથી લફઝ (શબ્દ) ઐદ્રુસ નિકળ્યો.

**ઐદ્રુસ લફ્ઝ (શબ્દ) નો તર્જુમો :-** "મોટા સૂફી" થાય છે અને હકીકતમાં પણ આપના આ સાહબઝાદાનું નામ મોટા સૂફીયાએ કિરામની ફેહરીસ્ત (લીસ્ટ) માં લખવામાં આવે છે.

આ સાહબઝાદા (હઝરત અબ્દુલ્લાહ ઐદ્રુસ) ને ત્યાં ત્રણ સાહબઝાદા પૈદા થયા જેમાં :-

(૧) હઝરત સૈયદ શૈખ અબુબકર બિન ઐદ્રુસ

(૨) હઝરત સૈયદ શૈખ બિન ઐદ્રુસ

(૩) હઝરત સૈયદ હસન બિન ઐદ્રુસ

આ ત્રણે બુઝુર્ગોને દીન ની નસલ જે આજે પણ ચાલી રહી છે, તે પોતાને **ઐદ્રુસી** લખે છે.

**તરીમ,** (કસ્બો) યમન (મુલ્ક, દેશ) જે સઉદી અરેબીયાની નીચે આવેલું છે, તેમાં એક નાના કસ્બાનું નામ તરીમ છે. યમન ના મોટા શહેરોમાં હઝરમૌત અને એડમ શહેર છે. એડમ યમનની રાજધાની છે.

ઐદ્રુસી ખાનદાન ના લોકો થી સાંભળેલી હકીકત મુજબ,

**'હઝરત સૈયદ અબ્દુલ્લાહ ઐદ્રુસ'** (રહ્મતુલ્લાહ અલૈહ) જ્યારે નાના (બચપન) હતા ત્યારે આપનું મકાન બનતુ હતું તેમાં કારીગરો કામ કરી રહ્યા હતા, ત્યાં મકાનની છતમાં એક વાંસ નાનો પડતો હતો, તે દરમ્યાન આપના વાલીદ હઝરત અબુબકર સકરાન (રહ્મતુલ્લાહ અલૈહ) કોઈ કામ માટે બહાર ગયા હતા અને કારીગરો આપના વાલિદે મોહતરમં ને તલાશ કરવા લાગ્યા. હઝરત સૈયદ અબ્દુલ્લાહ ઐદ્રુસ એ એમને પૂછ્યું કે શું કામ છે, ત્યારે કારીગરો એ કહ્યું કે આ વાંસ નાનો પડે છે તેના માટે એમની સલાહ લેવી છે, આપે ફરમાવ્યું કે ક્યાં છે વાંસ મને બતાવો. કારીગરોએ નાનો વાંસ આપને બતાવ્યો, તો આપે આપનો મુબારક હાથ વાંસ ઉપર ફેરવ્યો, એટલે વાંસ કુદરતી રીતે મોટો થઈ ગયો. કારીગરો આપની નાની ઉમ્ર માં થયેલી કરામત જોઈને તઆજ્જુબ માં પડી ગયા, આ દરમ્યાન આપના વાલિદે મોહતરમ આવી ગયા અને આપની કરામત ની ચર્ચા થઈ, એટલે હઝરત સૈયદ અબુબકર સકરાન (રહ્મતુલ્લાહ અલૈહ) આપની ઉપર ગુસ્સે થઈ ગયા અને આપને કહ્યું કે અલ્લાહ તઆલાએ તમને આપેલી રૂહાની તાકતને હજમ નથી કરી શકતા એટલે તમારે અહિંયા રહેવાનું કોઈ મતલબ નથી. આપ નાની ઉમંર માં જ ઘરેથી નિકળીને એડન પહોંચ્યા, ત્યાં આપને ભૂખ લાગી એટલે આપે લોકો પાસે જઈને કહ્યું કે હું સૈયદ છું, મને ભૂખ લાગી છે, ત્યારે આપને જવાબ મળ્યો કે જો આપ સૈયદ છો તો, સૈયદ હોવાની નિશાની રૂપે અમને કાંઈક બતાવો, એટલે આપે ફરમાવ્યું કે તમે શું જોવા માંગો

છો ? લોકોએ કહ્યું કે આસ્માન થી દૂધનો વરસાદ વરસાવો, આપે આસ્માન તરફ પોતાની આંગળી ઉંચી કરી એટલે **આસ્માન થી દૂધ નો વરસાદ થયો.** (ઉર્દુ કિતાબ હકીકતે સુરત પાના નં. ૮૯ માં લખ્યા મુજબ "દૂધનો વરસાદ થયો"). આ હિસાબે આપણે કહી શકીએ કે આ વાત સાચી છે.

સુબ્હાનલ્લાહ, જે વલીની નાનપણ માં જ આવી કરામતો જાહેર થતી હોય તો એ વલી નો મરતબો મોટી ઉંમરમાં કેવો હશે તે આપણે વિચારી શકીએ.

**પૈદાઈશ :-** આપ હિ.સ. ૮૧૮ માં તરીમ માં પૈદા થયા.

**વફાત :-** આપની હિ.સ. ૯૧૨ માં તારીખ ૧૬ શવ્વાલ ના દિવસે વફાત થઈ.

**મઝારે શરીફ :-** આપનું મઝારે શરીફ એડમ (યમન) માં છે.

## અન્નુરૂસ્સાફીર ઉર્દુ કિતાબ માંથી ઐદ્રુસ ખાનદાન ના હાલાત હઝરત શૈખ અબુબકર સકરાન બિન અબ્દુલ્લાહ ઐદ્રુસ (રહમતુલ્લાહ અલૈહ) ના હાલાત

**આપની પૈદાઈશ અને દિગર અહેવાલ :-** આપ હિ.સ. ૮૫૧ માં તરીમ મુકામે પૈદા થયા અને ૨૫ વરસ સુધી તરીમમાં રહ્યાં. આપનો શુમાર અવલિયા અલ્લાહમાં થાય છે, બલ્કે આપ કુતુબે વક્ત હતા, જેના માટે મશરીક અને મગરીબના અવલિયાઓ ગવાહી આપે છે. આપ સખાવત ઘણી કરતા હતા. રમઝાનુલ મુબારક ના માહીનામાં આપ લોકોને ઈફતાર કરાવવા માટે શાનદાર દાવત કરતા હતા.

**તાલીમ અને તર્બીયત :-** આપે પોતાના ચાચા હઝરત અલી (રહમતુલ્લાહ અલૈહ) પાસેથી ઈલ્મે જાહેરીની તાલીમ લીધી અને હઝરત અલ્લામા મુહમ્મદ બિન અહમદ પાસેથી કુર્આને કરીમની કિરઆત અને બીજી દરસી કિતાબોની તાલીમ લીધી.

**આપનું મકામે કુત્બીયત :-** હઝરત શૈખ અબુબકર સકરાન (રહમતુલ્લાહ અલૈહ) ખૂબ ઈબાદત અને રિયાઝત કરવાવાળા હતા અને પોતાની જાતને અલ્લાહ ની યાદમાં ફના કરી દીધી, એટલે અલ્લાહ તઆલાએ આપને મકામે કુત્બીયત થી નવાઝયા અને આપે ઘણાં બધા લોકોને વાસિલે ઈલાહી

(અલ્લાહ તઆલાથી મિલાપ) કર્યા.

**કરામાત :-** આપ સાહિબે કરામાત અવલિયાએ કિરામ હતા. આપથી ઘણી બધી કરામાતો થઈ છે. (અન્નુરૂસ્સાફીર ઉર્દુ પાનુ-૭૯)

**આપની વફાત :-** હિ.સ. ૯૧૪, માં ૧૪ શવ્વાલના રોજ શૈખ કબીર આલમે શહીર, કુત્બે રબ્બાની હઝરત સૈયદ શૈખ અબુબકર સકરાન બિન અબ્દુલ્લાહ ઐદ્રુસી બા અલ્વી (રહ્મતુલ્લાહ અલૈહ) એ એડન (યમનની રાજધાની) માં વફાત ફરમાવી અને એડન હકીકતમાં એડન બની ગયું. અલ્લાહ તઆલાએ એડનને આપની ઝીન્દગી અને મૌત, ઈત્મીનાન (શાંતી) અને છેલ્લી આરામગાહ બનાવી ઈજ્જત આપી છે. આપનું મઝારેશરીફ ઘણો મશહૂર છે. લોકો દૂર દરાજ થી ઝિયારત અને બરકત માટે અહિયાં આવે છે.

**હઝરત શૈખ મુહમ્મદ બિન શૈખ અહમદ બિન શૈખ અબુબકર સકરાન બિન શૈખ અબ્દુલ્લાહ ઐદ્રુસ (અલ્વી) (રહ્મતુલ્લાહ અલૈહ)** ની હિ.સ. ૯૧૮ માં તરીમ કસ્બામાં (યમન) માં વફાત થઈ અને હઝરત શૈખ અબ્દુલ્લાહ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ની પાસે દફન થયા. આપ ઘણાં મોટા આલીમ હતા.

**હઝરત શૈખ અબુબકર મોહ્યુદ્દીન અબ્દુલ કાદિર ઐદ્રુસ હઝરમી સુમ્મુલ હિન્દી (રહ્મતુલ્લાહ અલૈહ)** ના પૂર્વજો (જદ્દે અમજદ) હઝરત શૈખ અબ્દુલ્લાહ ઐદ્રુસી ની વફાત હિ.સ. ૯૧૯ માં વફાત થઈ.

હઝરત શૈખ અહમદ બિન અબુબકર સરકાન ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ની વફાત હિ.સ. ૯૨૨ માં થઈ.

**હઝરત શૈખ અબુબકર મોહ્યુદ્દીન અબ્દુલ કાદર ઐદ્રુસી ના દાદા હઝરત અબ્દુલ્લાહ ઐદ્રુસ ની હજ્જ બયતુલ્લાહ શરીફ માટે રવાનગી.**

હિ.સ. ૯૩૭ માં શૈખ અબુબકર ના દાદા હજ્જે બયતુલ્લાહ માટે રવાના થયા, એમના ફરઝંદ એટલે હઝરત શૈખ અબુંબકર ના વાલિદ પણ એમની સાથે હતા. એ વરસે રોમન ફોજે એડન (યમન) ને ઘેરી લીધો એટલે આવવા જવાનું

બંદ હતું, તે છતાં હઝરત અબ્દુલ્લાહ ઐદ્રુસ, એડન ના છેલ્લા બાદશાહ હઝરત આમીર બિન દાઉદની પરવાનગી થી એડન પહોંચ્યા તે એડન માટે યાદગાર દિવસ બન્યો.

હિ.સ. ૯૪૨ માં હઝરત શૈખ શરીફ અબ્દુલ્લાહ બિન અલી બિન અબુબકર સકરાન (રહ્મતુલ્લાહ અલૈહ) ની વફાત થઈ. આપ ઉલ્મા એ આલમીન અને આરીફીન માંથી છે. આપના વાલિદ (હઝરત શૈખ અલી) નો કૌલ (કહેવાનું છે) છે કે મારો ફરઝંદ સૂફી છે.

લેખક (અબુબકર મુહ્યુદ્દીન અબ્દુલ કાદિર અલ-ઐદ્રુસ) ના પૂર્વજો હઝરત શૈખ અબ્દુલ્લાહ બિન શૈખ (રહ્મતુલ્લાહ અલૈહ) ની વફાત ૧૪ શાબાન બુધવાર ની રાત્રે હિ.સ. ૯૪૪ માં તરીમ માં થઈ. આપનો શુમાર ઘણાં મોટા અવલિયાઓમાં થાય છે. આપ પોતાના ચાચા હઝરત શૈખ ફખરૂદ્દીન અબુબકર બિન અબ્દુલ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) સાહેબે એડમ ની સોહબતમાં રહ્યા, આપે તેમનાથી રૂહાની તથા બાતિની ફૈઝ હાસિલ કર્યો અને પોતે આ ફૈઝને મખ્લુકે ખુદામાં ફેલાવી.

હઝરત શૈખ અફીફુદ્દીન અબ્દુલ્લાહ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ની પૈદાઈશ હિ.સ. ૯૪૫ માં ૨૮ મુહર્રમ, બુધવાર ના રોજ થઈ.

આપમાં બુલંદ અખલાક, હયા, મુર્વત, સખાવત, બહાદુરી ભરેલી હતી અને આપ કુર્આન અને હદીષના બા અમલ આલીમ હતા. આપની આદતે શરીફા માં ફુકરા અને ગરીબ લોકોને ખાવાનું આપવાનું હતું. આપ ઝીક્ર અને ફીક્ર ના ઘણાં પાબંદ હતા.

હઝરત શૈખ અબુબકર ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) હિ.સ. ૯૪૬ માં હજ્જે બયતુલ્લાહ તશરીફ લઈ ગયા, તે આપનો આખરી હજનો સફર હતો. હજ્જ કર્યા પછી તરીમ માં નહીં પણ એડમ માં કાયમી વસવાટ કર્યો અને ત્યાં જ વફાત થઈ.

## વલીએ કામિલ હઝરત શહાબુદ્દીન અહમદ બિન શૈખ ની પૈદાઈશ અને હાલાત

હિ.સ. ૯૪૯ માં જમાદિઉલ આખર, મંગલવાર ના દિવસે, વહેલી સવારે પૈદા થયા. આપની વિલાદતની તારીખ "શમ્સુસ-શમુસ" થી નિકળે છે. આપના વાલિદે મોહતરમે આપની શાનમાં એક કસીદો પણ લખ્યો છે.

તરીમ માં આપ સૈયદા ફાતીમા બિન્તે શૈખ અબ્દુર્રહમાન બિન અલી ના બતન થી પૈદા થયા. આપ હઝરત શૈખ અબ્દુલ્લાહ ના હકીકી ભાઈ થાય છે.

આપની પરવરીશ તરીમ માં થઈ અને હિ.સ. ૯૬૮ માં આપના વાલિદની મુલાકાત માટે હિન્દુસ્તાન ગયા, ત્યાંથી પાછા ફરીને હઝરમૌત થઈને પોતાના વતન પહોંચ્યા. ત્યાર પછી હિ.સ. ૯૮૧ માં હિન્દુસ્તાનનો સફર કર્યો અને હિન્દુસ્તાન માંજ વસવાટ કર્યો. લોકો આપથી બેહદ અકિદત રાખતા હતા.

## હઝરત શહાબુદ્દીન અહમદ બિન અલી ની વફાત

હઝરત શહાબુદ્દીન અહમદ બિન અલી હમ્બલી (રહ્મતુલ્લાહ અલૈહ) શાગીર્દ હઝરત શૈખ અબુબકર ઐદ્રુસ અહમદઆબાદમાં વફાત પામ્યા. હઝરત શૈખ અબુબકર ઐદ્રુસ આપના પીરો મુર્શિદ છે.

હઝરત શૈખ અબુબકર (રહ્મતુલ્લાહ અલૈહ) આપને ઘણું ચાહતા હતા અને આપની નજરે કરમ હઝરત શહાબુદ્દીન પર ઘણી હતી.

હઝરત શહાબુદ્દીન અહમદ (રહ્મતુલ્લાહ અલૈહ) રાહે તરીઅતમાં આવ્યા તે પહેલા મોટા વેપારી હતા, જ્યારે ફકીરી અને શાર્ગીદી અખ્તિયાર કરી ત્યારે, વેપારને છોડી દીધો. આપનું લખાણ ઘણો સારો હતો, એવું કહેવાય છે કે આપે ખુશખતી (સારૂ લેખન) ની તાલીમ મક્કા મુઅઝઝમા માં લીધી, પણ એમાં થોડી તકલીફ અનુભવતા હતા. એક દિવસ સફા-મરવા (કઅબાશરીફ ની અંદર નાની બે ટેકરીઓ છે તેનું નામ) વચ્ચે એક માણસ આપને મળ્યો અને કહ્યું કે "જાવ હમને તુમકો ખત ઔર ખત દિયા." આ વાકેઆ પછી આપે હઝરત શૈખ અબુબકર (રહ્મતુલ્લાહ અલૈહ) ની શાર્ગીદી અખ્તિયાર કરી ત્યારે આપે શાર્ગીદ થી કહ્યું કે "ક્યા તુમકો યાદ હે કે ઉસ શખ્સ (માણસ) ને તુમસે ક્યા કહા થા ? ઔર જાનતે હો કે વોહ શખ્સ કૌન થા ? ઔર ઉસકે કૌલ કી મુરાદ ક્યા થી

?" પછી ખુદ હી ફરમાવ્યું કે "વોહ અબુલ અબ્બાસ હઝરત ખિઝર (અલયહિસ્સલામ) હતા અને ખત નો ઈશારો મારી તરફ હતો."

હઝરત અબ્દુલ્લાહ બિન અલ્વીની હિ.સ. ૯૫૭ માં તરીમ માં વફાત થઈ અને પોતાના વાલિદની કબર માં દફન થયા (અસલ ઈબારત આજ છે)

આપ વહીદે અસર અલ્લામા ઉમર બિન અબ્દુલ્લાહ ઐદ્રુસ ના વાલિદે મોહતરમ થાય છે.

## લેખક ના ભાઈ ફઝલુલ્લાહ ની પૈદાઈશ

હિ.સ. ૯૭૬ માં લેખક ના ભાઈ મુહમ્મદ ફઝલુલ્લાહ અહમદઆબાદમાં પૈદા થયા, એમનું નામ "ફઝલુલ્લાહ" થી એમની પૈદાઈશ ની સન પણ નિકળે છે. આ તારીખ લેખક ના વાલિદે મોહતરમે કાઢી હતી. હઝરત ફઝલુલ્લાહ ની વફાત બે વરસ અને મહીના પછી થઈ. વાલિદે મોહતરમે તેમને પોતાના ઘરમાં જ દફન કર્યા. પછી થી વાલિદ સાહબ પણ એમની બાજુમાં જ દફન થયા અને કબર પણ બનાવી દીધી. લેખકે હઝરત અલ્લામા શૈખ હમીદ બિન અબ્દુલ્લાહ સિંધી (રહ્મતુલ્લાહ અલૈહ) થી સાંભળ્યુ કે એમણે વાલિદ સાહેબ ને પૂછયું કે "આપે આપના ફરઝંદને ઘર માં કેમ દફન કર્યો તો આપે ફરમાવ્યું કે આમા અમારો ઈરાદો બીજો છે." જ્યારે વાલિદે મોહતરમની વફાત થઈ તો આપને પણ બાજુમાં દફન કરવામાં આવ્યા, ત્યારે વાત સમઝમાં આવી.

કેટલાક લોકોએ હઝરત અલ્લામા અબ્દુલ મુઅતી બા કસીર (રહ્મતુલ્લાહ અલૈહ) થી વાત સાંભળીને લેખક ને પહોંચાડી કે "જ્યારે હઝરત ફઝલુલ્લાહ ની મૈયત ને ગુસલ આપતા હતા ત્યારે આપે મૈયત માંથી હરકત મહસૂસ (અનુભવ) કરી અને લેખક ના વાલિદને આ વાત કહી, ત્યારે વાલિદ સાહેબે કહ્યું કે "તમે તમારું કામ કરતા રહો અને તમે જે કાંઈ જોયું કે મહસૂસ કર્યો છે, તેની ફીકર ન કરો."

## આ કિતાબના લેખક મૌલાના મોહ્યુદ્દીન અબ્દુલ કાદીર ઐદ્રુસ (રહમતુલ્લાહ અલૈહ) ના હાલાત

**પૈદાઈશ :-** હિ.સ. ના ૯૭૮, ૨૦ રબીઉલ અવ્વલ ની રાતે પૈદા થયા.

### પૈદાઈશ ની પહેલા વાલિદે મોહતરમ નો એક ખ્વાબ

આપના વાલિદે મોહતરમે પૈદાઈશ થી પંદર દિવસ પહેલા, ખ્વાબમાં અવલિયાઓની જમાત જોઈ, જેમાં હઝરત શૈખ સૈયદના શૈખ અબ્દુલ કાદીર જીલાની ગૌસુલ આઝમ દસ્તગીર (રહમતુલ્લાહ અલૈહ) અને હઝરત શૈખ અબુબકર ઐદ્રુસ વગેરે પણ હતા. હઝરત શૈખ અબ્દુલ કાદીર જીલાની (રહમતુલ્લાહ અલૈહ) આપના વાલિદ સાહબ તરફ ધ્યાન આપી ને ફરમાવ્યું કે જે મારો નામ છે તે નામ રાખવાનું કહ્યું અને મારી કુન્નીયત અબુબકર અને લકબ મુહ્યુદ્દીન પણ કહ્યું. આ ખ્વાબ વાલિદ સાહેબના દિમાગમાં બેસી ગયો કે મારો એક મકામ થશે.

સરઝમીને હિન્દ માં મારા સિવાય કોઈ જીવતું ન રહ્યુ, વાલિદ સાહબ આપથી ઘણો પ્યાર કરતા હતા.

એકવાર મને કહ્યું કે જયારે તમારો દૌર આવે તો જે ચાહે તે કરજો અને એવી ઘણી બધી નિશાનીઓ બતાવી. ટુંકાણમાં ખુદાવન્દ કરીમ થી ઉમ્મીદ છે કે સારા ફળો અને બરકતો આપથી પૈદા થાય તેવી દુઆ છે.

આપ હઝરતની ઉંમર હજી કમસીન હતી એ જમાનામાં સુલ્તાન ના વઝીર આપની પાસે આવ્યા અને કહ્યું કે અમારૂ લશ્કર એક મુહીમ પર જાય છે, આપ દુઆ કરો કે અમારા લશ્કર ને જીત મળે, આપ પોતાના વાલિદ સાહબ ની પાસે બેઠેલા હતા, આપે કુર્આન શરીફ ની આ આયત પઢી :-

**વ ઉખરા તુહીબ્બુના નસ્રૂમ્મિલ્લાહી વ ફતહુન કરીબ.**

આ પછી આપના વાલિદ સાહબે વઝીર ને કહ્યું કે તમને આ ફાલ કહી છે તે કાફી (પુરો) છે.

**ઈલ્મ :-** આપે વાલિદ સાહબની ઝીન્દગી માં જ સારા લોકો પાસે કુર્આન મજીદ ખત્મ કર્યો હતો, આના પછી બીજા ઈલ્મો શીખવામાં મશગુલ રહ્યા. ઉલ્માઓથી તાલીમ લેવા માટે ઘણી તકલીફો ઉઠાવી અને ઉલ્માઓ મશાયખોની ખિદમત કરીને એમની દુઆઓ લીધી. આપે ઉલુમ વ ફુનુન ની તાલીમ લેવા

માટે દુર દુર ના મુલ્કોની સફર કરી. આ ઉલુમ ને હાસિલ કરવાનું મકસદ ફક્ત અલ્લાહ તઆલાની રઝા અને ખુશનુદી સિવાય કશુ જ નહોતું. આપની ખુશનસીબી એ હતી કે આપને વીરસા (વીરાસત) માં આપના વાલિદે મોહતરમની કિતાબો નો ખજાનો મળ્યો. જ્યારે આપે હઝરત અબ્દુલ્લાહ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) નું આ ઈરશાદ સાંભળ્યું કે જેણે હઝરત ઈમામ ગિઝ્ઝાલી (રહ્મતુલ્લાહ અલૈહ) ની મશહૂર કિતાબ અહયાઉલ-ઉલુમ જે ચાર ભાગમાં આવેલી છે તે વાંચી તો એના માટે હું જન્નતનો જામીન છું અને આપે આ નિય્યત થી આ કિતાબ વાંચી.

આપ પોતાનો કિંમતી વખત પુસ્તકો વાંચવામાં લગાવતા હતા. ઘણાં બુઝુર્ગો, ઉલ્માઓ અને મશાઈખો ના ઘણાં કિંમતી અકવાલો અને વાતો ધ્યાન થી સાંભળી, વાંચી અને પોતાના રૂહાની ઈલ્મને વધાર્યો અને એ રીતે આપ ઘણાં મોટા આલીમ, ફાઝીલ અને અવલિયા અલ્લાહ તરીકે મશહૂર થયા.

**આપની કિતાબો :-** આપે ઘણી મશહૂર કિતાબો લખી હતી, જેમાં "અલ-ફુતુહાત-અલ-કુદ્દુસિયહ ફીલ ખિર્કતલ-ઐદ્રુસિયા" છે. આ તર્ઝ ઉપર એનાથી સારી કિતાબ આનાથી પહેલા કોઈએ લખી નથી. "**બસખિકા**" ના શબ્દોથી આની તારીખ હિ.સ. ૯૯૭ નિકળે છે. આપે બીજી ઘણી કિતાબો લખી છે.

આપની આ કિતાબો તે વખત ના મશહૂર ઉલ્માઓએ ઘણી પસંદ ફરમાવી.

હિ.સ. ૯૮૧ માં હઝરત શૈખ ઐદ્રુસ નો જહાઝ ડુબી ગયો. આ જહાઝ શહર થી દિવ જઈ રહ્યો હતો, એમાં ઘણાં રઈસ (માલદાર) લોકો હતા, બધાએ શહાદત પામી.

## લેખક ના વાલિદ હઝરત શૈખ બિન અબ્દુલ્લાહ

### (રહ્મતુલ્લાહ અલૈહ)

હિ.સ. ૯૯૦ હઝરત મૌલાના અબુબકર મુહ્યુદ્દીન અબ્દુલ કાદર અલ-ઐદ્રુસ અલ-હઝરમી સુમ્મા હિન્દી (રહ્મતુલ્લાહ અલૈહ) ની વફાત થઈ.

હિ.સ. ૯૯૦ માં, ૧૦ રમઝાનુલ મુબારક, હફતા ની રાતે હઝરત મૌલાના અબુબકર મુહ્યુદ્દીન અબ્દુલ કાદર ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ના વાલીદે મોહતરમ હઝરત શૈખ બિન અબ્દુલ્લાહ બિન શૈખ બિન શૈખ અબ્દુલ્લાહ અલ-

ઐદ્રુસ (રહમતુલ્લાહ અલૈહ) ની અહમદઆબાદ માં વફાત થઈ. આપની તદફીન ઘરના સહેન માં થઈ. મઝારશરીફ ઉપર એક મોટો મકબરો બનાવ્યો.

**આપની પૈદાઈશ અને બીજા હાલાત :-** આપ હિ.સ. ૯૧૯ માં તરીમ કસ્બા (યમન) માં પૈદા થયા. આપ હિ.સ. ૯૫૮ માં હિન્દુસ્તાન આવ્યા, અહિંયા આપના કયામ (રોકાવવા) ની મુદત ૩૨ વરસ થાય છે.

આપનું મુબારક નામ હઝરત શૈખ છે. આપ ઘણાં મુત્તકી પરહેઝગાર અને આરીફે બિલ્લાહ (અલ્લાહને પહેચાનવા વાળા) હતા. આપે ઐદ્રુસ ખાનદાન નું નામ ઘણું રોશન કર્યું.

**"શૈખ" નામ ની શરૂઆત :-** આપનું નામ આપના વાલિદે મોહતરમે મુહમ્મદ રાખ્યુ હતું, પણ આપ ઘણાં મોટા બુઝુર્ગ હતા, ઝીક્રોફીક્ર, ઈબાદત અને રિયાઝત અને મખ્લુકે ખુદાની ખિદમત કરતા હતા અને આ બધા ગુણો આપની ઝાતે શરીફમાં મૌજુદ હતા તે માટે લોકો આપને **હઝરત શૈખ** કહેતા હતા, તે માટે આપનું નામ શૈખ પડી ગયું.

હઝરત શૈખ ઐદ્રુસી એ લખેલી કિતાબોના નામ :-

(૧) અલ અકદુન્નબવી ફી શરહુલ મુસ્તફવી (અરબી)

(૨) અલ-ફૌઝુલ બુશરા

(૩) કસીદ એ તોહફતુલ મુરીદ ની બે શરહ લખી છે, એક નાની અને એક મોટી.

મોટી શરહ નું નામ : હકાઈકુત્તવહીદ અને નાની શરહ નું નામ સીરાજુતવહીદ છે.

(૪) મૌલુદ શરીફ નામની બે કિતાબો લખી છે, એક નાની અને મોટી.

(૫) મેઅરાજ શરીફ ના બારા એક કિતાબ લખી છે.

(૬) હિસાલા ફીલ અદલ.

(૭) હિઝબુલ નફસ. આ કિતાબ અવરાદ અને વિર્દ વઝાઈફ ઉપર છે.

હઝરત શહાબુદ્દીન બિન અલી બસ્કરી મક્કી (રહમતુલ્લાહ અલૈહ) એ એક કિતાબ લખી છે જેનું નામ **નુઝહતુલ ખ્વાન વન્નુફુસ ફી મનાકિબે શૈખ બિન અબ્દુલ્લાહ ઐદ્રુસ** છે, હઝરત અબુબકર મુહ્યુદ્દીન અબ્દુલ કાદીર ઐદ્રુસ (અન્નુરૂસ્સાફીર ને લેખક) એ પોતાની બીજી કિતાબ **અલ ફુતુહાતુલ કુદસીયા ફી ખરકતુલ ઐદ્રુસિયા** માં ઉપર મુજબ ની કિતાબ ના હવાલાથી

પોતાની કિતાબોમાં ઘણું બધુ લખ્યું છે.

**મકબરા (રોઝા) નું બાંધકામ :-** હિ.સ. ૯૯૯ આ કિતાબના લેખક ના વાલિદે મોહતરમ નું મઝારે શરીફ બનાવ્યું.

## હઝરત અલ્લામા સિરાજુદ્દીન ઉમર ઐદ્રુસ (રહમતુલ્લાહ અલૈહ)

આપ ઘણાં મુત્તકી અને પરહેઝગાર હતા. આપના અખલાક, અખલાકે કરીમા હતા. આપ પોતાના બાપ દાદા ના નકશે કદમ પર ચાલતા હતા. આપ રાતભર ઈબાદત કરાવાવાળા અને દિવસમાં રોઝા રાખવા વાળા હતા.

આપની વફાત હિ.સ. ૧૦૦૦, મુહર્રમ મહિનામાં એડન માં થઈ અને હઝરત શૈખ અબુબકર ઐદ્રુસ (રહમતુલ્લાહ અલૈહ) ના મઝાર ની પશ્ચિમ તરફ આપને દફન કરવામાં આવ્યા.

## સુખનવરાને ગુજરાત ઉર્દુ કિતાબમાં
## ઐદ્રુસી ખાનદાન ના હાલાત

**(પાના નં. ૨૫૮ થી ૨૬૨)**

હઝરત સૈયદ અબુબકર સકરાન બિન અબ્દુર્રહમાન શક્કાફ બિન મુહમ્મદ બિન અલી બિન ફકીહલ-મુકદમ મુહમ્મદ (રહમતુલ્લાહ અલૈહ) ઈમામ જઅફર સાદિક (રહમતુલ્લાહ અલૈહ) ની ઔલાદમાં થી હતા. આપનું વતન હદરમૌત (શહેર, યમન) ની પાસે તરીમ (કસ્બા) માં થયો.

મલ્ફુઝાત વ મનાકીબે ઐદ્રુસિયા નામની કિતાબમાં છે કે, જ્યારે આપના ઘર માં સાહબઝાદા સૈયદ અબ્દુલ્લાહ પૈદા થયા તો આપે ફરમાવ્યું :- "અલ્યૌમ ઐદ્રુસ." ઐદ્રુસનો મતલબ સૂફી, કબીર થાય છે અને એ વખત થી આ ખાનદાન ઐદ્રુસ ના નામ થી યાદ કરવામાં આવ્યું. હઝરત સૈયદ અબ્દુલ્લાહ ઐદ્રુસ (રહમતુલ્લાહ અલૈહ) ની વફાત હિ.સ. ૮૬૫, ઈ.સ. ૧૪૬૧ માં થઈ. આપનું મઝારે શરીફ એડન (યમન ની રાજધાની) માં છે.

આપ જ્યારે એડન તશરીફ લાવ્યા ત્યારે દૂધ નો વરસાદ વરસ્યો. હઝરત સૈયદ અબુબકર (રહમતુલ્લાહ અલૈહ) ના ફરઝંદ (દિકરા) હઝરત સૈયદ અહમદ હિન્દુસ્તાન તશરીફ લાવ્યા. આપનું મઝારે શરીફ અહમદનગર

(દખ્ખન) માં છે. હઝરત સૈયદ શૈખ (રહ્મતુલ્લાહ અલૈહ) એ તરીમ (કસ્બો, યમન) માં વફાત પામી હિ.સ. ૯૧૯, ઈ.સ. ૧૩૧૩ અને હઝરત સૈયદ હસન (રહ્મતુલ્લાહ અલૈહ) એ પણ તરીમ (યમન) માં વફાત પામી હિ.સ. ૯૪૪, ઈ.સ. ૧૫૩૭.

હઝરત સૈયદ અબ્દુલ્લાહ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ના ફરઝંદ (દિકરા) અને હઝરત સૈયદ શૈખ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ના પૌત્ર (પોતા) હઝરત સૈયદ શૈખ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) તરીમ માં હિ.સ. ૯૧૯, ઈ.સ. ૧૫૧૩) માં પૈદા થયા. આપ પોતાના વાલિદ બુઝુર્ગવાર (પિતા) ની સાથે હજ્જે બયતુલ્લાહ ની ઝિયારત માટે ગયા હતા. આપે પંદર વરસની ઉમ્ર માં ઘણી કિતાબો લખી હતી. આપે હિ.સ. ૯૪૧, ઈ.સ. ૧૫૩૪ માં મક્કા મુકર્રમા માં શહાબુદીન અહમદ બિન મુહમ્મદ થી હદીષ શરીફની સનદ મેળવી. આપના વાલિદ ની વફાત પછી હિ.સ. ૯૪૪, ઈ.સ. ૧૫૩૭ માં હિન્દુસ્તાન તશરીફ લાવ્યા અને ત્યાંથી હિ.સ. ૯૫૬ ઈ.સ. ૧૫૪૯ માં મુલ્કે હબશ ગયા અને ત્યાંથી પાછા આવીને સુરત બંદર માં રોનક અફરોઝ (આવ્યા) થયા અને સુરતથી હિ.સ. ૯૫૮ ઈ.સ. ૧૫૫૧ માં અહમદઆબાદ તશરીફ લાવ્યા. અહમદઆબાદ માં તે વખતે સુલ્તાન મહમૂદ શાહ બેગડા આપના અકિદતમંદ હતા.

હિ.સ. ૯૬૦ ઈ.સ. ૧૫૫૩ માં આપ બીજી વાર સુરત અને ભરૂચ તશરીફ લઈ ગયા અને પાછા અહમદઆબાદ આવ્યા. એ વરસે આપના ફરજંદ (દિકરા) સૈયદ અબ્દુલ્લાહ તશરીફ લાવ્યા અને ખિર્કએ ખિલાફત મેળવીને પાછા તરીમ તશરીફ લઈ ગયા.

હઝરત સૈયદ શૈખ (રહ્મતુલ્લાહ અલૈહ) ના બીજા ફરજંદ હઝરત સૈયદ અહમદ (રહ્મતુલ્લાહ અલૈહ) હિ.સ. ૯૫૮ ઈ.સ. ૧૫૬૧ માં તરીમ થી સુરત તશરીફ લાવ્યા અને પાછા જતા રહ્યા અને ફરી પાછા હિ.સ. ૯૭૧ ઈ.સ. ૧૫૬૩ માં સુરત તશરીફ લાવ્યા. એજ વરસે હઝરત સૈયદ શૈખ (રહ્મતુલ્લાહ અલૈહ) એ એ જગ્યાએ મસ્જિદ બનાવી જ્યાંની નિશાની નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમે) એ આપને ખ્વાબમાં બતાવી હતી.

હિ.સ. ૯૮૯ ઈ.સ. ૧૫૮૧ માં શમ્સ-અલ-શમુસ સૈયદ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ (રહ્મતુલ્લાહ અલૈહ) પોતાના દાદા ના કહેવાથી હિન્દુસ્તાન

તશરીફ લીવ્યા. હઝરત સૈયદ શૈખ (રહ્મતુલ્લાહ અલૈહ) એ પોતાના પૌત્ર (પોતા) ના આવવાથી અરબીમાં એક કસીદો કહ્યો હતો. હઝરત સૈયદ શૈખ (રહ્મતુલ્લાહ અલૈહ) એ અહમદઆબાદમાં હિ.સ. ૯૯૦ ઈ,લ, ૧૫૮૨ માં વફાત ફરમાઈ (ઈન્તિકાલ થયો).

હઝરત સૈયદ શૈખ (રહ્મતુલ્લાહ અલૈહ) હિ.સ. ૯૯૦ ઈ.સ. ૧૫૮૨. ના ચાર ફરઝંદ (દિકરા) હતા.

(૧) હઝરત સૈયદ અબ્દુલ્લાહ (રહ્મતુલ્લાહ અલૈહ) ની હિ.સ. ૧૦૧૯ ઈ.સ. ૧૬૧૫ માં તરીમ મુકામે વફાત થઈ.

(૨) બીજા ફરઝંદ હઝરત સૈયદ મુસ્તુફા (રહ્મતુલ્લાહ અલૈહ) ની સુરત માં વફાત થઈ. આપ સાહેબે કશ્ફો કરામત હતા. નાનપણ માં આપ દિવાલ પર બેસીને, દિવાલના ટુકડાને ઘોડાની જેમ ચલાવતા હતા. આપે એક મુરદા બકરીને જીવતી કરી હતી. આપે નાની ઉંમર માં વફાત ફરમાવી.

(૩) ત્રીજા ફરઝંદ હઝરત સૈયદ અહમદ (રહ્મતુલ્લાહ અલૈહ) એ હિ.સ. ૧૦૨૪ ઈ.સ. ૧૬૧૫ માં વફાત ફરમાવી. આપનું મઝારે શરીફ ભરૂચ માં છે.

(૪) ચોથા ફરઝંદ હઝરત સૈયદ મુહ્યુદ્દીન અબ્દુલ કાદીર (રહ્મતુલ્લાહ અલૈહ) પોતાના વાલિદ હઝરત સૈયદ શૈખ ની વફાત પછી સજ્જાદાનશીન થયા. આપે હિ.સ. ૧૦૩૭ ઈ.સ. ૧૬૨૯ માં અહમદઆબાદ મુકામે વફાત પામી.

હઝરત સૈયદ મુહ્યુદ્દીન અબ્દુલ કાદીર સજ્જાદાનશીન ની વફાત પછી, હઝરત સૈયદ જઅફર સાદિક બિન ઝૈનુલઆબીદીન બિન અબ્દુલ્લાબ બિન સૈયદ શૈખ સજ્જાદાનશીન થયા. આપના વખતમાં હિ.સ. ૧૦૪૧ ઈ.સ. ૧૬૩૧ માં મીરઝા ઝાહીદ બેગ સૌદાગરે, ઐદ્રુસની ખાનકાહ માં મિનારા અને ગુંબદ તથા મદ્રસો બનાવ્યો હતો. હઝરત સૈયદ જઅફર સાદિક (રહ્મતુલ્લાહ અલૈહ) એ હિ.સ. ૧૦૪૬ ઈ.સ. ૧૬૫૪ માં વફાત પામી.

હઝરત સૈયદ જઅફર (રહ્મતુલ્લાહ અલૈહ) પછી હઝરત સૈયદ શરીફ શૈખ બિન સૈયદ મુહ્યુદ્દીન અબ્દુલ કાદીર બિન હઝરત સૈયદ શૈખ (રહ્મતુલ્લાહ અલૈહ) હિ.સ. ૯૯૦ ઈ.સ. ૧૫૮૨ માં સજ્જાદાનશીન થયા અને હિ.સ. ૧૦૯૬ ઈ.સ. ૧૬૮૪ માં વફાત થઈ. મઝારે શરીફ સુરત માં છે.

હઝરત સૈયદ શરીફ શૈખ (રહ્મતુલ્લાહ અલૈહ) પછી આપના પૌત્ર હઝરત સૈયદ અબ્દુલ કાદીર બિન સૈયદ અબ્દુલ્લાહ (રહ્મતુલ્લાહ અલૈહ) સજ્જાદાનશીન થયા અને હિ.સ. ૧૧૦૮ ઈ.સ. ૧૬૯૬ માં વફાત થઈ અને આપના ફરઝંદ હઝરત સૈયદ અહમદ (રહ્મતુલ્લાહ અલૈહ) સજ્જાદાનશીન થયા. હિ.સ. ૧૧૦૮ ઈ.સ. ૧૬૯૬ માં વફાત થઈ અને આપના ફરઝંદ હઝરત સૈયદ અહમદ (રહ્મતુલ્લાહ અલૈહ) સજ્જાદાનશીન થયા. હિ.સ. ૧૧૧૪ ઈ.સ. ૧૭૦૨ માં આપની વફાત થઈ અને આપના ફરઝંદ સૈયદ અબ્દુલ કાદીર (રહ્મતુલ્લાહ અલૈહ) સજ્જાદાનશીન થયા. આ મૌકા (વખત) પર હઝરત સૈયદ ઝૈનુલ આબીદીન અલી બિન મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન અબ્દુર્રહમાન બિન શમ્સ-અલ-શમુસ સૈયદ મુહમ્મદ (રહ્મતુલ્લાહ અલૈહ) હઝરમોત (યમન) થી સુરત તશરીફ લાવ્યા. સજ્જાદાનશીન હઝરત સૈયદ અબ્દુલ કાદીર એ પોતાની સાહબઝાદી (દિકરી) ની શાદી હઝરત સૈયદ ઝૈનુલ આબીદીન અલી થી કરાવી, કેમકે હઝરત સૈયદ ઝૈનુલ આબીદીન અલી સજ્જાદગીના હકદાર હતા, એ માટે હઝરમોત થી આપની આમદ (આવવા) થી હુકુમતે આપને સજ્જાદાનશીન ઠેરાવ્યા અને હઝરત સૈયદ અબ્દુલ કાદીર (રહ્મતુલ્લાહ અલૈહ) માટે વઝીફો મુકર્રર કરી દીધો.

હઝરત સૈયદ ઝૈનુલ આબીદીન (રહ્મતુલ્લાહ અલૈહ) પછી આપના ફરઝંદ હઝરત સૈયદ અબ્દુલ્લાહ (રહ્મતુલ્લાહ અલૈહ) સજ્જાદાનશીન થયા. હઝરત સૈયદ અબ્દુલ્લાહ એ હિ.સ. ૧૧૯૮ ઈ.સ. ૧૭૮૩ માં વફાત પામી. આપના બે ફરઝંદ :-

(૧) હઝરત સૈયદ મુહમ્મદ (રહ્મતુલ્લાહ અલૈહ)

(૨) હઝરત સૈયદ ઝૈન (રહ્મતુલ્લાહ અલૈહ) હતા.

હઝરત સૈયદ અબ્દુલ્લાહ (રહ્મતુલ્લાહ અલૈહ) પછી આપના મોટા ફરઝંદ હઝરત સૈયદ મુહમ્મદ સજ્જાદાનશીન થયા. હઝરત સૈયદ મુહમ્મદ સાહેબે પચાસ વરસ સુધી રૂહાની ફૈઝ અને હિદાયત આપીને હિ.સ. ૧૨૫૬ ઈ.સ. ૧૮૪૦ માં વફાત પામી. હઝરત સૈયદ મુહમ્મદ (રહ્મતુલ્લાહ અલૈહ) ના ચાર ફરઝંદ હતા.

(૧) હઝરત સૈયદ સકાફ

(૨) હઝરત સૈયદ અહમદ

(૩) હઝરત સૈયદ જઅફર અને

(૪) હઝરત સૈયદ શરીફ હતા.

હઝરત સૈયદ સકાફ (રહમતુલ્લાહ અલૈહ) ના બે ફરઝંદ હતા.

(૧) હઝરત સૈયદ મુસ્તુફા હિ.સ. ૧૨૭૦ ઈ.સ. ૧૮૫૩

(૨) હઝરત સૈયદ અહમદ ઉર્ફે મન્ઝલેમિયાં હિ.સ. ૧૨૫૪ ઈ.સ. ૧૮૩૮. હતા.

હઝરત સૈયદ સકાફ ની સાહબઝાદી ખૈરૂન્નિસાં ની શાદી હકીમ સૈયદ કમરૂદ્દીન કાદરી (આ કિતાબના સંકલન કર્તા હઝરત સૈયદ ઝહીરૂદ્દીન મદની ના નાના થાય છે) સાહબ થી થઈ. એમની કોઈ ઔલાદ ન હતી.

હઝરત સૈયદ અહમદ (રહમતુલ્લાહ અલૈહ) ના ફરઝંદ હઝરત સૈયદ અબ્દુર્રહમાન ઉર્ફે હયા સાહબ હિ.સ. ૧૩૦૪ ઈ.સ. ૧૮૮૬. હતા. આપની 'તારીખે ગુજરાત' અને 'તારીખે આઈના માનુસ ફિ અહવાલે ઐદ્રુસ', આમ બે ઐતિહાસીક કિતાબો યાદગારના તૌર પર છે.

હઝરત સૈયદ જઅફર (રહમતુલ્લાહ અલૈહ) હિ.સ. ૧૨૪૨ ઈ.સ. ૧૮૨૬. ના ત્રણ ફરઝંદ હતા.

(૧) હઝરત સૈયદ ઉમર હિ.સ. ૧૨૫૭ ઈ.સ. ૧૮૪૧

(૨) હઝરત સૈયદ અબ્દુલ કાદીર હિ.સ. ૧૨૯૯ ઈ.સ. ૧૮૮૧

(૩) હઝરત સૈયદ અલ્વી હતા.

હઝરત સૈયદ અબ્દુલ કાદીર હિ.સ. ૧૨૯૯ ઈ.સ. ૧૮૮૧ ના ફરઝંદ હઝરત સૈયદ હુસૈન હતા અને હઝરત સૈયદ હુસૈન (રહમતુલ્લાહ અલૈહ) ના બે ફરઝંદ :- (૧) હઝરત સૈયદ ફખરૂદ્દીન અબુબકર

(૨) હઝરત સૈયદ અબ્દુર્રહમાન હતા.

હઝરત સૈયદ ફખરૂદ્દીન અબુબકર, આસીસ્ટન્ટ કલેકટર હતા. એમને ફારસી, ઉર્દુ અને અંગ્રેજી ઝબાન ઘણી સારી રીતે આવતી હતી. ફારસી પ્રોફેસર મીરઝા હયરત (પ્રોફેસર એલફીસ્ટન કોલેજ મુંબઈ) થી પઢી હતી. ઉર્દુમાં બે યાદગાર માસિક, નોવેલ ની જેમ એમણે લખ્યા, જે યાદગાર છે. હઝરત સૈયદ અલ્વી નું નઅતીયા દિવાન 'બાગે ઈરમ' ની તારીખ એમણે અંગ્રેજી નજમ માં કહીને એક મિસાલ કાયમ કરી હતી.

હઝરત અબુબકર સાહબના બે સાહબઝાદા :-

(૧) હઝરત સૈયદ અબ્દુલ કાદીર

(૨) હઝરત સૈયદ બદીઉદ્દીન

પાકીસ્તાનમાં ઘણાં મોટા ઓહદા ઉપર કાયમ છે. હઝરત અબુબકર સાહબ (આ પુસ્તકનું સંકલન કરનાર) હઝરત સૈયદ ઝહીરૂદ્દીન મદની સાહબ ના ખાલુ (અમ્મા ની બહેન ના શોહર) થાય છે.

હઝરત સૈયદ મુહમ્મદ (રહ્મતુલ્લાહ અલૈહ) ની વફાત પછી આપના ફરઝંદ હઝરત સૈયદ શરીફ શૈખ (રહ્મતુલ્લાહ અલૈહ) ને સજ્જાદાએ તરીકત પર બેસાડ્યા. હિ.સ. ૧૨૬૮ ઈ.સ. ૧૮૫૧ માં હઝરત સૈયદ શરીફ શૈખ ની વફાત પછી આપના ફરઝંદ હઝરત સૈયદ હસન (રહ્મતુલ્લાહ અલૈહ) સજ્જાદાનશીન થયા. હઝરત સૈયદ હસન સાહબ બ્રિટીશ સરકાર ના મોટા વફાદાર સરદારોમાં હતા. એમને સ્ટાફ ઓફ ઈન્ડીયા નો ખિતાબ ઈનાયત થયો હતો અને તે વખતની ન્યાય કમિટીમાં પણ આપને લેવામાં આવ્યો હતો, એમણે હિ.સ. ૧૨૯૮ ઈ.સ. ૧૮૮૦ માં વફાત પામી.

હઝરત સૈયદ હસન (રહ્મતુલ્લાહ અલૈહ) ના બે ફરઝંદ હતા :-

(૧) હઝરત સૈયદ ઝૈન

(૨) હઝરત સૈયદ અબ્દુલ્લાહ હતા.

વાલિદ મોહતરમ ના પછી હઝરત સૈયદ ઝૈન (રહ્મતુલ્લાહ અલૈહ) સજ્જાદાનશીન થયા.

હઝરત સૈયદ અલી (રહ્મતુલ્લાહ અલૈહ) ના ફરઝંદ જવાની માં જ વફાત પામ્યા હતા, એટલે હઝરત સૈયદ અલી (રહ્મતુલ્લાહ અલૈહ) પછી આપના ભાઈ હઝરત સૈયદ જઅફર (મદ ઝિલ્લાહુ) સજ્જાદાનશીન થયા. જે હમણાં હયાત છે. (સુખનવરાને ગુજરાત ઉર્દુ પાના નં. ૨૫૮)

## હઝરત સૈયદ અલી ઐદ્રુસ નું ખાનદાન (છોટા ઐદ્રુસ)

હઝરત સૈયદ અલી બિન અબ્દુલ્લાહ બિન અહમદ બિન હુસૈન બિન અબ્દુલ્લાહ બિન શરીફ શેખ બિન અબ્દુલ્લાહ બિન શૈખ બિન અબ્દુલ્લાહ બિન અબુબકર સકરાન હિ.સ. ૧૦૪૫ ઈ.સ. ૧૬૩૫ માં તરીમ મુકામે પૈદા થયા અને પ્રારંભિક ઈલ્મ શીખ્યા પછી હિન્દુસ્તાન તશરીફ લાવ્યા. આપ લેખક હતા. હિ.સ. ૧૧૩૧ ઈ.સ. ૧૭૧૮ માં વફાત થઈ. મઝારે શરીફ સુરત માં છે.

આ ખાનદાન ની ખાનકાહ ને છોટે ઐદ્રુસ ના નામ થી યાદ કરવામાં આવે છે.

હઝરત સૈયદ અલી (રહ્મતુલ્લાહ અલૈહ) ના પછી આપના પૌત્ર (પોતા) હઝરત સૈયદ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ સજ્જાદાનશીન થયા. આપે મદીના મુનવ્વરહ માં હિ.સ. ૧૧૮૩ ઈ.સ. ૧૭૫૯ માં વફાત પામી.

હઝરત સૈયદ મુહમ્મદ (રહ્મતુલ્લાહ અલૈહ) પછી આપના ફરઝંદ હઝરત સૈયદ અલી સજ્જાદાનશીન થયા. હઝરત સૈયદ અલી એ હિ.સ. ૧૧૯૩ ઈ.સ. ૧૭૭૯ માં મદીના મુનવ્વરહમાં વફાત પામ્યા. આપના પછી આપના ફરઝંદ (દિકરા) હઝરત સૈયદ હુસેન હિ.સ. ૧૨૧૩ ઈ.સ. ૧૭૯૭ માં સજ્જાદાનશીન થયા.

હઝરત સૈયદ અલી (રહ્મતુલ્લાહ અલૈહ) ના બીજા ફરઝંદ હઝરત સૈયદ ઉમર શક્કાફ ની હિ.સ. ૧૨૨૨ ઈ.સ. ૧૮૦૭ માં વફાત થઈ.

હઝરત સૈયદ હુસૈન પછી એમના ફરઝંદ હઝરત સૈયદ અહમદ ઉર્ફે કલ્લુમિયાં સજ્જાદાનશીન થયા અને ૨૨ વરસ ની ઉંમર માં હિ.સ. ૧૨૪૧ ઈ.સ. ૧૮૨૫ માં વફાત થઈ.

હઝરત સૈયદ અહમદ ઉર્ફે કલ્લુમિયાં ના ત્રણ ફરઝંદ થયા :-

(૧) હઝરત સૈયદ હુસેન (રહ્મતુલ્લાહ અલૈહ)

(૨) હઝરત સૈયદ ઉમર (રહ્મતુલ્લાહ અલૈહ)

(૩) હઝરત સૈયદ મહમૂદ (રહ્મતુલ્લાહ અલૈહ) હતા.

હઝરત સૈયદ અહમદ ઉર્ફે કલ્લુમિયાં ના જાનશીન હઝરત સૈયદ મુહમ્મદ થયા. એમણે હિ.સ. ૧૨૭૬ ઈ.સ. ૧૮૫૯ માં વફાત પાઈ, તો એમના ફરઝંદ હઝરત સૈયદ અલ્વી જાનશીન થયા. હઝરત સૈયદ અલ્વી શાયર (કવી) હતા અને 'અલ્વી' તખલ્લુસ હતું. આપની વફાત હિ.સ. ૧૩૧૫ ઈ.સ. ૧૮૯૭ માં થઈ.

હઝરત સૈયદ અલ્વી (રહ્મતુલ્લાહ અલૈહ) પછી હઝરત સૈયદ અબુબકર ઉર્ફે મૌલાના મિયાં બિન સૈયદ અબ્દુલ્લાહ બિન સૈયદ ઉમર બિન સૈયદ અલી બિન સૈયદ મુહમ્મદ બિન સૈયદ અબ્દુલ્લાહ બિન સૈયદ અલી, સજ્જાદાનશીન થયા. હઝરત મૌલાના મિયાં ને કોઈ ઔલાદ ન હતી. તારીખ ૮ નવેમ્બર ઈ.સ. ૧૯૨૮ માં વફાત થઈ.

(સુખનવરાને ગુજરાત ઉર્દુ પાના નં. ૨૬૧)

# અવલિયાએ ગુજરાત (ગુજરાતી) માં ઐદ્રુસી અવલિયાએ કિરામ

(પાના નં. ૩૩૪ થી શરૂ)

## શૈખ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ)

(સાહિબે-કિતાબ)

આપ ઐદ્રુસી ખાનદાનના વંશજ છે. પિતાજી નું નામ અબ્દુલ્લાહ હતું. હિ.સ. ૯૧૯, ઈ.સ. ૧૫૩૭ માં હઝરમૌત (શહેરનું નામ, યમન) પાસે "તરીમ" ગામમાં જન્મ થયો. પ્રાથમિક શિક્ષણ વાલિદે મોહતરમ પાસેથી મેળવી અને ઐદ્રુસી ખાનદાનની ખિલાફત મેળવી. (ઐદ્રુસી ખાનદાન કાદરી સિલસિલાનાં છે) પહેલી હજ વાલિદે મોહતરમ સાથે કરી. આ હજના સફર દરમ્યાન મુબારક રમઝાન મહીનામાં ચાર ઉમરાહ દિવસે અને ચાર ઉમરહ રાત્રે કરતા. પંદર વરસ સુધી મદીના મુનવ્વરા ખાતે રહી જુદી જુદી દીની તાલીમ મેળવી. તે સમયના મહાન આલિમ શહાબુદ્દીન અહમદ બિન મુહમ્મદ અલ સહમી પાસેથી જાહેરી તેમજ બાતિની ફૈઝ પામ્યા, તેમની પાસેથી હદીષ ની સનદ મેળવી.

હિ.સ. ૯૫૬, ઈ.સ. ૧૫૪૯ માં ગુજરાત તશરીફ લાવ્યા. ગુજરાતમાં સૌ પહેલા ઐદ્રુસ ખાનદાન નો પાયો આપે નાંખ્યો. શરૂઆતમાં સુરત ખાતે રહી હજારો લોકોને રૂહાની તથા દીની ફૈઝ પહોંચાડ્યો. હિ.સ. ૯૫૮, ઈ.સ. ૧૫૫૧ માં સુરત થી અહમદઆબાદ આવ્યા. ગુજરાતના સુલ્તાન મહમૂદશાહ બેગડા આપનો અકિદતમંદ હતો. હિ.સ. ૯૬૦ માં આપ ભરૂચ આવ્યા હોવાનો ઉલ્લેખ તવારીખમાં જોવા મળે છે. એક નોંધ મુજબ ભરૂચ ખાતે ૬ વરસ સુધી રહી રૂહાની ફૈઝ પહોંચાડ્યો.

સૈરૂલ અવલિયાના કથન મુજબ હિ.સ. ૯૬૬ માં હાજીઓ માટે દરિયાઈ સફર તકલીફવાળો હતો. દરિયા ઘણો જ તોફાની બન્યો હતો. આ સિવાય ફિરંગીઓ અને પોર્ટુગલોની રંજાડનો પણ હાજીઓને ડર હતો. એવા વખતમાં આપ (રહ્મતુલ્લાહ અલૈહ) એક બશારત ના આધારે હાજીઓની સલામતીની દુઆ માટે સુરત બંદરે તશરીફ લાવ્યા. આપના ફરઝંદ સૈયદ મુહમ્મદ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) પણ સુરત ખાતે આજ કામમાં મશગુલ હતા.

આ વરસે ફરીથી અહમદઆબાદ આવ્યા અને વફાત સુધી અહીંજ રહ્યા.

હઝરત ઐદુસ શરીઅત પાલનમાં ઘણા જ ચુસ્ત હતા. સુન્નતની પૈરવી (અનુકરણ) ઉપર ખાસ ભાર મુકતા હતા. શિર્ક બિદઅત અને શરીઅત વિરૂદ્ધ ના કામોથી ભારે સુગ હતી. ઝુહદ, તકવા અને નરમાઈ એટલી બધી હતી કે સદા કહ્યા કરતા કે :- "જ્યારે કોઈ મારો હાથ ચુમે છે ત્યારે મને એમ લાગે છે કે જાણે તે મને તમાચો મારી રહ્યો છે, કોઈ મારા પગ ચુમે છે ત્યારે તે મને મારી આંખમાં તીર મારતો હોય એમ જણાય છે."

આપ ઘણી કિતાબોના લેખક પણ હતા. જેમકે, અકદુન્નબી, સિર્રુલ મુસ્તફવી, સિરાજુત્તવહીદ, નફાઈસુલ અનફાસ, તોહફતુલ મુરીદીન, મૌલુદે સગીર વ મૌલુદે કબીર, શર્હુલ નફહાતુલ હુકમ વગૈરે. અકદુન્નબી કિતાબની હસ્ત લિખિત પ્રત હૈદ્રાબાદના આસિફિયા પુસ્તકાલયમાં છે. આપની એક બીજી કિતાબ શરહે ફુતુહાતે મક્કીયહનો એક કલમી નુસ્ખો ભરૂચના વડા કાઝી મર્હુમ નુરૂદ્દીન શિરાઝી પાસે હતો, જેની કિતાબત હિ.સ ૯૭૪ માં થઈ છે.

મશહુર મુહદિષ હાફીઝ અબ્દુર્રહમાન બિન દબીઅ સેબાની અને અલ્લામા ઈબ્ને હજર મક્કી પાસે થી દીની તેમજ રૂહાની ફૈઝ મેળવ્યો હોવાની તવારીખમાં નોંધ છે. હદીષ ના ઈલ્મમાં આપ (પારંગત) હતા. ફન્ને રિજાલ અને ઉસુલે હદીષમાં ઉચ્ચ સ્થાન ધરાવતા હતા. ગૂર્જર ભૂમિ ઉપર કાલલ્લાહ અને કાલર્રસૂલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની રૂહ-પરવર સદાઓ બુલંદ કરવામાં આપનો ફાળો નોંધપાત્ર હતો.

આપના મોટા ફરઝંદ હઝરત સૈયદ અબ્દુલ્લાહ એ ખિલાફત હાસિલ કરી પોતાના વતન તરીમ પાછા ગયા. સૈયદ અહમદ ઐદ્રુસ સાહેબનો મઝાર ભરૂચમાં છે.

હઝરત સૈયદ મુસ્તુફા ઉર્ફે બાલાપીર ઐદ્રુસ સાહેબનો મઝાર સુરત ખાતે છે. ચોથા સાહબઝાદા હઝરત સૈયદ મુહ્યુદ્દીન અબ્દુલ કાદીર, વાલિદે મોહતરમની જગ્યાએ સજ્જાદાનશીન થઈને હિ.સ. ૧૦૬૭, ઈ.સ. ૧૬૨૭ માં વફાત પામી, અહમદઆબાદમાં દફન થયા.

હઝરત ઐદ્રુસ હિ.સ. ૯૯૦ માં ૨૫ મી રમઝાન શરીફમાં વફાત પામ્યા. ઝવેરીવાડ, રીલીફ રોડ, અહમદઆબાદમાં મઝાર છે. આપની

આજુબાજુ પુત્ર-પૌત્ર અને ખાદિમ મદફૂન (દફન) થયેલા છે. આપના મઝારની બહારના ચોગાનમાં બે બીવીઓ અને અન્ય કુટુંબીજનો દફન થયેલ છે. આપના મઝારનું ચોગાન ઘણું પહોળુ હતું. કૃષ્ણ સિનેમા સુધી, એટલે કે શૈખ અલી રઝા સરહિન્દી (રહ્મતુલ્લાહ અલૈહ) ના મઝારના કંપાઉન્ડની હદ સુધી તે ફેલાયેલો હતું. આ ચોગાનનો કેટલોક વિસ્તાર રીલીફ રોડમાં સમાઈ ગયેલ છે.

આ વિસ્તારમાં શાહી વખતમાં અરબ સોદાગરો વસતા હતા. અહીં એક પોળનું જુનું નામ સોદાગરની પોળ મશહુર છે.

આપથી આપના પૌત્ર હઝરત સૈયદ મુહમ્મદ બિન સૈયદ અબ્દુલ્લાહે પણ ફૈઝ મેળવ્યો હતો. આપે હઝરમૌત (યમન) થી અહમદઆબાદ આવીને દાદા પાસે ફૈઝ મેળવ્યો. સુરત ખાતે હિ.સ. ૧૦૩૦ માં આપની વફાત થઈ. હઝરત અબુબકર શિબ્લીએ આપને ફઝલો-કમાલ ના અને ઘણાં મશહૂર બા-કમાલ અવલિયાએ કિરામ તરીકે આપની તારીફ કરી છે.

## **સૈયદ અહમદ ઐદુસ** (રહ્મતુલ્લાહ અલૈહ)

મઝારે શરીફ : ઐદુસ સાહેબનો રોજો - ભરૂચ.

આપ હઝરતનું નામ સૈયદ અહમદ હતું. "મુજલ્લિલુલ કુલૂબ"ની ઉપમા ધરાવતા હતા. ૯૪૪ હિજરી ૧૫૪૨ ઈસવીમાં 'તરીમ' ખાતે પૈદા થયા.

આપ ઐદુસ ખાનદાનનાં બુઝુર્ગ હતા. આપ હઝરતના વાલિદે મોહતરમ સૈયદ શૈખ બિન સૈયદ અબ્દુલ્લાહ હિજરી સને ૯૫૬ ઈસવી ૧૫૫૧ માં અરબસ્તાનના હૈદરમૌત પાસે આવેલા તરીમ નામના કસ્બાથી (યમન) અહમદઆબાદ આવી સ્થાયી થયા હતા. પિતાજી ૯૬૦ હિજરીમાં ભરૂચ તશરીફ લાવ્યા હતા.

આપ હઝરતે 'તરીમ'ના મોટા આલિમો પાસેથી ઉચ્ચ દીની તાલીમ હાસિલ કરી હતી. એ પછી ગુજરાતમાં વાલિદે મોહતરમ પાસે આવી ઐદુસી ખાનદાનની ખિલાફત મેળવી. વાલિદે મોહતરમના હુકમથી ભરૂચમાં તબ્લીગ માટે આવી વસ્યા.

હઝરત સૈયદ અહમદ (રહ્મતુલ્લાહ અલૈહ) ને બુંદ દાણા, કહવા તથા દફનો શોખ હતો. અલ્લાહની હમ્દ તથા યાદમાં અરબી ભાષાના કસીદા દફ બજાવડાવી સાંભળતા. વારંવાર બુંદનો કાવો પીતા હતા. પોતાના દુઃખ-દર્દો હલ

કરવા હિન્દુ-મુસ્લિમ લોકસમુદાય હઝરતની ખાનકાહે ઉમટતો હતો. ઝીન્દગીના આખરી વરસોમાં આપ હઝરતની હાલત મજઝૂબ જેવી બની ગઈ હતી. હંમેશા મસ્જિદના ધાબા ઉપર જ ઈબાદતમાં મશ્ગુલ રહેતા હતા.

ઈ.સ. ૧૦૨૨-ઈ.સ. ૧૬૧૪ માં પોર્ટુગીઝોએ જ્યારે ભરૂચ ઉપર હુમલો કર્યો ત્યારે લોકો ગભરાટના માર્યા આપ હઝરત પાસે દોડી આવ્યા અને આવેલ આફત ટળે એ માટે દુઆ કરવા અરજ કરવા લાગ્યા. લોકો અરજ કરવા આવ્યા ત્યારે હઝરત બેઠા હતા. લોકોની કાકલૂદી સાંભળી આપ મજઝૂબ કશો જવાબ આપ્યા વિના સૂઈ ગયા. હઝરતના આવા વર્તનથી લોકો તેમ કરવાનું કારણ શાંતિ સ્થપાઈ જશે એમ સમજી ચાલ્યા ગયા હતા. પોર્ટુગીઝો એ પછી ઝાઝું નુકસાન કર્યા વિના ભરૂચમાંથી ચાલ્યા ગયા હતા.

૭૬ વર્ષની ઉંમરે ૧૭મી શાબાન હિજરી ૧૦૨૪ ઈસવી ૧૬૧૫માં ભરૂચ ખાતે વફાત પામ્યા. **આપ હઝરતનો રોજો ઐદ્રુસ સાહેબના રોજા તરીકે ભરૂચમાં મશહુર છે.**

હઝરત ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ના ખાનદાનના સૈયદ જઅફર સાદિક બિન સૈયદ ઝયનુલ આબિદીન બિન સૈયદ અબ્દુલ્લાહ બિન સૈયદ શૈખને ૧૦૩૧ હિજરીમાં ઓલપાડ તાલુકાનું 'ઓરમા' ગામ તથા શાહજહાનાં વખત દરમિયાન હિજરી ૧૦૬૫ ઈસવી ૧૬૫૫ માં ભરૂચ તાલુકાનું 'ઉમરાજ' ગામ ખાનકાહના ખર્ચ માટે આપવામાં આવ્યું હતું.

## સૈયદ અબ્દુલ્લાહ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ)

મઝારે શરીફ : ઐદ્રુસ સાહેબનો રોજો - ભરૂચ.

આપ (રહ્મતુલ્લાહ અલૈહ) સૈયદ શરીફ શૈખ બિન સૈયદ મુહમ્મદ (વફાત ૨૧ ઝિલ્હજ ૧૨૬૮ હિજરી ૧૮૫૧ ઈસવી) ના સાહબઝાદા હતા. વાલિદે મોહતરમની ઐદ્રુસીયા ખાનદાનની ખિલાફત મેળવી હતી. ભરૂચ ખાતે વફાત પામ્યા અને ઐદ્રુસ સાહેબના રોજામાં કબર છે.

## સૈયદ મુહમ્મદ ઐદ્રુસ (રહમતુલ્લાહ અલૈહ)

મઝારે શરીફ : વરિયાળી ભાગોળ, ગુંબદે એદ્રુસિય્યહ, સુરત.

આપ હઝરત ઐદ્રુસ ખાનદાનના રોશન ચિરાગ હતા. આપ હઝરતની પૈદાઈશ હિજરી ૯૭૦ ઈસવી ૧૫૬૨ માં હૈદરમૌત પાસેના 'તરીમ' ગામમાં થઈ હતી. આપ હઝરતનું ખાનદાન "ઐદ્રુસ ખાનદાન"ના નામે મશહુર છે.

દાદાજી હઝરત સૈયદ શૈખ (રહમતુલ્લાહ અલૈહ) હિન્દુસ્તાન ખાતે હિજરી ૯૮૯ ઈસ્વી ૧૫૮૧ માં તશરીફ લાવ્યા. અહમદઆબાદ ના આપના મુબારક કદમ આવ્યા એટલે દાદાજી હઝરત શૈખ (રહમતુલ્લાહ અલૈહ) એ અરબીમાં આપ હઝરત ની તારીફમાં શાયરી કરી હતી.

હઝરત સૈયદ મુહમ્મદ બિન સૈયદ અબ્દુલ્લાહ અહમદઆબાદ ખાતે દાદાજી સૈયદ શૈખ (રહમતુલ્લાહ અલૈહ) પાસેથી ખિલાફત, ખિર્કહ તથા રજા મેળવી હિજરી ૧૦૨૩.ઈસવી ૧૬૧૪માં સુરત તશરીફ લાવ્યા. તે વખતના સુરતના મુત્સદ્દી મહમૂદખાને આપ હઝરતનું ભવ્ય સ્વાગત કર્યું. આપ હઝરતે પોતાના દાદાજી હઝરત સૈયદ શૈખ (રહમતુલ્લાહ અલૈહ) એ નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમે) રૂહાની ઈશારે બતાવેલ જગ્યાએ બંધાવેલ મસ્જિદમાં પોતાની ખાનકાહ બનાવી રુશ્દો-હિદાયતના કામની શરૂઆત કરી. મહમૂદખાને બાદશાહના ફરમાન મુજબ તાલિબખાનના બગીચાની આવકનો એક ભાગ આપ હઝરતની ખાનકાહ તથા મસ્જિદના ખર્ચ માટે વકફ કર્યો હતો.

આપ હઝરતની વફાત ૧૭ મી ઝિલ્હજ હિજરી ૧૦૩૧ ઈસવી ૧૬૨૧માં સુરત ખાતે થઈ.

## સૈયદ મુહમ્મદ મુસ્તફા ઐદ્રુસ (રહમતુલ્લાહ અલૈહ)

મઝારે શરીફ : વરિયાવી ભાગોળ, સુરત

આપ સૈયદ શૈખ મુહમ્મદ (રહમતુલ્લાહ અલૈહ) ના ત્રીજા સાહબઝાદા હતા. આપ હઝરત સાહબે કશ્ફો-કરામાતવાળા બુઝુર્ગ હતા. નાનપણમાં દિવાલના એક ભાગ ઉપર બેસી દિવાલને ઘોડાની જેમ પોતાની કરામત વડે ચલાવતા હતા. ઘણી કાચી વયમાં આપ હઝરત સુરતમાં વફાત પામ્યા. સાદાતે ઐદ્રુસ મદફૂન થયા છે ત્યાં જ આપ હઝરત પણ દફન થયા.

## સૈયદ જઅફર સાદિક ઐદ્રુસ (રહમતુલ્લાહ અલૈહ)'

મઝારે શરીફ : વરિયાવી ભાગોળ, સુરત

આપ હઝરતના વાલિદનું નામ સૈયદ ઝયનુલ આબિદીન અલ ઐદ્રુસ હતું.

ઐદ્રુસ ખાનકાહના સજ્જાદાનશીન સૈયદ અબ્દુલ કાદિર (રહમતુલ્લાહ અલૈહ) ની વફાત પછી સૈયદ જઅફર સાદિક બિન ઝયનુલ આબિદીન બિન અબ્દુલ્લાહ બિન સૈયદ શૈખ સજ્જાદનશીન થયા.

'તારીખે આઈનએ માનૂસ' માં આપ હઝરતની એક કરામત જોવા મળે છે. સુરતમાં મિર્ઝા ઝાહિદ બેગ નામના એક મોટા વેપારી હતા. એક વખત મુસાફરી દરમિયાન તેમનું વહાણ તોફાનમાં સપડાયું. વહાણમાં કાણું પડી જતાં દરિયાનું પાણી તેમાં ભરાવા માંડ્યું. વહાણ ડૂબી જવાનો ભય ઊભો થતાં મિર્ઝા સાહેબે માનતા માની કે જો જાન બચી જશે તો હું હઝરત ઐદ્રુસ સાહેબની ખાનકાહમાં મીનારો બંધાવવાનો તેમ જ સમારકામ કરવાનો ખર્ચ કરીશ. આ વખતે હઝરત ઐદ્રુસ (રહમતુલ્લાહ અલૈહ) હૌઝ ઉપર બેઠા હતા. હઝરત એકદમ હૌઝમાં કૂદી પડ્યા, થોડીવાર તેમાં જ રહ્યા. અકીદતમંદોએ કારણ પૂછતાં હઝરત ખામોશ રહ્યા. ઝાહિદ બેગનું વહાણ ડૂબતાં બચી ગયું. ઝાહિદ બેગ સુરત સહી-સલામત આવી ગયાં. ઝાહિદ બેગે હઝરત સામે હાજર થઈ તોહફા પેશ કર્યા. પોતાની નિય્યત ઉપર તેમણે અમલ કર્યો નહીં. એક વખત ઝાહિદ બેગ હઝરત ઐદ્રુસ (રહમતુલ્લાહ અલૈહ) ની ખિદમતમાં બેઠા હતા. હઝરતે ઝાહિદ બેગને પોતાના ખભા ઉપર પડેલ નિશાન બતાવી યાદ અપાવ્યું કે તમારું વહાણ ડૂબી રહ્યું હતું તેમાં પડેલ બાકોરાને પૂરવા જતાં તે ચોટ આવી હતી, તેનું આ નિશાન છે. ઝાહિદ બેગ ભોંઠા પડી ગયા, પોતે જે નિય્યત કરી હતી તે અદા કરવા હઝરત ઈશારો કરી રહ્યા છે એ સમજતાં તેમને વાર લાગી નહીં. ઝાહિદ બેગે ૫૭ પગથિયાવાળો ૮૦ ફૂટ ઊંચો મીનારો બંધાવ્યો. મીનારો બાંધવાના કામમાં ઝાહિદ બેગે પોતે પણ તકલીફ ઉઠાવી હતી.

**'તઝકિરતુસ્સાલિહીન'** લખે છે કે મિરઝા ઝાહિદ બેગ ૨૦ જેટલા વહાણોના માલિક હતા. શરૂઆતમાં તેઓ શિયા હતા, એક રાતે હઝરત ઝયનુલ આબિદીન અલ ઐદ્રુસ (રહમતુલ્લાહ અલૈહ) તેમના ખ્વાબમાં આવ્યા. ઝયનુલ

આબિદીને મિર્ઝાને શિયા અકીદાથી તવબા કરાવી અને તેમની મૂંછો તથા લટોના વાળ પણ કપાવી નાંખ્યા. સવારે જાગ્યા ત્યારે જોયું તો તેમની મૂંછો તથા લટો કપાયેલી હતી. તેઓએ સજ્જાદાનશીન હઝરત જઅફર ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ની ખિદમતમાં હાજર થઈ ખ્વાબ ની હકીકત જણાવી. શિયા અકીદો છોડી તેમણે સુન્ની અકીદો અપનાવ્યો. ઝાહિદ બેગે હઝરત જઅફર ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) થી બયઅત કરી. ઝાહિદ બેગ હઝરત જઅફર ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ની પાંયતીમાં દફન થયા છે. એક વખત ઝાહિદ બેગની બેગમને દફનાવવા કબર ખોદતાં ખોદતાં બાજુમાં આવેલ ઝાહિદ બેગની કબરનો થોડોક ભાગ ઉઘાડો થઈ ગયો, જોતાં જણાયું કે ઝાહિદ બેગનું કફન તદ્દન સલામત છે. સુરતના તે વખતના નવાબ અફઝલુદ્દીન પણ જોનારાઓમાંથી હતા.

ઝાહિદ બેગે હઝરત ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ની ખાનકાહમાં મીનારો, ટાંકી, હૌઝ અને અન્ય બાંધકામ માટે લાખો રૂપિયા ખર્ચ કર્યા હતા.

હઝરત જઅફર ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ના સમયમાં બાદશાહ શાહજહાંએ હઝરતની ખાનકાહના ખર્ચ માટે ઓલપાડ તાલુકાનું 'ઓરમા' ગામ ઈનામમાં આપ્યું હતું. (હિજરી ૧૦૩૧) સૈયદ જઅફર સાદિક (રહ્મતુલ્લાહ અલૈહ) હિજરી ૧૦૪૬-ઈસ્વી ૧૬૫૪ માં વફાત પામ્યા.

## બઝમે અવલિયાએ ભરૂચ પાનું નં. ૭૫

### હઝરત હાફીઝ સૈયદ અહમદ અલ-ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ)

નામ :- આ મહાન બુઝુર્ગનું નામ સૈયદ અહમદ છે.

ઉપનામ :- 'મુજલ્લે અલ કબ્બુસ' છે.

વાલિદનું નામ :- સૈયદ શરીફ હતું.

આપ શાફઈ મસલકના સૈયદ હતા. હઝરમૌતના તરીમ કસ્બા (યમન) થી આપ ભરૂચ આવેલા.

**પૈદાઈશ** :- તરીમ કસ્બામાં હિ.સ. ૯૪૯ માં થયો હતો.

**આપના હાલાત** :- આપના વાલિદે મોહતરમ આપને તરીમ માં મુકીને હજ કરવા ગયા હતા, ત્યાંથી હિ.સ. ૯૫૮ માં ગુજરાતના સુરત બંદરે આવ્યા.

તે વખતે ગુજરાતમાં સુલ્તાન મહમૂદશાહ બેગડાનો અમલ હતો. સુલ્તાને આપને માન અને ઈઝઝત સાથે આપનું સ્વાગત કર્યુ અને અહમદઆબાદ શહેરમાં કયામ કરવાનું કહ્યું. આપ અહમદઆબાદના ઝવેરીવાડમાં (જ્યાં હાલ આપનો રોજો અને મસ્જિદ છે ત્યાં) કયામ કર્યુ અને અહમદઆબાદના લોકોને ઈલ્મે જાહેરી અને બાતિની થી ફયઝ પહોંચાડતા રહ્યા.

હઝરત સૈયદ અહમદ (રહ્મતુલ્લાહ અલૈહ) એ પોતાના વાલિદની ગેરહાજરીમાં પોતાની વાલિદહ પાસે ઈસ્લામની પ્રાથમિક તાલીમ લીધી એ સિવાય ત્યાંના મહાન અવલિયાએ કિરામ હઝરત સૈયદ અબ્દુર્રહમાન બિન શહાબુદ્દીન, હઝરત શૈખ અહમદ ઈબ્ને અલ્વી, હઝરત શૈખ અહમદ બિન હુસૈન અલ ઐદ્રુસ થી ઈલ્મ હાસિલ કર્યો.

હિ.સ. ૯૬૮ માં આપના વાલિદે મોહતરમ ને મળવા માટે તરીમ થી સુરત બંદરે ઉતરી ત્યાંથી અહમદઆબાદ આવ્યા અને અહિંયા જ રહ્યા. અહમદઆબાદમાં પોતાના વાલિદે મોહતરમ પાસેથી ઈલ્મી જાહેરી અને બાતિની તથા તત્વજ્ઞાનની તાલીમ હાસિલ કરી એડન (યમન) પાછા ગયા, ત્યાં અલ્લામા ઉમર બિન અબ્દુલ્લાહ ઐદ્રુસ જેવા મહાન આલીમ અને બીજા બુઝુર્ગો પાસેથી ઈલ્મે દીન હાસિલ કર્યુ અને તરીમ ગયા. તરીમ માં આપ અલ્લામા અહમદ બિન ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ની સોહબતમાં રહ્યા.

આપની શાદી પણ અલ્લામા અહમદ બિન ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ની સાહબઝાદી સાથે થઈ. તરીમ માં થોડો વખત રહીને હિ.સ. ૯૭૧ માં પોતાના વાલિદે મોહતરમને મળવા માટે અહમદઆબાદ તશરીફ લાવ્યા અને આપની સોહબતમાં રહીને પોતાની તાલીમ ને મુકમ્મલ કરી અને આપના વાલિદે મોહતરમ ના સિલસિલામાં મુરીદ બન્યા અને ખિલાફત હાસિલ કરી.

વાલિદે મોહતરમની વફાત પછી અહમદઆબાદ માં આવીને રહ્યા. આપને યુવાની માંજ ઈબાદત વ રિયાઝત નો ઘણો શોક હતો, પોતાનો વધારે વખત ઈબાદતમાં ગુજારતા અને વજદની હાલતમાં રહેતા હતા, આ હાલત આપની જીંદગીભર રહી. ઘણી વાર આવી જ વજદની હાલત અને કૈફમાં પોતાના હુજરાના ધાબા ઉપર ચઢીને અરબી અશ્આરો (શેરો) માં અલ્લાહ તઆલાની હમ્દ વ-સના, આરબોના રિવાજ મુજબ દફ વગાડી કરતા હતા. કેટલીકવાર કવ્વાલો પાસે સૂફિયાના કલામ પઢવાનું કહેતા, કલામ સાંભળી ક્યારેક ક્યારેક આપ કૈફ

માં આવી જઈને દફ પોતાના હાલતમાં લઈને જોરજોરથી બજાવતા, આમ કરવાથી કેટલીયે વાર દફ ફાટી જતું. ક્યારેક આપ મસ્તીમાં અને કૈફની હાલતમાં આપની રૂહને (આત્માને) સંબોધી (કહીને) ને ફારસી ગઝલ પણ પઢતા હતા.

આપને બુંદ દાણાનોં ઘણો શૌક હતો. આપની રૂહાની કશીશ થી ઘણાં લોકો ફૈઝયાબ થયા. આપ લોકોની તકલીફો માટે અલ્લાહ તઆલા થી દુઆ કરતા, જે કબુલ થતી અને લોકો આપથી ખુશ થઈ જતા હતા.

હિ.સ. ૧૦૨૨, ઈ.સ. ૧૬૧૪ માં પોર્ટુગીઝો એ ત્રીજીવાર ભરૂચને લૂંટવાના ઈરાદેથી દરિયાઈ રસ્તેથી ચઢાઈ કરી હતી ત્યારે લોકો ગભરાઈને આપની પાસે દુઆ કરાવવા ગયા, ત્યારે આપ બેઠા હતા, તરત જ આપ સુઈ ગયા, લોકો આ જોઈને ફિકરમાં પડી ગયા કે આપ શું કામ સુઈ ગયા? પણ પાછળથી પોર્ટુગીઝો ભરૂચને વધારે નુકસાન કર્યા વગર પાછા જતા રહ્યા, ત્યારે લોકોને હઝરતના સુઈ જવાનું કારણ સમજમાં આવ્યું કે પોર્ટુગીઝો ભરૂચમાં વધુ વખત અલ્લાહ તઆલાની મહેરબાનીથી રહી શકશે નહીં.

મુગલ શહેનશાહ જહાંગીરના મોટા ઉમરાવો માંના કુલઈખાન અને અબ્દુર્રહીમ ખાનેખાનાનએ પોતાના હોદ્દાઓની બઢતી માટે આપથી દુઆઓ કરાવી હતી અને તેમાં તેઓ કામયાબ થયા હતા.

આપના ઘણા મુરીદો હતા. ઐદ્રુસી સૈયદોના અરબ જમીંદારો આપના મુરીદ હતા. હઝરત સૈયદ અબ્દુલ્લાહ બિન શરીફ ઐદ્રુસી (રહ્મતુલ્લાહ અલૈહ) પણ આપના વાલિદે મોહતરમના સિલસિલામાં મુરીદ હતા અને ભરૂચ માં વફાત પામ્યા અને અહિંજ દફન થયા.

બાદશાહો તરફથી આપને ઉમરાજ ગામ (ભરૂચ) તથા ઓરમા ગામ (સુરત) મળ્યા હતા. એમના લંગરખાનામાં દરરોજ બસ્સો માણસો જમતા હતા. આપને એક સાહબઝાદી (દિકરી) હતી જે નાનપણમાં ગુજરી ગઈ.

**આપનો વિસાલ :-** હઝરત હાફીઝ સૈયદ અહમદ અલ ઐદ્રુસની વફાત ૧૬મી શાબાનના રોજ હિ.સ. ૧૦૨૪ માં ભરૂચ માં થયો. આપને મસ્જિદના સહેનની સામે દફન કરવામાં આવ્યા.

હઝરત શૈખ અબ્દુલ વહ્હાબ બિન ફત્હુલ્લાહ ભરૂચી એ 'હા કબરહુ તિરયાક' ના શબ્દો ઉપરથી આપની વફાત ની તારીખ હિ.સ. ૧૦૨૪ કાઢી છે. જેનો મતલબ હુશીયાર થઈ જાવ થાય છે.

**ગુજરાતીઓએ લખેલાં ફારસી ગ્રંથો** પાનું નં. ૫૧

હઝરત શૈખ શરીફ શૈખ ઐદ્રુસી (રહ્મતુલ્લાહ અલૈહ) એ સૌથી પહેલા ઐદ્રુસીયા ખાનદાનનો પાયો નાખ્યો. ગુજરાતના સુલ્તાન મહમૂદશાહ બેગડાને આપનામાં ઘણી અકિદત રાખતા હતા. હઝરત ઐદ્રુસી (રહ્મતુલ્લાહ અલૈહ) કુટુંબ જે ભરૂચ અને સુરતમાં જાણીતું છે, તે કુટુંબના હઝરત શૈખ શરીફ ઐદ્રુસી (રહ્મતુલ્લાહ અલૈહ) એમના વાલિદનું નામ હઝરત સૈયદ અબ્દુલ્લાહ (રહ્મતુલ્લાહ અલૈહ) હતું.

હઝરત શૈખ શરીફ ઐદ્રુસી એ ઘણાં ગ્રંથો (કિતાબો) લખ્યા છે જે નીચે મુજબ છે :-

(૧) અકદુન્નબી
(૨) શરહઉલ મુસ્તફવી
(૩) સિરાજુ-દતૌહીદ
(૪) નફાઈસુલ અન્ફાસ
(૫) તોહફતુલ મુરીદીન
(૬) મૌલુદે સગીર
(૭) મૌલુદે કબીર
(૮) હિઝબુન્નફસ

# તારીખે અવલિયા ગુજરાત

**મિરાતે અહમદી (પૂરવણી)** પાનું નં. ૮૯

**ઐદ્રુસી સૈયદો** (સાહિબે-કિતાબ)

સૈયદ અબ્દુલ્લાના સાહબઝાદા **સૈયદ શરીફ ઐદ્રુસી** :-

આપનો મઝારે શરીફ અહમદઆબાદ શહેરની અંદર રીલીફ રોડ, ઝવેરીવાડમાં છે. એવું કહે છે કે એમનામાં નમ્રતા તથા સભ્યતા ના ગુણો ભરેલા હતા અને એવું કહેતા હતા કે, કોઈ માણસ મારા પગ ચુમે છે તો મને એવું લાગે છે કે જાણે તેણે મારી આંખોમાં તીર માર્યા અને કોઈ હાથ ચુમે છે તો જાણે તેણે મને થપ્પડ મારી.

એમનો કાળ તારીખ ૨૫ રમજાન ને દહાડે થયો. તેમના રૂચેલા ઘણાં પુસ્તકોમાંથી 'અકદે નબવી' નામનું આ દેશમાં ઘણું પ્રસિદ્ધ છે. એમના પુત્ર સૈયદ અબ્દુલ્લાહ ભરૂચમાં અને પૌત્ર સૈયદ મહમૂદ (મુહમ્મદ) સુરતમાં સુતેલા (મઝારે શરીફ) છે.

## ગુજરાતનો સાંસ્કૃતિક ઈતિહાસ પાનું નં. ૧૫૪

### મદ્રસએ ઐદ્રુસ

હઝરત સૈયદ મુહમ્મદ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) ના મઝારે શરીફની પાસે, હાજી ઝાહીદબેગ એ હઝરત શૈખ જાફર સાદિકના વાલીપણાના સમય દરમ્યાન, સુરત મુકામે હિ.સ. ૧૦૪૧ ઈ.સ. ૧૬૩૧ માં એક મદ્રસો બંધાવ્યો હતો, જેમાં લાંબા સમય સુધી જ્ઞાન-વિજ્ઞાનનું શિક્ષણ અપાતું રહ્યું હતું.

### ઐદ્રુસ ખાનદાનનું પુસ્તકાલય પાનું નં. ૧૮૫

સુરતના પ્રતિષ્ઠિત (ખાનદાની) લોકોમાં એક વિખ્યાત (મશહૂર) ખાનદાન ઐદ્રુસ સાહેબનું છે. ગુજરાતના સુલ્તાન મહમૂદ શાહ બેગડાના વખતમાં આ ખાનદાન અહમદઆબાદમાં આવ્યું. સૌથી પહેલા હઝરત શૈખ ઐદ્રુસ (રહ્મતુલ્લાહ અલૈહ) આવ્યા, ત્યાર બાદ તેમનું ખાનદાન આવ્યું અને તેમણે અહિંયા કાયમી નિવાસ કરી લીધો.

તેમના પૌત્ર હિ.સ. ૯૭૫, ઈ.સ. ૧૫૬૭ માં સુરત આવ્યા, તે બહુ ઉદાર હતા. "દયાળુ અને ઉદાર આવ્યા" આ નામ થી આપની હિન્દુસ્તાનમાં આવ્યાની તારીખ નિકળે છે. (ઐદ્રુસી પુસ્તકાલય, સુરત ની હસ્તલિખિત કૃતિ "કિતાબે મઝારાતે સુરત વ ભરૂચ." આ કૃતિમાં લખ્યું છે કે સુલ્તાન મહમૂદશાહ બેગડા બિન લતીફખાન ના રાજ્યકાળમાં હિ.સ. ૯૫૦, ઈ.સ. ૧૫૪૩ માં ઐદ્રુસ ખાનદાન હઝરમૌત (યમન) થી અહમદઆબાદ આવ્યું. પરંતુ આ ખરૂ નથી. ખરૂ એજ છે કે જે ઉપરના પાઠમાં લખ્યું છે.)

આ ખાનદાન હંમેશા વિદ્યાપ્રેમી રહ્યું હતું અને લેખન પ્રવૃત્તિ તેમનો કાયમી વ્યવસાય હતો. તેમની પાસે એક મોટું પુસ્તકાલય પણ હતું જે પેઢી દર પેઢી આ ખાનદાનમાં રહેતું આવ્યું છે. ઈ.સ. ૧૯૩૨ માં આ કિતાબ મૌલાના અબુઝફર

નદવી સાહેબે આ પુસ્તકાલયમાં જોયું હતું, ત્યારે પણ હદીષ, તસવ્વુફ, સાહિત્ય અને ઈતિહાસના પુસ્તકોના મોટો ભંડાર ત્યાં હતો. તેમાંથી કેટલીક કિતાબોના નામો આ છે :-

(૧) તઝકીરતુશ્શૈખેન, હસ્તલિખિત, અબ્દુલ્લાહ એેદ્રુસ અને મુહમ્મદ એેદ્રુસ (હિ.સ. ૯૬૬, ઈ.સ. ૧૫૫૮) નો અહેવાલ છે.

(૨) મશારીકુલ અન્વારૂલ કુદ્દુસિયા ફી મનાકીબુસ-સાદાતુલ એેદ્રુસીયા, શૈખ એેદ્રુસનો ખાનદાની અહેવાલ છે. લેખક : શૈખ મુહમ્મદ સ્વાલેહ (હિ.સ. ૧૦૪૭, ઈ.સ. ૧૬૩૭)

(૩) મુહમ્મદ અબ્દુલ હકીમ બિન શૈખ અબ્દુલ વહાબ ઈબ્ને શૈખ અબ્દુર્રઝઝાક અબ્બાસી કૃત 'તારીખે સુરત' પણ છે (ઈ.સ. ૧૮૧૫) તેમણે જ મિરાતે અહમદીનો ખુલાસો ઉર્દુમાં આપ્યો છે.

આજ પુસ્તકાલયમાં ઉસ્તરલાબ-શાસ્ત્ર વિષે એક પુસ્તક હતું. જે ગુજરાત ઉપરના વિજય પછી મોગલોના હાથોમાં પહોંચી ગયું. તેમાં ગુજરાતના શાહી પુસ્તકાલયોની મોહર મૌજુદ છે. જ્યારે તે જહાંગીરના કબજામાં ગયું તો તેની મોહર લગાવવામાં આવી. ત્યાર બાદ અબ્દુર્રહીમ ખાનેખાનાન ના પુસ્તકાલયની મોહર લાગી. શહેનશાહ અકબરનાં ગ્રંથપાલ (લાયબ્રેરીની દેખભાલ રાખનાર વિધ્વાન) અલી મુરાદ ના હાથે લખેલું આ વાક્ય તેમાં મૌજુદ છે, "ખાસ પુસ્તકાલયમાં દાખલ થયું." તેમાં આકૃતિઓ અને રેખાંકનો સંપૂર્ણ રીતે બનેલા છે, જેથી ઝીચ વગેરે બનાવવામાં મદદ મળે છે તથા ગ્રહોની માપણી થાય છે. અત્યારે આ પુસ્તક ગજરાવાલ (પાકીસ્તાન) ના અરસ્તુજાહ ના પુસ્તકાલયમાં છે. આ ખાનદાનના આગા હુસેન પાકીસ્તાનમાં રહે છે. (હુમાયું, લાહોર, ૧૯૪૮)

## (૫૯) -: સંદર્ભગ્રંથો :-

આ કિતાબ "ગુજરાતના કાદરી અવલિયાએ કિરામ" ના સંકલન પેટે નીચે મુજબના આધારભુત ગ્રંથોનો સંદર્ભ લેવામાં આવ્યો છે.

(૧) કચ્છ-કાઠિયાવાડના મશહુર ઓલીયા ભાગ-૧
લેખક : માસ્તર હમીરાણી - કરાચી.

(૨) યાદે અય્યામ (મુખ્તસર તારીખે ગુજરાત-ઉર્દુ)
લેખક : હઝરત મૌલાના હકીમ સૈયદ અબ્દુલહઈ સાહેબ

(૩) ઓલીયાએ ગુજરાત (ગુજરાતી)
લેખક : અબ્દુલ્લાહ એમ. પટેલ

(૪) આબે કૌષર (ઉર્દુ)
લેખક : શૈખ મુહમ્મદ ઈકરામ સાહેબ

(૫) રૌદે કૌષર (ઉર્દુ)
લેખક : હઝરત શૈખ મુહમ્મદ ઈકરામ સાહેબ

(૬) કશ્ફુલ મહજુબ (ઉર્દુ)
લેખક : હઝરત દાતા ગંજબક્ષ લાહોરી અલી હીજવરી (રહમતુલ્લાહ અલૈહ)

(૭) સફીનતુલઔલીયા (ઉર્દુ)
લેખક : હઝરત શાહઝાદા દારાશીકોહ કાદરી

(૮) અખ્બારૂલ અખીયાર (ઉર્દુ)
લેખક : હઝરત શૈખ અબ્દુલહક્ક મોહદ્દિષ દહેલ્વી (રહમતુલ્લાહ અલૈહ)

(૯) હકીકતુસ્સુરત (ઉર્દુ)
લેખક : શૈખ રઝીયુદ્દીન અહમદ બખ્શીશ ઉર્ફે બખ્શુમીયાં

(૧૦) ઝીકે ઓલીયા અલ્લાહ ઔર તારીખે નહરવાલા (પીરાન પટ્ટન)
પ્રકાશક : હુસૈની કમીટી - મોરબી

(૧૧) અહમદઆબાદના ઔલિયા
લેખક : અબ્દુલ્લાહ એમ. પટેલ

(૧૨) નગર નવાનગર જામનગર
લેખક : હરીકિસન જોષી

(૧૩) તારીખે અવલિયાએ ગુજરાત (મિરાતે અહમદી પૂરવણી)

(૧૪) પાટણના અવલિયાએ કિરામ
(૧૫) ગુલઝારે અબરાર (ઉર્દુ)
(૧૬) આસ્તાનાએ હઝરત સૈયદ અબ્દુલ વહહાબ કાદરી જબ્બારી અલયહિર્રહમા. ઈબ્તેદાએ તામીર રિપોર્ટ
(૧૭) તારીખે સૂફીયાએ ગુજરાત, ઉર્દૂ
(૧૮) જનાબ ગુલામ રાઝીક સાહબનું હઝરત શાહ અબ્દુસ્સમદ ખુદનુમા (રહમતુલ્લાહ અલૈહ) નો લેખ
(૧૯) શિજરએ તરીકત માટે હઝરત મૌલાના અબ્દુલ કાદિર કુરૈશી એ મદદ કરી છે.
(૨૦) તારીખે મશાઈખે કાદરીયા. ડો. ગુલામ યાહ્યા અંજુમ.
(૨૧) તઝકીરહ મશાઈખે કાદરીયા બરકાતીયા, રીઝવીયા.
(૨૨) સીરતે ગૌસે આઝમ, હઝરત અલ્લામા આલમ ફખરી, ગુજરાતી.
(૨૩) તવારીખુલ ઔલિયા, ભાગ-૨
(૨૪) હોરી :- હઝરત અબ્દુસ્સમદ ખુદાનુમા (હઝરત ખ્વાજા સૂફી લિયાકત હુસૈનશાહ ઉર્ફે મુન્નેમિયાં અબુલ-ઉલાઈ જહાંગીરી, ભૈંસોડી શરીફ, જિ. રામપુર, યુ.પી)
(૨૫) નુરૂશ્શુયુખ, ફારસી
(૨૬) મજમુઆ શજરાત, મૌલાના સૈયદ અસગરઅલી (હિન્દી)
(૨૭) બઝમે બુઝુર્ગાને બળૌદા, ગુજરાતી
(૨૮) બઝમે ઔલિયાએ ભરૂચ, ગુજરાતી
(૨૯) તારીખે રાંદેર મંઝુમ, ગુજરાતી
(૩૦) અનવર કાવ્ય, ગુજરાતી
(૩૧) સુખનવરાને ગુજરા, ઉર્દુ
(૩૨) ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો, ગુજરાતી
(૩૩) ગુજરાતનો સાંસ્કૃતિક ઈતિહાસ, ગુજરાતી
(૩૪) અન્નુરૂસ્સાફીર ઉર્દુ
(૩૫) રિસાલએ અહમદીયા ફિ મનાકિબે મશાયેખે મગરિબીયહ, અરબી
(૩૬) અલ-અશરફ ગુજરાતી માસિક માર્ચ ૨૦૧૨

# ગુજરાત ઐતિહાસિક અને સૂફીઓના પુસ્તકોની યાદી

૧. મિરાતે અહમદી (ગુજરાતનો ઈતિહાસ સાથે મુગલ સુબેદારોનો ઈતિહાસ) રૂા.૨૫૦/-
૨. મિરાતે સિકંદરી (ગુજરાતના સુલ્તાનોનો પૂરો ઈતિહાસ) રૂા.૨૫૦/-
૩. તારીખે અવલિયાએ ગુજરાત (મિરાતે અહમદી પૂરવણી) રૂા.૨૦૦/-
૪. ગુજરાતનો સાંસ્કૃતિક ઈતિહાસ (મુગલ અને સલ્તનત કાળ) રૂા.૧૫૦/-
૫. અહમદઆબાદના રૂહાની સ્થાપકો (ચાર અહમદ અને બારા બાવા) રૂા.૬૦/-
૬. Ahmedabad and other places of Interest in Gujarat રૂા.૩૫/-
૭. સરખેજ રોજા સંકુલનો ઈતિહાસ રૂા.૧૩૦/-
૮. તારીખે સલાતીને ગુજરાત (ગુજરાતના સુલ્તાનોનો ઈતિહાસ) રૂા.૧૫૦/-
૯. હયાત અને મલ્ફુઝાત, હઝરત શેખ અહમદ મગરિબી ખટ્ટુ (સરખેજ) રૂા.૨૫૦/-
૧૦. પાટણના ઓલિયાએ કિરામ રૂા.૧૨૦/-
૧૧. તારીખે મુઝફ્ફરશાહી (સુલ્તાન મુઝફ્ફરશાહ (હલીમ)નું જીવન ચરિત્ર રૂા.૧૦૦/-
૧૨. હઝરત મુહમ્મદ અને ખુલ્ફાએ રાશીદીન રૂા.૧૦૦/-
૧૩. ગુજરાતના નાગરોએ કરેલું ફારસી ભાષા અને સાહિત્યનું ખેડાણ રૂા.૫૦/-
૧૪. ગુજરાતના સૂફી-ઓલિયાઓએ લખેલા ફારસી પુસ્તકો રૂા.૬૦/-
૧૫. અહમદઆબાદ કે રૂહાની અવલિયા (ઉર્દુ) રૂા.૬૦/-
૧૬. યાદે ઐયામ (મુખ્તસર તારીખે ગુજરાત) ઉર્દુ રૂા.૮૦/-
૧૭. ગંજબખ્શ, કુત્બેઆલમ, શાહેઆલમ રૂા.૬૦/-
(હઝરત શેખ અહમદ ખટ્ટુ-સરખેજ, હઝરત બુરહાનુદ્દીન કુત્બેઆલમ, હઝરત મુહમ્મદ શાહેઆલમ)
૧૮. તોહફતુલ મજાલીસ - હ.શેખ અહમદ ગંજબખ્શ (સરખેજ) રૂા.૧૦૦/-
૧૯. ગુજરાતના ચિશ્તીયા અવલિયાએ કિરામ ' રૂા.૧૭૫/-
(સાથે ચિશ્તીયા સિલસિલાના અવલિયાઓના હાલાત પણ છે)
૨૦. ગુજરાતના સુહરવર્દિયા અવલિયાએ કિરામ રૂા.૧૭૦/-
(સાથે સુહરવર્દિયા સિલસિલાના અવલિયાઓના હાલાત પણ છે)
૨૧. ગુજરાતના કાદરીયા અવલિયાએ કિરામ (છપાય છે)
(સાથે કાદરીયા સિલસિલાના અવલિયાઓના હાલાત પણ છે)
૨૨. ગુજરાતના નકશબંદીયા અવલિયાએ કિરામ (છપાય છે)
(સાથે નકશબંદીયા સિલસિલાના અવલિયાઓના હાલાત પણ છે)
૨૩. ગુજરાતનો ઈતિહાસ (તારીખ) અને તેના અવલિયાએ કિરામ
યાને 'યાદે ઐયામ' (છપાય છે)